स्व. आचार्यश्री कर्मसिंहजी स्मारक शास्त्रमाळा

मणुका ३३–३४–३५–३६

श्री

# જૈન રાસમાળા

ભાગ ૨ જો.

[ જેમાં સતી સુલસા, સતી કનકસેના, સતી ધનવતી અને સતી તરંગવતીના રસિક આખ્યાનો રાસા રૂપે દાખલ કરવામાં આવ્યા છે. ]

卐

યોજક અને સંપાદક:

આચાર્યશ્રી નાગચંદ્રજી સ્વામી.

પ્રકાશક:

શાહ આશધીર કુરપાર.

કચ્છ-તલવાણા.



વીર સં. ૨૪૬૭ વિ. સં. ૧૯૯૭ ઇ. સ. ૧૯૪૧

આવૃત્તિ પહેલી પ્રત ૪૦૦



મૂલ્યઃ સમ્યક્ત્વ-શીલ પરિપાલન.

મુદ્રકઃ

શાહ કેશવલાલ સાંકળચંદ

• ધી વીરવિજય પ્રિ. પ્રેસ •

સલાપોસ ક્રોસરોડ : અમદાવાદ

# અર્પણ.

સ્વ. પૂજ્યપાદ આચાર્ય ગુરૂદેવ

શ્રી કર્મસિંહજી સ્વામી,

પરમ કૃપાળુ ગુરૂદેવ !

અતિ ગાઢ અજ્ઞાનમયી દુર્વાસના રૂપ દુર્ગંધમાં રખડતા મ્હારા જેવા સ્વલ્પજ્ઞને પરમ દયા દષ્ટિની વૃષ્ટિ વરસાવી જ્ઞાન રૂપ ફૂલવાડીનાં દર્શન કરાવ્યાં; એટલું જ નહિ, પરંતુ તે ફૂલવાડીમાં રહેલ વિવિધ જાતિનાં ફૂલોની પરાગનો ભોગી બનાવ્યો તથા સમ્યક્ત્વ અને બ્રહ્મચર્યના રોચક સ્વરૂપને વિવિધ દષ્ટાંતોથી સમજાવી મ્હારા જીવનને સંસ્કારી બનાવ્યું તેથી મને જે આનંદ થયો છે તે અકથ્ય છે અને તે અવર્ણનીય આનંદમાંજ તૈયાર કરેલા આ ચાર રાસો આપશ્રીને સપ્રેમ સમર્પણ કરી આપશ્રીના આત્માને શાંતિ વાંછું છું.

વીર સંવત્ ૨૪૬૭.
વીર જયંતી, બુધવાર.

લિ.
આપનો ઋણી શિષ્યઃ—
મુનિ નાગચંદ્રજી.

# આભાર-દર્શન.

આ એ ચારે રાસોની પ્રેસ કોપી અને કઠીન શબ્દોના અર્થો કાળજી પૂર્વક શુદ્ધતાથી લખી આપનાર સ્વ. પૂજ્યશ્રી કર્મસિંહજી સ્વામીના શિષ્ય વિદ્યમાન પૂજ્યપાદ આચાર્ય શ્રીમન્નાગચંદ્રજી સ્વામિના શિષ્ય મુનિશ્રી રત્નચંદ્રજી મહારાજનો આ સ્થળે વિનમ્રભાવે આભાર માનવામાં આવે છે.

વીર સંવત્ ૨૪૬૭
મહાવીર: જયંતી.
બુધવાર.
તણુવાણા (કચ્છ).

શાહ આસધીર કુરપાર.

॥ ૐ પાર્શ્વજિનાય નમઃ ॥

# સ્વર્ગસ્થ શાહ મોણશી ખીમરાજના જીવનની રૂપરેખા.

**अनुष्टुप् वृत्तम्.**

**क्षणुर्च्चित्तं क्षणुर्वित्तं, क्षणुर्मानवजीवनम्;**
**धर्मकीर्तिद्वयं स्थिरं, अस्थिरमन्यकेवलम्.**

ભારત–પુણ્યશાળી ભારતમાં અનેક નરપુંગવો પાકયા છે અને પાકતા જાય છે. તેમાંએ કચ્છ અને કાઠીઆવાડમાં એ માડુડા નર નીપજવાની બળવાન ભૂમિ તો પોતાના લાડકડા જાયાઓ દેશને દીપાવનારાઓ એક પછી એક આપતી રહી છે.

દાનવીર જગડુશા, સતી સોનલ, ભકતરાજ ગરીબનાથ, સુસંત ઈશ્વરદાસ તથા જૈનાચાર્યો અને અનેક પુણ્યાત્માઓ કચ્છ ભૂમિમાં પાક્યા છે.

ખરેખર દ્વિભાષી (કચ્છી અને ગુજરાતી) કચ્છ દેશ જેટલો પ્રૌઢકાય છે તેટલોજ પુરૂષાર્થમાં પણ પ્રથમ પંક્તિએ આવે છે. જ્યારે કાઠીઆવાડ અને ગુજરાતના માનવીઓ નિદ્રા ને આળસમાં પાસું ફેરવતા હતા તે સમયે કચ્છી માડુ ઝરીયા, રંગુન, અરબસ્તાન, ઈરાન અને આફ્રિકાના પ્રદેશો સુધી પહોંચી જઈ સ્વદેશે લક્ષ્મીની રેલમછેલ વહેવડાવતા હતા. એ પડછંદકાયને સ્નાયુબદ્ધ પુરૂષાર્થી કચ્છીઓએ ગળથુથીમાં **उद्योगिनंपुरुषसिंह मुपैति लक्ष्मीः** નો મંત્ર ઘુંટીઘુંટીને પીધો હોય તેમ દુઃખો ને યાતના, દ્વંદ્વો અને કષ્ટની યત્કિંચિત્ પરવા કર્યા વિના મક્કમ પગલા ભરી ત્યાં પહોંચતા જ્યાં પુરૂષાર્થ કરવાના ક્ષેત્ર હોય. એવા એક સાહસીક કચ્છી શ્રાદ્ધવર્યના જીવનની યશોગાથા અહીં આલેખવાની છે.

કચ્છ દેશના કાંઠી વિભાગના માંડવી બંદરથી ઈશાન કોણમાં સાત માઈલ દૂર આવેલ તણવાણા ગામ છે. આ ગામમાં વીશા ઓસવાળ જ્ઞાતિના જૈનધર્મ પાળનારા ૧૭૫ ઘરો છે. આ સિવાય ગરાશીઆ વગેરેની પણ તેટલીજ વસ્તી છે. જૈન પાઠશાળા તથા કન્યાશાળા મહાજન તરફથી ચાલે છે. ધર્મના સ્થળો પણ ભવ્ય છે. ગામના લોકો ભાવિક અને ભક્તિપરાયણ છે.

આ ગામમાં જ્ઞાતે વીશાઓસવાળ ગડા અવટંકી જૈન શ્વેતાંબર સ્થાનકવાસી આઠ કોટી સંપ્રદાયનો ધર્મ પાળનાર શાહ **ખીમરાજ હુરધીર** વસતા હતા. તેઓ સ્વભાવે ધર્મશીલ, સરળ અને સાદું જીવન ગાળનાર હતા. તેમના ધર્મપત્ની સદ્‌ગુણી, સદ્‌ભાગી કમબાઈ બાઈ શરીરે નિરોગી, મજબૂત બાંધાના અને ધર્મની ભાવનાવાળા હતા. તેમને ત્રણ પુત્રો હતા-**ભોજરાજ**, કુરપાર અને આપણા ચરિત્રનાયક **મોણશીભાઈ**. આ **મોણશીભાઈનો** જન્મ સંવત ૧૯૨૧ ની સાલમાં થયો હતો. તે વખતે તેમનું કુટુંબ ગરીબ સ્થિતિનું હોવાથી અને ગામમાં કેળવણીના સાધનો ન હોવાથી મોણશીભાઈએ વિશેષ વિદ્યાભ્યાસ કર્યો ન હતો પણ તેઓ ખેતીવાડીનો ધંધો કરતા, અને તેથી તેમની કાયા ખૂબ કસાએલી હતી.

**મોણશીભાઈના** બન્ને મોટાભાઈઓ કમાણી અર્થે મુંબઈ ગયેલ હતા. ત્યાર પછી સં. ૧૯૪૭ માં મોણશીભાઈ ૧૭ વર્ષની ઉમરે ધંધા અર્થે મુંબઈ ગયા.

સાધારણ ઓળખાણવાળા ન્યાતભાઈને ત્યાં પેટ વડીએ નોકરી સ્વીકારીને એ **મુંબઈમાં** રહ્યા. દાણાની દુકાનની એ નોકરી બે વખતના ભોજનના બદલામાં સખતમાં સખત મજૂરી કરવી પડતી, પણ જેને આગળ વધવું છે તે પરિશ્રમની પરવા કરતા નથી. પગાર તો કાંઈ મળતો નહોતો. પરંતુ વેપારી જીવન ઘડાતું હતું. કાર્યદક્ષ બુદ્ધિના મોણશીભાઈને દાણાની દુકાન કેમ ચલાવવી, માલ ક્યાંથી લાવવો અને કેમ વેચવો એ શીખવાની એ નોકરી રૂપી નિશાળ હતી. વેપારની ચાવી હાથ લીધી ને એમણે નોકરીમાંથી રજા લીધી. તાકાતવાન

પુરૂષ માટે કરી તોયે નો-કરી જેવી નોકરી નકામી છે, એમ સમજી પોતાના ભાઇ કુરપાર સાથે દુકાનમાં રહ્યા. ત્યાં ખંતપૂર્વક દુકાનનો ધંધો કરતા હતા.

દુનિયામાં દુઃખ ભોગવી રહેલો માનવી હરેક પળે સુખને જન્માવી રહેલો હોય છે ને સુખ એના માટે સર્જાય છે; તેમ સુખ ભોગવી રહેલા માટે નિતાંત દુઃખ આવવાનું છે. કદાપિ કોઇને માટે હમેશાં સુખ કે હમેશાં દુઃખ ચિરંજીવ રહી શકતું નથી અને રહ્યું પણ નથી. **यतः-चक्रवत् परिवर्तन्ते सुखानि च दुःखानि च.**

ઓછી મૂડી, ધંધાની શરૂઆત, મોટાભાઇને ધંધાની ઓછી આવડત, આ બધા સંયોગોમાં દુકાનમાંથી સારી કમાણી મળે એ અસંભવિત હતું. છતાં જેની ભુજ્નમાં બળ છે અને હૈયામાં હિમત છે એવા મોણશીભાઇ જરા પણ નિરાશ થયા વગર કરકસર, પ્રમાણિકતા અને જાતમહેનતને લીધે આગળ વધવા લાગ્યા. અનાજના કોથળા ખભે ઉપાડીને ગ્રાહકોને પહોંચાડવા સુધીની જાતમહેનત તે કરતા.

નવ વર્ષ મુંબઇ રહ્યા બાદ સં. ૧૯૪૫ માં તણવાણાના રહીશ શાહ ગણશી એતશીની પુત્રી **વી**લાંબાઇ સાથે મોણશીભાઈના લગ્ન થયા. **વી**લાબાઇ સદ્દગુણી, ગૃહ વ્યવહારમાં કુશળ-કામની આવડત-વાળા અને વિવેકસંપન્ન હતા.

સ્વલ્પકાળ વીત્યા પછી **મો**ણશીભાઈના માતાપિતા બિમાર થયા. તેમની સેવા વાત્સલ્યભાવે કરી અને તેઓના માવિત્રો સ્વર્ગ-વાસી થયા, તેમ મોટાભાઈ **ભો**જરાજ પણ સ્વર્ગવાસી થયા.

હવે **મો**ણશીભાઇને મુંબઈ જઇ સ્વતંત્ર ધંધો કરવાની ઇચ્છા થઇ. એ અરસામાં **ત**ણવાણાના રહીશ **મા**લશીભાઈ **ધ**ર્મશી જે **મો**ણશીભાઈના ભાણેજ થાય, જેમના માબાપ નાનપણથી જ ગુજરી ગયેલ હતા અને જેમની સ્થિતિ પણ નબળી હતી. આ ભાણેજને **મો**ણશીભાઈ કુટુંબવાત્સલ્યભાવથી **મું**બઈ સાથે તેડી ગયા. ત્યાં ગામદેવી ઉપર **મા**લશી **મો**ણશીના નામથી નાનીસરખી અનાજની દુકાન શરૂ કરી. દાણાની દુકાનમાં સાચા પરિશ્રમે ગ્રાહકી વધવા

લાગી, અને તેમાં માલનો જથ્થો એ બચત નફાથી વધારવા લાગ્યા. તેમના પ્રારબ્ધે પણ તેમને વારી આપી અને તેમની દાણાની દુકાન વિકાસને પામી. માવિત્ર વિહુણા **માલશીભાઈ**ને કોઇ રીતે ઓછું ન આવે તેવી રીતે વાત્સલ્યભાવથી રાખ્યા. પુરૂષ પ્રયત્નની સાથે શુભ કર્મ જ્યારે કૃપા કરે છે અથવા ઉદય પામે છે ત્યારે દરેક કાર્ય સફળ નીવડે છે. તેજ પ્રમાણે **મોણશીભાઈ**ની દુકાન ધમધોકાર ચાલવા લાગી. અને સારી સરખી પૈસાની આવક આવવા લાગી. તેઓ લક્ષ્મીવાન બન્યા છતાં પોતાની અગાઉની ગરીબ હાલતને કદાપિ ભૂલ્યા નહોતા. ગરીબોને જોઈ તેમને પોતાના અગાઉના દિવસો યાદ આવતા અને તેમને બનતી સહાય કરતા; અને એ સહાય એવી રીતે આપતા કે કોઇ ઘરમાં ન જાણે. પોતાના આત્મા સિવાય એ દાનની હવા જાહેર ન થાય તેવી કાળજી રાખતા. પહેલેથી જ તેઓ દાન આપી વાહવાહ કહેવરાવવાની વિરૂદ્ધ હતા. તેઓ માનતા કે આપણે ગરીબોને મદદ કરવી, તેમના દુઃખમાં ભાગીદાર બનવું એમાં દાન કે ઉપકાર જેવું શું છે? એટલે જ તેઓ કીર્તિદાનથી પર રહેવાનો પ્રયાસ કરતા.

**વીલાંબાઈ** સાથે **મોણશીભાઈ**નો ગૃહવાસ બાવીસ વર્ષ સુધી ચાલ્યો. તેમાં ચાર પુત્રીઓ જન્મી. તેમાંની હાલ બે પુત્રીઓ હયાત છે; **કુંવરબાઇ** તથા **જેઠીબાઈ**. આ બન્ને પુત્રીઓ નાનપણથી ધર્મના સંસ્કારવાળી અને સેવાભાવી છે.

**મોણશીભાઈ**ના બીજીવારના લગ્ન **બી**દડાના રહીશ શાહ **તે**જશી ડાહ્યાની પુત્રી રતનબાઇ સાથે સં. ૧૯૬૭માં થયા હતા. આ બ્હેન નાનપણથી શરીરે કસાએલા, મીલનસાર સ્વભાવવાળા અને શ્રી વીતરાગના ધર્મની ભાવનાવાળા છે. આથી મોણશીભાઈની સંસારયાત્રા સુખમય ચાલતી હતી. દંપતી કુટુંબ–વાત્સલ્યભાવનાવાળા હોઇ કુટુંબનું પોષણ ઉદાર ભાવનાથી કરતા હતા.

**મોણશીભાઈ** અને **માલશીભાઈ** પાંત્રીશ વર્ષ લગી દુકાનમાં સાથે રહી મુંબઈમાં સારી સંપત્તિ મેળવી, સાથે સાથે નિત્યની ધર્મક્રિયાઓ ભક્તિભાવપૂર્વક કર્યા કરતા હતા.

સં. ૧૯૮૭માં મામો અને ભાણેજ સંતોષ વાળી મુંબઇના ધંધાને ટૂંકો કરી સ્વવતનમાં આવી રહ્યા.

પોતે સ્થાનકવાસી ધર્મના પાળનાર હોવા છતાં અનેક સંતો–સાધુઓના દર્શન કરવા નિમિત્તે અને તીર્થના સ્થળો નિહાળવા માટે પોતાના તમામ કુટુંબને સાથે લઇ ઘણે સ્થળે એક માસ સુધી જાત્રા કરી હતી. તેમાં ઘણા અનુભવો મેળવ્યા હતા. ઘણા ગરીબોને સંતોષી વિત્તનો સદ્દુપયોગ કર્યો હતો.

સં. ૧૯૯૧માં પ્રજ્ઞાશીલ મુનિમહારાજ શ્રી **માણેકચંદ્રજીસ્વામી** તથા સેવાભાવી મુનિ શ્રી **રામચંદ્રજીસ્વામી** ઠા. ૨નું ચાતુર્માસ ગામ તણુવાણે થયું હતું. આ ચાતુર્માસ દરમ્યાન મોણશીભાઇએ શ્રાદ્ધધર્મને યોગ્ય એવા ઘણાં વ્રતનિયમ લઇ પોતાના જીવનને પવિત્ર બનાવેલ હતું.

સં. ૧૯૯૫માં પૂજ્યપાદ આચાર્ય શ્રી **નાગચંદ્રજીસ્વામી** તથા તપસ્વી કૃષ્ણજીસ્વામી તથા સેવાભાવી **રામચંદ્રજીસ્વામી** ઠાણા ૩નું ચાતુર્માસ અતિઆગ્રહભરી વિનંતિ કરી તેમણે કરાવ્યું હતું. હમેશાં વ્યાખ્યાન શ્રવણ કરવાનો લાભ અને સંતસેવાનો લાભ ઉલટભાવથી લેતા. આ ચાતુર્માસમાં અન્ય ગામોના બહોળા પ્રમાણમાં શ્રાવક–શ્રાવિકાઓ પૂજ્યશ્રીના દર્શનાર્થે આવતા, તેઓની ઉંચ ભાવનાથી સેવા સુશ્રૂષા કરતા અને તે ચાતુર્માસનું ખર્ચ તેમણેજ આપેલ હતું.

તેઓ વૈભવશાળી હોવા છતાં સાદું જીવન ગાળનાર હતા. તેમની વય ૭૪ વર્ષની હોવા છતાં શરીર નિરોગી અને ઈંદ્રિયો કાબુમાં હતી. ધર્મ ઉપર તેમને શ્રદ્ધા અચળ હતી. સાધુ–સાધ્વીઓ ઉપર પણ તેમને અંતરની લાગણી હતી. બનતું ધર્મધ્યાન શ્રદ્ધાપૂર્વક કરતા. છેવટ તેમને સં. ૧૯૯૫ના માગસર શુદ ૨ના હાર્ટફેઇલની વ્યાધિ થતાં અકસ્માત અવસાન પામ્યા. તેઓ પોતાની પાછળ પોતાના ધર્મપત્ની **રતનબાઈ** તથા પોતાના વચેટ ભાઇ કુરપારના **પુત્ર આસધીર** અને બે પુત્રીઓ મૂકતા ગયા છે.

**સ્વર્ગસ્થ મોણશીભાઈ** એ પોતાના **સચ્ચારિત્રથી સારી સુવાસ**

ફેલાવી હતી. છેવટે સ્વર્ગસ્થનું આ સંક્ષિપ્ત વૃત્તાંત પૂરૂં કરી તેમના અમર આત્માને અખંડ શાંતિ મળે એવી હાર્દિક પ્રાર્થના કરવામાં આવે છે.

દેહધારી જીવને માટે વહેલું અથવા મોડું મૃત્યુ તો નિર્માણ થયેલું જ છે. જીવન મેળવવું, માનવી જીવન મેળવવું એ પૂર્વનું પ્રારબ્ધ છે. પણ માનવી જીવન જીવી જાણવું એ સુકૃત છે. જગતમાં એવા થોડા વીરલાજ જીવન જીવી જાણે છે, કે જેના જીવવાથી સેંકડો હજારો જીવો પ્રત્યે પરોપકાર થઈ શકે. હજારો જીવો અવલંબન લઈ શકે. ધન્ય છે એવા જીવનને !

સ્વર્ગસ્થ મોણશીભાઇના ધર્મપત્ની રતનબાઇ પતિભક્તા હોઇ પતિને પગલે ચાલી સ્વશક્તિ અનુસાર દાનપુન્ય કરે છે. દેવગુરૂ અને ધર્મ પ્રત્યે શ્રદ્ધા ધરાવે છે. સં. ૧૯૯૬માં તેમણે વર્ષીતપ કરેલ હતું. તે પ્રસંગે તેમણે બહારગામના સગાવહાલાઓને તેડાવેલ હતા. અને ગામમાં સ્વામીવાત્સલ્ય વગેરે શુભ ક્રિયાઓ કરેલ હતી.

પોતાના પતિના શુભ પુણ્યસ્મરણાર્થે કોઇ સમાજ–ઉપયોગી પુસ્તક છપાવી જ્ઞાનદાનનો લાભ લેવો એવી પ્રબળ ભાવના થઇ. એ અરસામાં સં. ૧૯૯૭ના ફાલ્ગુન માસમાં પૂજ્યશ્રી નાગચંદ્રજી સ્વામીનું પધારવું થતાં રતનબાઇએ પોતાની ભાવના પૂજ્યશ્રી આગળ વ્યક્ત કરી, એટલે પૂજ્યશ્રીજીએ તે વિનંતિ સ્વીકારી પોતે તૈયાર કરેલ "જૈન રાસમાળાનો બીજો ભાગ" જેમાં ચાર રાસોનો સમાવેશ છે, તેનું મેટર પ્રકાશન માટે આપ્યું, તે પુસ્તકનું તેમણે આ રીતે પ્રકાશન કરાવ્યું.

આ ચાર રાસનો સંગ્રહ મુમુક્ષુજનો વાંચી તેનો સાર ગ્રહણ કરી પોતાના જીવનમાં ઉતારી સત્ક્રિયા અને શુભ ભાવના તરફ યત્કિંચિત્ પ્રયાસ કરશે તો આ રાસસંગ્રહના લેખકનો શ્રમ ને છપાવનારના દ્રવ્યનો પણ સદુપયોગ થયો લેખાશે. ૐ શાંતિ : શાંતિ :

સંવત્ ૧૯૯૮
અશાડ વદ ૫ રવિવાર
કચ્છ–તલવાણા

આપનો અખંડ પ્રેમ ઇચ્છનાર,
આપનો ભત્રિજ,
**શાહ આસધીર કુરપાર.**

# પ્રસ્તાવના

જૈન શાસ્ત્રમાં ચાર પ્રકારનાં અનુયોગ કહેવામાં આવ્યા છે તે આ પ્રમાણે છેઃ—(૧) દ્રવ્યાનુયોગ (૨) ગણિતાનુયોગ (૩) કથાનુયોગ અને (૪) ચરણકરણાનુયોગ. તેમાં પહેલો, બીજો અને ચોથો અનુયોગ તાત્ત્વિક અને જૈનધર્મના આચારવિચારોની ઊંડી સમીક્ષાકર્તા હોવાથી, આજના મનુષ્યોની તે તરફ બહુ ઓછા પ્રમાણમાં રુચિ થાય છે; જ્યારે કથાનુયોગ વિષય ઓછા કે વધુ અભ્યાસીઓ માટે, બાળ, યુવાન કે વૃદ્ધ સર્વ કોઈ માટે એક સરખો ઉપયોગી અને સવિશેષ રુચિકર હોવાથી મનુષ્યોનું લક્ષ્ય બહુધા તે તરફ વધારે દોડે છે, તેથી જ આ દિશામાં વિશેષ પ્રયત્ન કરવામાં આવે છે. અને જ્યારે આ કથાનુયોગને સંગીતમાં–પદ્યમાં ગુંથવામાં આવે છે ત્યારે તો તે વિષયના શોખિનોને તો તે ખૂબજ ઉપયોગી, આનંદદાયક અને પ્રેરણાત્મક બને છે તેમાં શક નથી. એથીજ આજ પૂર્વે અનેક વિદ્વાનોએ જૈનધર્મના કથાગ્રંથોને રાસાઓમાં યોજીને મનુષ્યોની જીજ્ઞાસાવૃત્તિ સંતોષી છે. તેથીજ આજે સર્વત્ર આપણે બપોરનાં વ્યાખ્યાન વખતે ઢાળ ( રાસ ) વંચાતી અનુભવીએ છીએ. મતલબ કે આજે રાસાઓનું મહત્ત્વ જૈન સૂત્રોનાં વ્યાખ્યાન જેટલુંજ બલ્કે વધારે મનાયું છે.

આમાં એક વાત એ વિચારવા જેવી છે કે પ્રત્યેક રાસ બનાવનારે રાસની યોજના અસાંપ્રદાયિક શ્રેણીએ યોજવી ઘટે કે જેથી જૈન ધર્મને અનુસરનાર હરકોઈ ફીરકાનો જૈન કે જૈનેતર પણ રાસશ્રવણથી જૈનધર્મના મૂળભૂત સિદ્ધાંતોને જીવનમાં અપનાવવાની પ્રેરણા મેળવી શકે. સ્થા. જૈન સમાજમાં આવા સાર્વત્રિક ઉપયોગી રાસો બહુ ઓછા રચાયા છે, તેથીજ આપણે મૂ. પૂ. જૈન વિદ્વાનો કે મુનિવરોના રાસોનો આશ્રય લેવો પડે છે અને તેવા રાસોમાં બહુધા

સાંપ્રદાયિક વિષયો હોવાથી કેટલીક વખત જનતાના મન પર ઉલટી અસર કરે છે. આ ખામી દૂર કરવા કચ્છ આઠ કોટી મોટી પક્ષના વિદ્વાન આચાર્ય શ્રી **નાગચંદ્રજી** સ્વામીએ આ દિશામાં સ્તુત્ય પ્રયાસ આદરવા માંડયો છે. તે પ્રશંસાને પાત્ર ગણી શકાય. તેઓશ્રીએ બે વર્ષ પૂર્વે **'જૈન રાસમાળા' ભાગ પહેલો** રચીને પ્રગટ કરાવ્યો હતો. આજે તેનો બીજો ભાગ જૈન સમાજ સમક્ષ મૂકતાં અમને બહુ આનંદ થાય છે.

આ રાસગ્રંથમાં જુદા જુદા ચાર રાસોનો સમાવેશ કરવામાં આવ્યો છે. (૧) સતી સુલસા. (૨) સતી કનકસેના. (૩) સતી ધનવતી. (૪) સતી તરંગવતી. બધા રાસો બ્રહ્મચર્યની મહત્તા દર્શાવનારા છે.

જૈનધર્મનાં પાંચ મહાવ્રતો કે અણુવ્રતોમાં સૌથી વધુ મહત્ત્વ ચતુર્થ–બ્રહ્મચર્યવ્રતનું છે. એકના પાલનમાં પાંચેય વ્રતોનું પાલન છે અને એકના ભંગમાં પાંચેય વ્રતોનો ભંગ છે એવો સ્યાદ્વાદ અને નયદૃષ્ટિએ શાસ્ત્રકારોનો મત છે એટલુંજ નહિ પણ બ્રહ્મચર્યત્યાગી કે સ્વદાર કે સ્વપતિ અસંતોષીનું જીવન લોકદૃષ્ટિએ પણ પતિત અને નિંદ્ય છે એથીજ શાસ્ત્રકારોએ શ્રમણોપાસક માટે સ્વદારસંતોષવ્રત અને શ્રમણોપાસિકા માટે સ્વપતિસંતોષવ્રતનું પાલન કરવાનું સૂચવ્યું છે.

ઉપર્યુક્ત નીતિમાર્ગમાં દૃઢ રહેનાર સતી સ્ત્રી અને દૃઢપ્રતિજ્ઞ પુરુષ આ જીવન નાવ કેવી રીતે તરી જાય છે અને આ માર્ગથી પતિત થનાર કેવાં દુઃખો પામે છે એનું આબેહુબ આખ્યાન આ રાસાઓમાં કરવામાં આવ્યું છે.

સતી સુલસાની ધર્મ શ્રદ્ધા કેટલી અડગ છે, કસોટીમાંથી તે કેવી રીતે બહાર નીકળે છે તે જાણી સર્વ કોઈ જૈન ધર્મની શ્રદ્ધામાં દૃઢ રહેવાની પ્રેરણા મેળવશે તો, તેમજ પુણ્યપાળ અને ધનવતી,

કનકસેન અને કનકસેના, પદ્મદેવ અને તરંગવતીની બોધવાર્તાઓ માંથી જનતા બોધ ગ્રહણ કરી નીતિ માર્ગે ચાલવાનો નિશ્ચય કરશે તો લેખકે લીધેલો શ્રમ સફળ થશે.

વધારે આનંદની વાત તો એ છે કે, દરેક રાસની ગુંથણી સાદી અને સરળ ભાષામાં કરેલી હોવાથી કોઇપણ બાળક કે સ્ત્રી, વૃદ્ધ કે ઓછા અભ્યાસીને અતિ શીઘ્રતાથી તે સમજવામાં સરળ થઇ પડે છે. તેમજ કેટલાક અઘરા શબ્દોના અર્થો નીચે ટીકામાં આપવામાં આવ્યા છે તેથી રાસ કથાનું સ્પષ્ટ વક્તવ્ય સમજી શકાય.

આ રાસ પુસ્તકના પ્રુફ સંશોધનનું અને છપાવવા આદિનું કાર્ય 'સ્થા. જૈન પત્ર' (અમદાવાદ)ના તંત્રી શ્રી જીવણલાલ સંઘવીએ કર્યું છે તે બદલ અમે તેમનો આભાર માનીયે છીએ. શીઘ્રતાને લીધે, પ્રેસ દોષ કે દૃષ્ટિ દોષને અંગે કયાંક શબ્દની અશુદ્ધિ કે તેમાં ફેરફાર રહી ગયો હોય તો વાચક વર્ગ તે સુધારીને વાંચશે એવી નમ્ર વિજ્ઞપ્તિ છે.

લી. સંઘનો સેવક
**શાહ આસધીર કુરપાળ.**



## આત્મકલ્યાણાર્થે જીવ પ્રતિ ઉક્તિ.

—:o:—

**शार्दुलविक्रिडित वृत्तम् ।**

**यावत् स्वस्थमिदं कलेवरगृहं, यावच्च दूरे जरा,**
**यावच्चेन्द्रिय शक्तिरप्रतिहता, यावत् क्षयो नायुषः ।**
**आत्मश्रेयसि तावदेव विदुषा, कार्यः प्रयत्नो महान्,**
**प्रोदिप्ते भवने तु कूप खनने, प्रत्युद्यमः कीदृशः ॥१॥**

ભાવાર્થઃ—ભો ! ભવ મુસાફર જીવ ! જ્યાં સુધી આ તારૂં કલેવર (શરીર) રૂપી ઘર સ્વસ્થ છે, જ્યાં સુધી વૃદ્ધત્વ દૂર છે, જ્યાં સુધી ઈન્દ્રિયોની શક્તિ હણાઈ ગઇ નથી—છિન્ન ભિન્ન થઇ ગઇ નથી અને જ્યાં સુધી શારીરિક ક્ષય આવી પહોંચ્યો નથી, ત્યાં સુધીમાં હે ડાહ્યા ગૃહનાયક ! તારા **આત્મ કલ્યાણ**નું 'મોટામાં મોટું" કાર્ય સાધી લે ! ઉપર્યુક્ત સ્થિતિઓ પ્રાપ્ત થયા પછી તો તે કાર્ય (આત્મકલ્યાણ) કરવું એ:તો "ઘર સળગ્યા પછી કૂવો ખોદવા સમાન" વ્યર્થ છે. કિં બહુના ?

———

સ્વ૦ આચાર્ય શ્રી કર્મસિંહજી સ્વામી સ્મારક
શાસ્ત્રમાળા મણકો ૩૩મો.

ૐ

# સમ્યક્ત્વ—માહાત્મ્ય દર્શક :—

# સતી સુલસાનો રાસ.



: રચયિતા :

જૈન મુનિ નાગચંદ્રજી.



: પ્રકાશક :

શાહ આસધીર કુરપાર.

કચ્છ—તણવાણા.

વીર સંવત ૨૪૬૭ શ્રી વીર જયંતી, બુધવાર

# સ્વાગતાવૃત્તમ્

બોધિબીજ લહી જે આરાધે;
તે સતી સુલસા પરે શિવ વાધે.

卐

# અનુક્રમણિકા

॥ असिआउसाय नमः ॥

# સમ્યક્ત્વોપરિ સુલસા સતી રાસ.

## દોહરા.

સુખ કર સાહિબ સમરીયેં, શાન્તિનાથ ભગવાન;
ત્રણ લોકના તાપને, ટાળે તમો-વિ[1]તાન. ૧
કલ્પતરૂ સમ જગગુરૂ, જે ટાળે ભવ પાશ;
ઈહ ભવ પર ભવ પ્રાણિની, પૂરે વંછિત આશ. ૨
જિન મુખ પંકજ વાસિની, નાશિની મિથ્યાભાસ;
હેત ધરી હંસાસ[2]ની, દાસની પૂરો આશ. ૩
જિન ગણધર સદ્ગુરૂ નમું, જોડી જુગલ ભ[3]રિત્ર;
ભવ્ય જનો પ્રતિબોધવા, વિરચું સુલસા ચરિત્ર. ૪
દર્શન સાર સંસારમાં, દુર્લભ પામવું જેય;
કામ કુંભ સુર મણિ સમું, ઈષ્ટ મિષ્ટ ફળ દેય. ૫
સ્વ પર બોધ નિર્મળ કરણ, હરણ મિથ્યા ભ્રમ પાશ;
ઉત્તમ કેરી સં-કથા, ગાઉં ધરીય ઉલ્લાસ. ૬
જિમ ભાખ્યું છે શાસ્ત્રમાં, સુલસા ચરિત્ર રસાળ;
તિમજ કથું શ્રોતા કને, નિસુણો થઈ ઉજમાળ. ૭
નવ રસ નિર્મિત એ કથા, સુણતાં આનન્દ થાય;
દુઃખ દોહગ દૂરે ટળે, સમકિત નિર્મળ થાય. ૮

---

૧ અજ્ઞાનરૂપ અંધકારના જથ્થાને. ૨ હંસ ઉપર બેસનારી સરસ્વતી દેવી. ૩ હાથ.

## ઢાળ ૧ લી. [ દેશી ચોપાઈની ]

જંબૂદ્વીપના ભરત મુજાર, મગધ દેશ અતિ મનોહાર;
પાટનગર રાજગૃહ સાર, આખંડલ[1] પુર સમ ઉદાર. ૧
અષ્ટાદશ વરણ વસે તિહાં, દુઃખ દોહગ દાલિદ્ર નહિ જિહાં;
ધર્મ કર્મ સાચવતા જન, સંપ જંપથી રહે એક મન. ૨
'શ્રેણિક' નામે તિહાં નર તાજ, ઉભય દેશનું કરતો રાજ;
ન્યાય નીતિમાં નિપુણ નરિંદ, સુખમાં નિમગ્ન માનુ ઇંદ. ૩
'નંદા' ચિલ્લણાદિક શત નાર, પતિભક્તા શાણી ઉદાર;
અભય કુમાર બુદ્ધિનો નિધાન, રાજ્ય ધુરા વાહક પ્રધાન. ૪
નાગ સારથિ વસે તે પુરમાં, કૃપા-પાત્ર ભૂધવનો ધુરમાં;
સમૃદ્ધિવાન વૈભવનો વિલાસી, દાની માની ધર્મનો વાસી. ૫
પ્રેમ-પાત્ર સારથિની નાર, સુલસા સૌંદર્યનો ભંડાર;
શુદ્ધ ભાવથી સાગાર ધર્મ, પાળે ટાળે મિથ્યા ભર્મ. ૬
અચળ અટળ શુભ ભાવ અભંગ, શ્રીમહાવીર ઉપર સુચંગ;
હાડ-મિંઝામાં લાગો રંગ, ન કરે મિથ્યા મતિનો સંગ. ૭
ઉત્તમ પાત્રને અહર્નિશ પોષે, શુભ કરણીયેં કર્મને શોષે;
જિનવાણીની જ્ઞાતાને શ્રોતા, વ્યર્થ વખત કદિ નવ ખોતા. ૮
નાગ ટેક એક મન ધારે, બીજી પ્રમદા ન પરણું કયારે;
સુખભર નિર્ગમતા કાળ, પણ નહિ તસ ઘર કોઈ બાળ. ૯
નાગ સારથિ એકદા ચિંતે, સંતતિ વિણુ આવરદા વીતે;
જે ઘરમાં બાલુડા નહિં, શૂન્ય સમશાનસમ તે સહી. ૧૦
કેવું નશીબ નઠારૂં ગણાય, એમ ચિંતવતો મન માંય;
જગમાં મોહની કર્મ મહાન, જેમાં મોહ્યો સકળ જહાન[2]. ૧૧

---

૧ ઇન્દ્રપુર. ૨ લોક.

એહવે સુલસા સતી તિહાં આવે, નમન કરી ઉભી ભલ ભાવે;
આવી પ્રમદા ન જાણે પતિ, ચિંતાતુરની એહવી ગતિ. ૧૨
કિમ આરતિ વંત પ્રાણેશ!?, પૂછે પદ્મિની છોડી અંદેશ;
સુલલિત સુણી સતી બોલ, નાગ પભણે અંતર ખોલ. ૧૩
રે પ્રિયે! ન થયો તુજ જાત, તેથી ખેદ અતિ મન થાત;
સતી સુણી પતિની વાણી, સમઝાવે સદ્ગુણી શાણી. ૧૪
માત તાત પુત્ર ને ભાઈ, ભરતા સંપત્તિ ને વેવાઈ;
નરકે પડતાં સખાઈ ન થાય, એક ધર્મજ આપે સહાય. ૧૫
શંભૂ સરિખા સમર્થ નરેશ, બ્રહ્મદત્ત કૌરવ લંકેશ;
ઘણા પુત્ર પૌત્રાદિક હતા, દુર્ગતિયેં ગયા તે છતાં. ૧૬
પુત્ર પુત્રી સ્વર્ગ ન આપે, ક્રૂર કર્મ કર્યાં નવ કાપે;
સમજાવે પહેલી ઢાળે, નાગચંદ્ર કહે ઉજમાળે. ૧૭

દોહરા:-

સતી સુબોધ શ્રવણે સુણી, નાગ આનંદિત થાય;
પણ અંગજની લાલસા, અંતરથી નવ જાય. ૧
નાગ કહેરે સુંદરી!, તમે કહ્યું છે સત્ય;
પણ સંસારે પ્રાણીને, લૂખું વિના અપત્ય. ૨
ગૃહસ્થાવાસમાં જીવને, ત્રણ વિશ્રામનાં સ્થાન.
ઘરિણી ધર્મિણી શુભ મતિ, પુત્ર મિત્ર ગુણવાન. ૩
મોહ પૂર્ણ વચનો સુણી, સુલસા પભણે તત્ર;
સુત નવિ થાએ મુજથી, પરણો અન્ય કલત્ર. ૪
નાગ કહેરે ભામિનિ!, મ કરીશ એહવી વાત;
રાજ સહિત કોઈ દે સુતા, તો પણ ઇચ્છા ન થાત. ૫
બે ત્રિયનો પતિ જગતમાં, દુઃખિયો અધિક ગણાય;
નિદ્રા વેચી ગાંઠની, ઉજાગર કોણ ગ્રહાય?. ૬

જો તુજથી સંતતિ થશે, તો મારે છે ઈષ્ટ;
નહિંતર મુજ સંતોષ છે, નિશ્ચય એહ અભીષ્ટ. ૭

ઢાળ ૨ જી.

[ કર્મ પરીક્ષા રે કરણ કુમર ચલ્યો રે. એ દેશી ]

વાલમનાં વચનો વનિતા સુણીરે, પામી મન પ્રમોદ;
ધર્મ તણી સતી ચિંતવણા કરેરે, છાંડી સકળ વિનોદ.
ધન્ય ધન્ય સુલસારે શુદ્ધિ શ્રાવિકારે–૧
ધર્મ ચિંતામણિ કલ્પતરૂ[1] સમો રે, કલ્પલતા[2] કામધેનુ[3];
કામકુંભ[4]થીરે અધિક જ્ઞાની કહેરે, શરણું હો! મુજ એનું. ધ૦ ૨
અભીષ્ટ[5] વસ્તુ ઈચ્છક જનને સદારે, અવલંબન વર ધર્મ;
એ વિણુ ઇષ્ટ વસ્તુ પ્રાપ્તિ નહિરે, શાસ્ત્રવિદોનું એ મર્મ. ધ૦ ૩
સુલસા એમ સમજાવી મનનેરે, પતિ ઈચ્છા વશ હોય;
ધર્મ કાર્યમાં રે તત્પર તે થઈ રે, ભાવ કલુષિત ધોય. ધ૦ ૪
એક નિષ્ઠાથીરે શુદ્ધ કરણી કરેરે, સત્ પાત્રે દીયે દાન;
શીલ પાળીનેરે ભૂમિ–શયન કરેરે, ધરીને જિનવર ધ્યાન. ધ૦ ૫
આયંબિલ તપ કરતી પુણ્યાત્મારે, સંવર પુષ્ટિને હેતુ;
ઐહિક[6] પરમાર્થિક[7] સુખદાયકુરે, જે ભવ સાયર સેતુ. ધ૦ ૬
સામાયિક પ્રતિક્રમણ પૌષધ કરેરે, મુનિવરને દીયે દાન;
સંવર પુણ્ય ધર્મ કરણી કરેરે, ભાવે ભજે ભગવાન. ધ૦ ૭

---

૧ જેની નીચે બેસી જે વસ્તુની ઈચ્છા કરીએ તે વસ્તુ આપનાર વૃક્ષ (ઝાડ). ૨ ઇચ્છ્યું આપનાર લતા (વેલડી). ૩ જ્યારે જોઈએ અને જેટલું જોઇએ તેટલું દૂધ આપનાર ગાય. ૪ ઇચ્છ્યું આપનાર ઘડો. ૫ ઇચ્છેલું. ૬ આ ભવ સંબંધી. ૭ આત્મિક સુખ કે મોક્ષ સુખ.

સતી ધર્મનો માનવ લોકમાંરે, પ્રસર્યો ભૂર પ્રભાવ;
સ્વર્ગના દ્વાર લગે પહોંચ્યો જઈરે, ચારિત્રનો વડ દાવ. ધ૦ ૮
એકદા સુરપતિ સુર સમાજમાંરે, કરે સતીનાંરે વખાણ;
મૃત્યુ લોકમાં સુલસા સમ સતીરે, કોઈ ન દીશે સુજાણ. ધ૦ ૯
રાજગૃહી નગરી માંહે વસેરે, શુદ્ધિ શ્રાવિકા તેહ;
ન ચળાવી શકે ધર્મથી તેહનેરે, સુર અસુરાદિક રેહ. ધ૦ ૧૦
માનવ–ત્રિયાની પ્રશંસા સાંભળીરે, હરિણુગમેષીરે દેવ;
આશંકા આણી મનમાં અતિરે, આવે સુર તતખેવ. ધ૦ ૧૧
કરવા પરીક્ષારે વિરચે સુર તિહાંરે, ઉભય મુનિનાં રે રૂપ;
નાગ સારથિ ઘરે આવ્યો કોડથીરે, દેખે સુલસા અનૂપ. ધ૦ ૧૨
યુગલ મુનિને ભાળી મહાસતીરે, ઉલ્લસિત થઈ મનમાંય;
અહો! અહો!! આજરે હું કૃત–પુણ્ય થઈરે, આંગણે રૂષિજન આય.૧૩
અતિ હર્ષે ઉઠી સન્મુખ જઈરે, પ્રણમે મુનિના રે પાય;
અણુગારોને આગારે[1] પધારવારે, વિનંતિ કરે ઉલ્લસાય. ધ૦ ૧૪
આપ આગમથી કૃતાર્થ હું થઈરે, વહોરો મુનિવર આહાર;
અનુપમ ભક્તિ નિહાળી સતી તણીરે, કહે કૃત્રિમ[2] અણુગાર. ધ૦ ૧૫
આહાર ઈચ્છાએ ન આવ્યા તુજ ઘરેરે, ભો શ્રાવિકા સુજાણ!;
લક્ષપાક તેલ ઘટ તુજ ઘર સુણ્યારે, વહોરાવો તેરે આણ. ધ૦ ૧૬
એક મુનિ ગ્લાન થયા અમ સાથમાંરે, તેની ચિકિત્સાને કાજ;
અમને જરૂર પડી છે તેહનીરે, આવ્યા તુમ ઘર આજ. ધ૦ ૧૭
સાંભળી ચિત્તમાં પ્રસન્ન થઇ સતીરે, હર્ષે જઇ ઘર માંય;
તેલ–કુંભ કરમાં ગ્રહી આવતીરે, મુનિવર પાસે ઉમાય. ધ૦ ૧૮

---

૧ ઘરે. ૨ બનાવટી.

ભાવ–પરીક્ષારે કરવા કારણેરે, રચશે માયારે સુર;
નાગચંદ્ર કહે બીજી ઢાળ એ રે, આગળ સુણો રસ પૂર. ધ૦ ૧૯

## દોહરા.

અમર અદૃશ્ય રહી કુંભને, પાડયો કરથી તામ;
ઢોળાઇ ગયું તેલ તે, અવની[1] પર તમામ. ૧
નિજ પ્રમાદ ધારી સતી, પાછી ઘરમાં આય;
બીજો ઘટ લીધો તદા, તે પણ ફોડયો ત્યાંય. ૨
એમ ત્રીજો ચોથો ઘડો, ઢોળી નાંખ્યો દેવ;
ક્ષોભ ન પામી લવ સતી, રૂદયા માંહિ એવ. ૩
ભાવના જે પહેલી હતી, દૃઢતા તેહવી ભાળ;
મુનિ–વેષ દૂરે કરી, સુર કહે તતકાળ. ૪
હે ભારતી! સતી તુજને, કોટી હો ધન્યવાદ!!;
અગણિત ગુણ છે તુજમાં, પ્રણમું ભાવે પાદ. ૫
ઇંદ્રે સુર સમાજમાં, પ્રશંસા કરી તુજ;
યથાતથ્ય તે તો હતી, પણ શંકા થઈ મુજ. ૬
પારખું કરવા તાહરૂં, હું આવ્યો મુનિ–વેશ;
દૃઢતા દેખી તાહરી, ટાળ્યો મન અંદેશ. ૭

## ઢાળ ૩ જી.

[ રતન ગુરૂ ગુણે મીઠડા રે.—એ દેશી. ]

હરિણગમેષી હું દેવ છું રે, તુજ પર થયો સંતુષ્ટ;
જે ઇચ્છા હોય તાહરી રે, માગી લે તે ઇષ્ટ:
માગ વચન સુર એમ કહે રે. ૧

---

૧ પૃથ્વી.

વિબુધ[1] તણી વાણી સુણી રે, સુલસા ચિંતવે એમ;
પુત્ર તણી કરૂં યાચના રે, સ્વામી પ્રસન્ન હોય જેમ. મા૦ ૨
સુલસા કહે લો! દેવતા રે, ઈંદ્ર સેનાપતિ આપ;
જ્ઞાન બળે જાણો સવી રે, મ્હારા મનનો તાપ. મા૦ ૩
ઈચ્છા જાણી જ્ઞાનથી રે, પ્રસન્ન વદને કહે દેવ;
રે સદ્‌ગુણી સુશ્રાવિકા! રે, કહું ઉપાય હું હેવ. મા૦ ૪
બત્રીશ ગુટિકા તુમને દઉં રે, ખાજો એકેકી એહ;
તાસ પ્રભાવેં સુત થશે રે, બત્રીશ ગુણ મણિ ગેહ. મા૦ ૫
કોઈ સમય તુમ ઉપરે રે, આવી પડે અંતરાય;
સ્મરણ કરજો માહરૂં રે, આવી કરીશ હું સહાય. મા૦ ૬
એમ કહીને તે દેવતા રે, નમી સ્તવી સસનેહ;
અંતરધાન થઈ ગયો રે, જળબાળા[2] પરે તેહ. મા૦ ૭
કેતાક દિવસ વીત્યા પછી રે, પ્રાપ્ત થયો રૂતુ કાળ;
દેવદત્ત ગુટિકા ગ્રહી રે, ચિંતે એમ ગુણ માળ. મા૦ ૮
ભિન્ન ભિન્ન ગુટિકા વાપરે રે, થાશે પુત્ર બત્રીશ;
બહુ પુત્રો શા કામના રે?, કંટાળો નિશ દીશ. મા૦ ૯
વિઘ્ન કરે ધર્મ-કાર્યમાં રે, ધોવા પડે મળ મૂત્ર;
ગુણવાન પુત્ર એકજ ભલોરે, રાખે જે ઘર સૂત્ર. મા૦ ૧૦
ખાતાં બત્રીશ ગોળીયો રે, બત્રીશ લક્ષણો એક;
સાંપડશે સુત માહરે રે, કાર્યદક્ષ સુવિવેક. મા૦ ૧૧
રાકાપતિ[3] એકલો છતાં રે, તિમિર-નિકર[4] હરનાર;
તારક-ગણ નભમાં[5] ઘણો રે, ન હરે તિમિર લગાર. મા૦ ૧૨

---

૧ દેવ. ૨ વીજળી. ૩ ચંદ્ર. ૪ અંધકારનો જથ્થો. ૫ આકાશમાં.

એમ વિચારી સુલસા રે, બત્રીશ લક્ષણ યુક્ત;
પુત્રની ઈચ્છા રાખીને રે, બત્રીશ ગુટિકા ભુક્ત. મા૦ ૧૩
તે દિવ્ય ગુટિકા-પ્રભાવથી રે, સુલસા ઉદર મુઝાર;
બત્રીશ જીવ ઉત્પન્ન થયા રે, એકી વખતે તિવાર. મા૦ ૧૪
જિમ જિમ ગર્ભ વધતા ગયા રે, તિમ તિમ ઉદરની માંય;
વ્યથા વિપુલ સતીને થઇ રે, કિમ પિ સહીય ન જાય. મા૦ ૧૫
પાશેર કેરા પાત્રમાં રે, કેમ તે શેર સમાય?;
બત્રીસ સુત એક ઉદરમાં રે, સમાવેશ કેમ થાય?. મા૦ ૧૬
અસહ્ય વેયણા જવ થઇ રે, તવ ખેદાતુર થાય;
નાગચંદ્રે ત્રીજી કહી રે, નિયતિ હરિ ગુરૂ-સહાય. મા૦ ૧૭

દોહરા:—

વિકટ સંકટને ટાળવા, કાયોત્સર્ગ કરે તામ;
સમર્યો હરિણગમેષીને, ત્રણે યોગ કરી ઠામ. ૧

ધ્યાનાકર્ષિત[1] સુર ત્વરિત, આવી નમી કહે એમ;
કાયોત્સર્ગ કરી સતી, મુજને સમર્યો કેમ?. ૨

કાયોત્સર્ગ પારી સતી, દેવને કહે અવદાત;
ગુટિકા સઘળી ભક્ષી મેં, સાહસ કર્યો અજ્ઞાત. ૩

દેવ કહે આ શું કર્યું, અણ વિમાશ્યું આમ?;
પ્રૌઢા[2] છતાં મુગ્ધા[3] પરે, વિણસાડ્યું તમે કામ. ૪

આ અદ્ભુત ગુટિકાતણો, છે અચિંત્ય પ્રભાવ;
એકી વખતે આરોગી છે, બત્રીશે ગુટિકાવ. ૫

૧ ધ્યાનના બળથી ખેંચાયલો દેવ. ૨ ચતુર. ૩ મૂર્ખ.

એકીસાથે પ્રસવશો, બત્રીશે શુભ જાત;
જો એક મૃત્યુ પામશે, તો બત્રીશે મરી જાત. ૬

દેવ-વાણી શ્રવણે સુણી, વીરબાળા[1] બોલંત;
ભવિતવ્યતાની[2] આગળે, બળ કોઈનું ન ચલંત. ૭

## ઢાળ ૪ થી

[ આસણુરારે યોગી–એ દેશી. ]

આ મુજ ઉપરે પડેલું કષ્ટ, તેનું કારણ હું છું પ્રકૃષ્ટ રે;
સુણો સુર! સનુરા.
વગર વિચાર્યું કામ જે કીજે, તેહનાં ફળ એહવાં લીજે રે; સુ૦ ૧
લોક નીતિ ખરેખર થઈ સાચી, મેં બુદ્ધિ કરી આંહિં કાચી રે; સુ૦
હવે જો આયુષ્ય હોયે મારૂં, શક્તિ બળ જો ચાલે તમારૂં રે. સુ૦ ૨
આર્ત્તરૌદ્ર ધ્યાન કરનારી, એ વ્યાધિ મટાડો મારી રે; સુ૦
નહિંતર દુષ્કર્મ ફળ ભોગવશું, પરમેષ્ઠિનું ધ્યાન ધરશું રે. સુ૦ ૩
ઉદર-વ્યથા[3] જો સમાવી દેશો, તો સુજસ લીલા તમે લહેશો રે; સુ૦
ગુટિકા-પ્રભાવ જગતમાં પસરશે, શાસનની ઉન્નતિ વધશે રે. સુ૦ ૪
મહાવીર ભક્તા સતીની વાણી, સુણી પ્રસન્ન થયો હિત આણી રે; સુ૦
સત્ત્વર ઉદર-પીડા કરી દૂર, સતીને થઇ શાંતિ પ્રચૂર રે. સુ૦ ૫
બત્રીશ પુત્રને જન્મશો બાઇ! થાશે સહુ જનને સુખ દાઇ રે; સુ૦
એમ કહી સુર ગયો સ્વસ્થાને, ધર્મીને દુઃખ હોય શાને રે? સુ૦ ૬
ગર્ભોનું પોષણ સુલસા કરતી, શાસ્ત્ર-વિધિયે દૂષણ હરતી રે. સુ૦
દાન પુણ્ય શુભ કરણી કરતી, જિનરાજનું ધ્યાન ધરંતી રે. સુ૦ ૭

---

૧ શૂરવીર સ્ત્રી, અગર મહાવીરની શ્રાવિકા સુલસા.
૨ ભાવિભાવ. ૩ પીડા.

પ્રસવનો શુભ સમય થયો જ્યારે, જનમ્યા સુત બત્રીશ ત્યારે રે; સુ૦
નાગ સારથી સુણી એહ વધાઈ, રહ્યો આનંદ ઉરમાં છવાઇ રે. સુ૦ ૮
યાચકોને દીયે અઢળક દાન, ગોરડીયો કરે ગીત ગાન રે. સુ૦
વિપુલ દ્રવ્યનો વ્યય[1] તિહાં કીધો, એમ જન્મ મહોત્સવે લાહો લીધો રે.
સુલસાના બત્રીશે નંદો, માનું વ્યંતર દેવના ઇંદો રે; સુ૦
તેયંસિ[2] દેદિપ્યમાન દેખાતા, પિતરૈ[3] દેખી હરખાતા રે. સુ૦ ૧૦
અશુચિ કર્મથી થયા નિવૃત્ત, અભિધાન[4] સંસ્કાર સુકૃત[5] રે સુ૦
સઘળા પુત્રોનું દીયે નામ, દેવદત્તા એવું અભિરામ રે. સુ૦ ૧૧
ઉછેરે પુત્રોને ધરીય વિવેક, ધાવ માતાઓ રાખી અનેક રે; સુ૦
કાળજી રાખી કરે સંભાળ, લાલી પાળી મોટા કર્યા બાળ રે. સુ૦ ૧૨

ભણવા યોગ્ય થયા જબ તેહ, સહુને ઠવ્યા શિક્ષણ[6]-ગેહ રે; સુ૦
વિનય વિવેક સંપાદન કરી, ભણે ઉમેદ ઉરમાં ધરી રે. સુ૦ ૧૩
જેમ મરાલો[7] ગંગા-તટ[8] વરે, ભૃંગો[9] કંજને[10] જેમ અનુસરે રે; સુ૦
તિમ કુમરોને કળા સહુ વરે, સદ્‌વિદ્યા અંતરે ભરે રે. સુ૦ ૧૪
યૌવન વયમાં આવ્યા જામ, પિતરૈ પરણાવે તામ રે; સુ૦
બત્રીશ વર કન્યા જે કુલીન, કળા કૌશલ્યવંતી પ્રવીન રે. સુ૦ ૧૫
વિવાહિત વિદ્વાન કુમારો, ભંભ-સારને[11] લાગ્યા પ્યારા રે; સુ૦
નિજ સેવામાં રાખે ભૂપ, કરે વિવેકે ભક્તિ અનૂપ રે. સુ૦ ૧૬
સદ્‌ગુણી દેખી હર્ષે રાય, ગુણીજન સઘળે પૂજાય રે; સુ૦
ચોથી ઢાળ થઈ એ પૂરી, નાગચંદ્ર કહે સસનૂરી રે. સુ૦ ૧૭

---

૧ ખર્ચ. ૨ તેજસ્વી-કાંતિવાળા. ૩ માતા, પિતા. ૪ નામ. સારી રીતે કર્યું. ૫ નિશાળે. ૭ હંસો. ૮. ગંગા કિનારાને. ૯ ભમરા. ૧૦ કમળો-ફૂલોને. ૧૧ શ્રેણિકને.

## દોહરા–

કાળ અને ગતિ કર્મની, છે વિચિત્ર પ્રકાર;
જિન ચક્રી હરિ[1] પ્રતિહરિ[2], કાળે કર્યા ખુવાર. ૧
પરાક્રમી સતીના પુત્ર પણ, કાળ–પંઝામાં આય;
હૃદય ભેદક એ ચરિત્રને, દર્શાવું ચિત્ત લાય. ૨.
તેહ પ્રસંગે સતી તણો, ધર્મ શૌર્ય સદ્દભાવ;
ધાર્મિક દૃઢ શ્રદ્ધા સુણો, ભવ્ય જનો! ચિત્ત ચાવ. ૩
સંપત્તે ધર્મ કરે ઘણા, વિપત્તે કરે વિરલ;
સુલસા સતીયેં વિપત્તિમાં, રાખ્યો ભાવ અટલ. ૪

## ઢાળ ૫ મી

[ સાહિબા મોતી દ્યો ન્હમારો—એ દેશી. ]

ભરત ખંડમાં ઝાક જમાળા, સુંદર નગરી છે રે વિશાળા;
સાંભળો જંઝાળને ટાળી, વાતડી રસ વાળી. એ ટેક.
ચેટક નામે તિહાં ભૂપાળ, શૂરવીર મહાધીર કૃપાળ. ૧
જૈન ધર્મમાં પૂરણ રક્ત, વીર પ્રભુનો શુદ્ધો ભક્ત; સાં૦
પ્રભાદેવી નામેં તસ ઘરણી, ક્ષમા પ્રધાન માનું સા ધરણી[3]. સાં૦ ૨
ચેટક નૃપની સાત છે કુમરી, રૂપે રંભાઓ માનું અમરી; સાં૦
પાંચ કુમારી પરણાવી પ્રીતેં, સાસરડે વરતે શુભ રીતેં. સાં૦ ૩
સદ્દગુણી શ્રાવિકા સાતે સતી, સુ–શિક્ષિત છે નિર્મળ મતિ; સાં૦
અવિવાહિત છે બાળા, ચિલ્લણા સુજ્યેષ્ઠા ગુણ માળા. સાં૦ ૪
વીર ધર્મની છે કરનારી, ધર્મ શૌર્ય હૃદયે ધરનારી; સાં૦
નિગૂઢ[4] તત્ત્વો ધર્મનાં ધાર્યા, મિથ્યા તર્ક વિતર્કને વાર્યા. સાં૦ ૫

---

૧ વાસુદેવ. ૨ પ્રતિવાસુદેવ. ૩ પૃથ્વી. ૪ ઉંડાં.

કલ્પલતા કેળવણી કેરી, જોડી ન એહવી જગમાં અનેરી; સાં૦
ધરતી હૃદયે સ્વધર્માભિમાન, વીર વાણીનું કરતી પાન. સાં૦ ૬
એકદા એક સન્યાસણી ફરતી, ભવમાં વસ્ત્રો વપુએ ધરતી; સાં૦
આવી ચડી અંતઃપુરમાંય, બાળાઓને ભાળી ઉમાય. સાં૦ ૭
પ્રસરાવવા સ્વધર્મ-પ્રભાવ, પરિવ્રાજિકા લઈ શુભ દાવ; સાં૦
રાજ-કુમરીઓને પ્રતિબોધ, આપવા લાગી તે અવિરોધ. સાં૦ ૮
વિદુષા[1] ચિલ્લણા ને સુજ્યેષ્ઠા, જૈન ધર્મમાં નિપુણ તે શ્રેષ્ઠા; સાં૦
મલીન મિથ્યાત્વ વાસિત યોગણનો, બોધ રૂચ્યો નહિ લવ રોગણનો.. સાં૦ ૯
તવ અરિહંત પ્રભુની ભક્તા, સુજ્યેષ્ઠા છે સુષ્ઠુ વક્તા; સાં૦
તતક્ષણ જ્યેષ્ઠા બોલી ઉઠી, રે સન્યાસણી ! તુજ ચરી જૂઠી. સાં૦ ૧૦
તુજ વચનો છે ધર્મ વિરૂદ્ધ, જીવ દયા વિણ ધર્મ ન શુદ્ધ; સાં૦
દંત વિનાનો દંતી[2] જેહવો, દયા રહિત ધર્મ છે તેહવો. સાં૦ ૧૧
સુજ્યેષ્ઠાએ સખીયો સમક્ષ, બોલતી બંધ કરી પ્રત્યક્ષ; સાં૦
કિંકરીઓએ[3] હાસ્ય કરીને, કાઢી મેલી કર સાહીને. સાં૦ ૧૨
ખિષ્ટ થએલી કલુષિત ભાવે, તે સન્યાસિણી પુરમાં આવે; સાં૦
સ્વ અપમાન હૃદયમાં શાલે, વૈર એ યોગણી જુવો કિમ વાલે ? સાં૦ ૧૩
સુજ્યેષ્ઠાને દુઃખમાં નાંખું, તો હું શાન્તિ મહારસ ચાખું; સાં૦
વિધર્મી નૃપ ઘર જો જાએ, તો એ નિશ્ચેં સીધી થાએ. સાં૦ ૧૪
પરિવ્રાજિકા થઈ હવે લીન, ચિત્ર કળામાં હતી તે પ્રવીણ; સાં૦
સુજ્યેષ્ઠા સતીનું ચિત્રપટ્ટ, ચીતર્યું તાદૃશ્ય[4] તે ઝટપટ. સાં૦ ૧૫

---

૧ શાસ્ત્રપારંગામી. ૨ હાથી. ૩. દાસીઓએ. ૪ આબેહૂબ.

સ્વાભાવિક સૌંદર્ય તો હોતું, તેમાં વધારો કીધો જોતું; સાં૦
ઓપ ચઢાવી સુંદર કીધ, જોગણી જાણે મનોરથ સિદ્ધ. સાં૦ ૧૬

સુજ્યેષ્ઠા પર આણી કોપ, વિશાળાથી ચાલી ધરી ચોપ. સાં૦
પાવન એ થઈ પાંચમી ઢાળ, નાગચંદ્ર કહે વાત રસાળ. સાં૦ ૧૭

દોહરા:–

પરિભ્રમતી પરિવ્રાજિકા, રાજગૃહીમાં આય;
યુક્તિ કરીને ભેટીઓ, શ્રેણિક નામે રાય. ૧

સુજ્યેષ્ઠાનું ચિત્રપટ, આપે નૃપને હાથ;
અદ્‌ભુત રૂપ નિહાળીને, દિગ્‌મૂઢ થયો ભૂનાથ. ૨

આ શું હશે તિલોત્તમા[1], અથવા મકરધ્વજ[2] નાર ?;
કે હરિની[3] પ્રિયા લક્ષ્મી ?, એમ ચિંતે ભંભસાર[4]. ૩

વિનયે કહે પરિવ્રાજિકા, વિસ્મય પામ્યા કેમ ?;
આ સુંદર છે માનુષી, જોતાં ઉપજે પ્રેમ. ૪

વિશાળા નયરી તણા, ચેટક નામેં ભૂપ;
પુત્રી કનિષ્ઠા તેહની, સુજ્યેષ્ઠા એ અનુપ. ૫

આપ યોગ્ય એ કન્યકા, હાટક[5] મણિ સંયોગ;
સફળ પરિશ્રમ વિરંચિનો[6], થાઓ હર્ષે ભોગ. ૬

એમ કહી પરિવ્રાજિકા, પ્રેમમુગ્ધ કરી રાય;
ચિત્રપટ મેલી તિહાં, આવી નિજમઠ માંય. ૭

ઢાળ ૬ ઠ્ઠી

[ રાજા જો મિલે. એ—દેશી. ]

નૃપ કુમરી રૂપે થયો લીન, માંસ પેશીથી જેહવો મીન;
સાજન ! સાંભળો. એ ટેક.

---

૧. સ્વર્ગની અપચ્છરા. ૨ કામદેવ. ૩ શ્રી કૃષ્ણની. ૪ શ્રેણિકરાજા.
૫ સોનું. ૬ બ્રહ્મા. ૭ માઝલું.

આસન[1] શયન[2] ને ભોજન[3] પાન[4],
સર્વ ક્રિયામાં સુજ્યેષ્ઠાનું ધ્યાન. સા૦ ૧
સુંદર મૂર્તિ દૃષ્ટિ પાસ,
રાત્રિ દિવસ ખડી થાતી તાસ; સા૦
રાજ કાજમાં ઉદાસીન રેત;
કામી જનનો વિષમો સંકેત[5]. સા૦ ૨
એકદા અભયકુમાર નૃપ–ધામ,
આવે તાતને કરવા પ્રણામ; સા૦
વિનયે પ્રણમી ઉભો પાસ,
આવ્યો ન જાણ્યો ભૂપે તાસ. સા૦ ૩
દુષ્ચિંતો દેખીને તાત,
વિસ્મય મનમાં પામ્યો સુજાત; સા૦
અભય વિનયથી પૂછે એમ,
તાત ચિંતાથી વ્યાકુળ કેમ ? સા૦ ૪
શું કોઇએ આણા કરી ભંગ ?
કે શું કોઇથી કરવો જંગ ? સા૦
રાજકન્યા–ને મારી માત,
કે શું કરવા ઇચ્છો તાત ? સા૦ ૫
પૂજ્ય પિતાજી ! પ્રકાશો ગુઝ,
કાર્યસિદ્ધિની આણા દીયો મુજ; સા૦
ધારણા સિદ્ધ કરણની વાત,
સાંભળી શ્રેણિક ઉલ્લસિત થાત. સાં૦ ૬

---

૧ બેસતાં. ૨ સુતાં. ૩ ખાતાં. ૪ પીતાં. ૫ આકુળ વ્યાકુળપણું.

રે વત્સ! તું છે બુદ્ધિ–ભંડાર,
તું મુજ રાજ્યનો સ્થંભ ઉદાર; સા૦
તાહરા જેવો પરાક્રમી જાત,
શી ચિંતા મુજ મનડે થાત? સા૦ ૭

નંદા નંદને પ્રશંસી આમ,
યોગણી વાત પ્રકાશી તમામ; સા૦
સાંભળી બુદ્ધિ બળથી કુમાર,
સર્વને અભય તણો કરનાર. સા૦ ૮

પ્રથમ ચતુર કોઈ દૂતને ખાસ,
તાતજી! મોકલો ચેટક પાસ; સા૦
માગું કરાવો તેહ સકાશ,
સુજ્યેષ્ઠાનું અધિક ઉલ્લાશ. સા૦ ૯

અસ્વીકાર જો કરશે વાત,
યુક્તિથી કારજ સાધશું તાત; સા૦
તનુજ–ગિરા સુણીને નરતાજ,
ચિંતે મુજ ધાર્યું થશે કાજ. સા૦ ૧૦

ચતુર પ્રેષ્ય[1] વાચાળ[2] અજીત,
ચેટક પાસે મૂકે ત્વરિત; સા૦
શીઘ્ર ગતિયે દૂત ચાલંત,
વિશાળા નામે પુરીયે આવંત. સા૦ ૧૧

રાજસભામાં નૃપને નમંત,
આગમ કાર્ય ચેટક પૂછંત; સા૦

---

૧ દૂત ૨ બોલકો.

વાકય છટાથી શ્રેણિક ગુણ,–
વર્ણન કરી સંભળાવે પ્રગુણ. સા૦ ૧૨
સુજ્યેષ્ઠાની ચેટક પાસ,
યાચના કરે મન આણી આશ; સા૦
સાંભળતાં નૃપને ચડી રીશ,
રે! નહિ અનુચિત વચણ લવીશ. સા૦ ૧૩
એ નૃપ મિથ્યા–મતિમાં રક્ત,
હું છું વીરશાસનનો ભક્ત; સા૦
મિથ્યા–મતિ જિન ધર્મીનો મેળ,
કેમ મળે અંતરનો મેળ? સા૦ ૧૪
કિહાં જંબૂક[1] કિહાં સિંહ સનૂર?;
કિહાં ખજવો કિહાં તેજસ્વી સૂર? સા૦
હું હૈસ્તેય કુળનો છું કુલીન,
શ્રેણિક વાહિક વંશનો દીન. સા૦ ૧૫
હૈસ્તેય વંશની કુલીન કન્યાય,
વાહિક કુળમાં કદિ નવ જાય; સા૦
એમ કહી દૂતનું કર્યું અપમાન,
કાઢી મૂકે ચેટક રાજાન. સા૦ ૧૬
દૂત નિસ્તેજ થઇને ચાલંત,
અનુક્રમે રાજગૃહી આવંત; સા૦
છઠ્ઠી ઢાળ કહે નાનચંદ્ર,
રસિક થઈ સુણો સાજન વૃંદ. સા૦ ૧૭

---

૧ શિયાળ.

## દોહરાઃ-

ચેટક કથિત દૂતે કહી, વાતડી શ્રેણિક પાસ;
મોહ ગ્રસિત[1] તે સાંભળી, મનમાં થયો નિરાશ. ૧
છાયા પ્રસરી ખેદની, મુખ થયું નિર્માલ;
તેડી અભય કુમારને, વાત કહે ભૂપાળ. ૨
અભય કહે અહો તાતજી !, રંચ ન થાઓ નિરાશ;
અવશ્ય કાર્ય સિદ્ધિ કરી, પૂરીશ તુમચી આશ. ૩
એહ દિલાશો સાંભળી, શ્રેણિક મન થયું શાંત;
હવે ભવિજન ! તમે સાંભળો, નિપટ રસીલી વાત. ૪

## ઢાળ ૭ મી

[ બેડલે ભાર ઘણો છે રાજ ! વાતો કેમ કરો છો ? એ દેશી. ]

અભય કુમારે એક ફલક[2] પર, જનકની છબી આલેખી,
સર્વ કળા નિજ તેમાં બતાવી, સહુજન રંજે પેખી;
નવલે બુદ્ધિ બળથી રાજ !, કાર્ય કરે જુઓ કેહવાં ?
એ ટેક. ૧
ચિત્રપટ લઈ અભય તે ચાલી, વિશાળા પુરી આવે;
વિમળશાહનું નામ ધરાવે, માનવમાં વડ દાવે. ન. ૨
ચેટકના દરબાર નજિકે, એક દુકાન તેણે લીધી;
અત્તર ગુલાબ બનાવ્યું સુંદર, સુરભ મનોહર કીધી. ન૦ ૩
એકદા સુજ્યેષ્ઠાની દાસીઓ, આવી સુરભિ પદાર્થો લેવા;
વિમળશાહ લલચાવવા તેહને, આપે મધુરા મેવા. ન૦ ૪

---

૧ પામેલો. ૨ પાટીયું.

ઉંચી જાતિનું અત્તર આપે, વાતો કરી રીઝાવે;
દુકૂલે[1] અનુકૂળ ભેટ કરે નિત્ય, દાસીઓ રંજિત થાવે. ન૦ ૫

અનુચરીયો[2] અનુદિન તિહાં આવે, થયો પૂરણ વિશ્વાસો;
રાજકન્યા પાસે પરસંસે, મળી દાસી ને દાસો. ન૦ ૬
એકદા દાસીઓ આવવા કેરો, વખત થયો જેવારે;
તાત ચિત્ર ઉઘાડી સાદરે, આગળ બેઠો તેવારે. ન૦ ૭

પૂજન કરીને વંદન કરતો, આનંદ ધરતો મનમાં;
અંતઃપુરની દાસીઓ જોઈને, વિસ્મય પામી મનમાં. ન૦ ૮
ચિત્ર મનોહર કરમાં લેઈ, અભય કુમારને પૂછે;
સુંદર ચિત્ર આ કોનું છે કહો?, વંદન કારણ શું છે?. ન૦ ૯

મહાયશસ્વી અપ્રતિમ[3] વિશ્વમાં, અનુપમ દેવ છે મારો;
મન વંચ્છિત સુખ આપે સદા મુજ, પૂજું ત્રિકાળે ઉદારો. ન૦ ૧૦

મને મલકાતી દાસીઓ આવી, રાજકન્યાની પાસે;
ચિત્રપટની વાતો સઘળી, કુમરી આગે પ્રકાશે. ન૦ ૧૧
એવું સુંદર ચિત્ર અમોએ, ક્યાંઈ કદાપિ ન જોયું;
દૃગ[4] ધ્રાપે નહિ જોતાં તેહને, મનડું અમારૂં મોહ્યું. ન૦ ૧૨

સાંભળી સુજ્યેષ્ઠા કહે જાઓ, ત્વરિત[5] એ પટ લઈ આવો;
જોવા કૌતુક થયું મુજ મનમાં, દેખાડી ઉલ્લસાવો. ન૦ ૧૩
દ્રુત ગતિયે દાસીઓ આવી, ચિત્ર પટ તે માગે;
અભય કહે એતો ન દેવાએ, નાથ મારો મહાભાગે. ન૦ ૧૪

---

૧ વસ્ત્ર. ૨ દાસીઓ. ૩. જેની તડોવળી કોઇ ન કરી શકે તેવો. ૪ આંખ. ૫ જલ્દી.

દાસીઓ કહે એ દેવ તણી અમે, આશાતના નવ કરશું;
સુંસ[1] ખાઈ કહીયેં છીયેં તમને, દર્શને આનંદ ધરશું. ન૦ ૧૫
એમ નૃપ કુમરી અભિલાષા અતિ, જોવાની કરે એહની;
આગ્રહે અભય ચિત્ર તે આપી, ઈચ્છા પૂરે તેહની. ન૦ ૧૬
ચેટીઓ[2] ચિત્ર પટ લાવીને, આપે સુજ્યેષ્ઠાના કરમાં;
ચિત્ર સૌંદર્ય જોતાં તે કુમરી, હેરત પામી ઉરમાં. ન૦ ૧૭
અનિમિષ[3] નયણે નિરખે છબીને, મોહિત થઇ સા બાળા;
ઢાળ સાતમી નાગચંદ્ર કહે, નિસુણો વાત રસાળા. ન૦ ૧૮

દોહરા.

ઈંદ્ર ચંદ્ર નાગેંદ્રથી, અધિક છે રૂપ નિધાન;
દીશે છે કોઈ નરપતિ, મહર્દ્ધિક ગુણવાન. ૧

નૃપ દુહિતા[4] કહે ચેટીને, આ પટનું વૃત્તાંત;
પૂછી આવો શેઠને, બેસીને એકાન્ત. ૨
દાસી આવી ઝડપથી, વિમળશાહની પાસ;
પ્રેમે પૂછે ચિત્રનું, સવિ વૃત્તાંત ઉલ્લાસ. ૩
અભય સમયને સમજીને, કહે દાસીને તામ;
મગધ અંગનો અધિપતિ, શ્રેણિક નૃપ ગુણ ધામ. ૪
તે નર દેવે એકદા, ચેટક નૃપની પાસ;
માગું સુજ્યેષ્ઠા તણું, કરાવેલ હતું ખાસ. ૫
જઈ કુમરી આગેં કહો, મુજ કથિત અવદાત[5];
દાસીયેં પણ કુમરીની, આગેં કહી સવિ વાત. ૬

---

૧ સોગન. ૨ દાસીઓ. ૩ મટકું માર્યા વગર. ૪ દીકરી. ૫ હકીકત.

## ઢાળ ૯ મી.

[ સખીરી આવ્યો વસંત અટારડો હાંરેહાં૦ એ દેશી. ]

સખીરી સહચરી મુખથી સાંભળી હાંરેહાં સાંભળી,
યાચનાદિકની વાત, સુગુણ જન ! સાંભળો;
સ૦ પ્રેમ પીયૂષના[1] પાનથી, હાં. પા.
મન પ્રફુલ્લિત થાત. સુ૦ ૧
સ૦ કન્યા ધન્યા કહે ચેટીને, હાં. ચે.
ગુપ્ત કરો મુજ કામ; સુ૦
સ૦ વ્યાપારીને કહેજો જઈ, હાં. ક.
મુજ સંદેશો આમ. સુ૦ ૨
સ૦ ચિત્ર લેખિત જે તુમતણો, હાં. તુ.
દેવ પતિ મુજ થાય; સુ૦
સ૦ યોજના કરો કોઈ એહવી, હાં. એ.
વિલંબ ન કરો જરાય. સુ૦ ૩
સ૦ દાસીયે રહસ્ય પણે જઈ, હાં. પ.
ભાંખે સઘળી વાત; સુ૦
સ૦ ભાવ[2] લખી કન્યા તણો, હાં. ક.
મન રળીયાયત થાત. સુ૦ ૪
સ૦ અભય વિચારીને કહે, હાં. ને.
સુણો સુલોચના ! વાત; સુ૦
સ૦ તુજ બાઇને કહેજે જઈ, હાં. ક.
ગુપ્ત પણે અવદાત. સુ૦ ૫

---

૧ અમૃતના. ૨ જાણીને.

સ૦ ઇચ્છા વશ થઇ તુમ તણે, હાં તુ.
કાર્ય કરીશ એ સિદ્ધ; સુ૦
સ૦ પણ એ તુમચા સમાજમાં, હાં. સ.
ચર્ચા[1] ન થાએ પ્રસિદ્ધ. સુ૦ ૬
સ૦ વળી કહેજે કુમરી પ્રતે, હાં. કુ.
તુમ ભુવનથી સળંગ; સુ૦
સ૦ પુર બાહિર ગંવ્યૂતિ[2] લગે, હાં. ગ.
કરીશ હું સરળ સુરંગ. સુ૦ ૭
સ૦ માસ અંતે મુજ દેવને, હાં. દે.
આણી સુરંગને દ્વાર; સુ૦
સ૦ તમેં પણ સુરંગના દ્વારથી હાં. દ્વા.
આવજો થઈ હુશિયાર. સુ૦ ૮
સ૦ એમ સંકેત કરી તિહાં, હાં. ક.
મોકલે ચેટીનેં ત્યાંય; સુ૦
સ૦ પ્રચ્છન્ન[3] સુણાવી સહુચરિ, હાં. સ.
કુમરી પ્રસન્ન ચિત્ત થાય. સુ૦ ૯
સ૦ હવે વિમળ ચેટક કનેં, હાં. ચે.
આવી વિનયે ભણંત; સુ૦
સ૦ નયરી બાહિર માહરે, હાં. મા.
સર[4] ખણાવવા ખંત. સુ૦ ૧૦

---

૧ વાત. ૨ બે ગાઉ. ૩ ગુપ્ત. ૪ તળાવ.

જો આણા હોય રાઉલી[1], હાં. રા.
તો આરંભું કામ; સુ૦
ભૂધવ[2] ભેદ અજાણતે, હાં. અ.
આણા આપે તામ. સુ૦ ૧૧
સ૦ વિશાળાથી પૂરવ દિશે, હાં. પૂ.
ભૂમિ સરસ નિહાળ; સ૦
સ૦ એક ગવ્યૂતિ આંતરે, હાં. આં.
સર ખણાવે વિશાળ. સુ૦ ૧૨
સ૦ દિવસે જળાશ્રયને ખણે, હાં. ને.
રાત્રે સુરંગ ખણાય; સુ૦
સ૦ માટીમાં માટી મળે, હાં. મા.
વ્હેમ ન જનને જાય. સુ૦ ૧૩
સ૦ કામે લગાડયા સ્વ સેવકો, હાં. સ્વ.
ચતુર મહા ગંભીર; સુ૦
સ૦ કાર્ય ત્વરાથી કરાવતો, હાં. ક.
અભય કુમર વડવીર. સુ૦ ૧૪
સ૦ સ્વલ્પ કાર્ય રહ્યું સુરંગનું, હાં. સુ.
તવ ચતુર મંત્રીશ; સુ૦
સ૦ કરી ભલામણ જનને, હાં. જ.
આવે સ્વપુરીયે જગીશ. સુ. ૧૫
સ૦ વિનયે વિગતે વાતડી, હાં. વા.
જનક પ્રતે પભણુંત; સુ૦

---

૧. રાજાની. ૨. રાજા.

સ૦ અત્યંત આનંદ નૃપ લહે, હાં. નૃ.
રોમ કૂપ ઉલ્લસંત. સુ૦ ૧૬
સ૦ સુજ્યેષ્ઠાને પરણવા, હાં. પ.
નરપતિ થયો ઉજમાળ; સુ૦
સ૦ નાગચંદ્ર મુનિયેં કહી, હાં. મુ.
આઠમી એ વર ઢાળ. સુ૦ ૧૭

## દોહરા.

સુરંગ તૈયાર થઇ યદા, સાંકેતિક દિન આય;
વિશાળાએં પોંચવા, સબળ સામગ્રી કરાય. ૧
ભરિત વિવિધ આયુધથી, રથ એક કીધ તૈયાર;
કાર્ય–સિદ્ધ કરવા ભણી, ઉદ્યત થયો અપાર. ૨
શ્રેણિક નૃપ સાથેં લીએ, સ્વ વિશ્વાસનાં પાત્ર;
બત્રીશેં સુલસા તણા, તનુજ મહા શુચિ ગાત્ર.[1] ૩
માન પામેલા જગતમાં, વીર નરોમાં જેહ;
આત્મ ભોગના દાયકુ, મહારથી ગુણ ગેહ. ૪
વિકટ કાર્યમાં ભૂપને, અંગ રક્ષક સમ સોય;
નરપતિ પાછળ ચાલતા, અશ્વે આરૂઢ હોય. ૫
પૂર વેગથી ચાલતા, કરતા સ્વલ્પ મુકામ;
સંધ્યા સમયે આવીયા, સુરંગ સમીપે તામ. ૬
ગુપ્ત એક ચર[2] પાઠવી,[3] સુજ્યેષ્ઠાની પાસ;
સ્વ આગમ જણાવીઓ, શ્રેણિક સુવિલાસ. ૭

---

૧ પવિત્ર શરીરવાળો. ૨ સેવક. ૩ મોકલાવીને.

## ઢાળ ૯ મી

[ માળા ક્યાં છે રે ! એ દેશી. ]

ભાવી પતિનું આગમ નિસુણી, આનંદમાં થઈ મગ્ન રે;
સુજ્યેષ્ઠા જાવા થઈ તત્પર, નૃપથી કરવા લગ્ન રે.
સુણજો ભવિયાં રે !, દૂર કરી પરમાદ, શુભ કરી મતિયાં રે. ૧
એહવે ભગિની ચેલણા આવી, કરી સત્કાર બેસાડી રે;
વિનયથી વિગતે વાત જણાવી, પ્રથમથી સમજણ પાડી રે. સુ૦ ૨
રે પ્રિય બ્હેની ! તુજ આણા લઇ, આજે જાવા મન ભાવ્યા રે;
ચિત્રમાં નિરખ્યા જે શ્રેણિક નૃપ, તેડવા તે મુજ આવ્યા રે. સુ૦ ૩
ચિલ્લણા કહે ભગિની[1]! તુજ વીણ મુજ, એકલડાં નવ ગમશે રે;
તેહ ભણી તુજ સાથે આવવા, મન મારૂં અતિ તલસે રે. સુ૦ ૪
જે તુજ પતિ તે મુજ પતિ હોજો, એહવો સંકલ્પ મેં કીધો રે;
એમ સુણી સુજ્યેષ્ઠા રીઝી, કાર્ય ઉભયનો સિદ્ધો રે. સુ૦ ૫
વાટ જુવે છે શ્રેણિક નૃપ જિહાં, આવી ત્યાં દોય બાળા રે;
માનું લક્ષ્મી સરસ્વતી દીશે, શોભે ઝાક ઝમાળા રે. સુ૦ ૬
યુગલ રમણીઓને નૃપ ભાળી, મીઠે વચને બોલાવે રે;
અહો ! સુંદરીઓ ! હું તુમ માટે, લેવા આવ્યો ચિત્ત ચાવે રે. સુ૦ ૭
વરવા ઈચ્છતી હો જો મુજને, તો આ રથારૂઢ થાવો રે;
વિમાસણ નવ કરશો લગારે, સમય ન મળશે આવો રે. સુ૦ ૮
નૃપ-આણા થાતાં દોય બહેનો, રથ માંહે ચડી બેઠી રે;
માનું પરભૃત[2] કુંજગલનમાં[3], મગ્ન થઇને પેઠી રે. સુ૦ ૯

---

૧ બ્હેન ! ૨ કોયલ. ૩ ઘાટી ઝાડીમાં.

જાવાની જવ થઈ તૈયારી, સુજ્યેષ્ઠા તવ બોલે રે;
મ્હારો રત્નમયી ભૂષણનો, ભૂલી કરંડ[1] અમોલે રે. સુ૦ ૧૦
સત્વર લઇ આવું છું સ્વામી!, ત્યાં લગે વિરમજો આંહિ રે;
એમ કહી સુરંગ મુખેથી સુજ્યેષ્ઠા, આવી સ્વ-મંદિર માંહીં રે. સુ૦ ૧૧
આવતાં વિલંબ થઈ કુમરીને, સુલસા સુત તવ ભાંખે રે.
વૈરી વાસે વિશેષેં વસતાં, કટુક ફળો તે ચાખે રે. સુ૦ ૧૨
સહી સલામતેં ચાલો સ્વામી!, પાછળ ભય છે મોટો રે;
બીજી ત્રિયાની[2] તૃષ્ણા ત્યાગો, અતિ લોભ છે ખોટો રે. ૧૩
તેહ ભણી વેગેં હવે ચાલો, ચેલણા પણ દીયે ટેકો રે;
મિત્રો-ત્રિયાનાં વચન સુણી નૃપ, વિતર્ક ઉપના અનેકો રે. સુ૦ ૧૪
એકજ ચિલ્લણા કુમરી લઇને, આગળ રથ ચલાવે રે;
ભૂષણ[3] કરંડ લઇને સુજ્યેષ્ઠા, સુરંગના દ્વારે આવે રે. સુ૦ ૧૫
રાજા રથ ભગિની નવ દીઠાં, વિલખી થઇને વિમાસે રે;
હા! મુજને ભૂપેં વંચીને, નાખી મોહને ફાંસે રે. સુ૦ ૧૬
ઉપની રીશ અવનીપતિ[4] ઉપર, કરૂં ફજેતી પૂરી રે;
નાગ-ચંદ્ર કહે ઢાળ ઢળંતી, નૌતમ[5] નવમી સનૂરી રે. ૧૭

દોહરાઃ—

બ્હાર આવી કુમરી કરે, ઉંચે સ્વરેં પોકાર;
રે! ધાઓ મુજ ભગિનીનો, શ્રેણિક કરે અપહાર. ૧
સુણતાં દોડી આવીયા, સુભટો ને રાજાન;
પુત્રી મુખ સુણી ચિંતવે, હા હા! થયું અપમાન. ૨

---

૧ ડાબલો. ૨ સ્ત્રીની. ૩ ઘરેણાં. ૪ રાજા ઉપર. ૫ સુંદર.

સન્નદ્ધ બદ્ધ ચેટક થયો, બખતર પહેરી તૈયાર;
ચાલે પુત્રી વાળવા, વિવિધ ગ્રહી હથીયાર. ૩
એહવે વીરાંગદ તિહાં, સેનાપતિ આવંત;
શૂરવીર મહા સાહસી, નૃપને એમ ભણુંત. ૪
આપ શાંત થાઓ પ્રભુ!, આપો મુજને આણુ;
સાધ્ય કાર્ય એ માહરૂં, આપ ન કરો પ્રયાણ. ૫
વીર વીરાંગદને નૃપે, આણા દીધી જામ;
સુરંગ માર્ગ ચાલીયો, શ્રેણિક પાછળ તામ. ૬

## ઢાળ ૧૦ મી.

[ શ્રી રામજીએ વનમાં મેલી–એ દેશી. ]

શીઘ્રગતિયેં આગળ જાતાં, શ્રેણિક ભટને ભાળ્યા હો;
પાછળ બત્રીશ દેવદત્તાદિક, જાય ઉતાવળે ચાલ્યા હો.
"ભાવી પદારથ ન ટળે સયણા!," એ જિનરાજ વયણાં હો. ૧
વીરાંગદને આવતો જોઇ, ઉભા બત્રીશે સામે હો;
સેનાધીશ ઓળંગવા તેને, સમરથ ન થયો જામે હો. ભા૦ ૨
એટલે તેણે તીવ્ર બાણનું, પ્રહરણ[1] કીધું ગાઢું હો;
વેગે આવ્યો ઉરમાં[2] વાગ્યો, બળ પડ્યું તસ ટાઢું હો. ભા૦ ૩
વીરાંગદના એકજ બાણે, સુલસા સુત બત્રીશે હો;
એકી સાથે મૃત્યુ પામ્યા, ભાવી ન ટળે ઈશે હો. ભા૦ ૪
વીરાંગદ હવે આગળ ચાલી, શ્રેણિક નૃપને જોવે હો;
દૂર ગયા નજરે નવ આવે, તવ નિરાશ તે હોવે હો. ભા૦ ૫

---

૧ ઘા, પ્રહાર. ૨ છાતીમાં.

ફરી પાછો આવ્યો નૃપ આગળ, વાત નિવેદન કીધી હો;
બત્રીશ ભટને માર્યા સુણીને, બહુ સાબાસી દીધી હો. ભા૦ ૬
પણ નિજ કુલિન પુત્રીને શ્રેણિક, હરી ગયો એ ખટકે હો;
દુહિતા[1]–વૈધવ્યના[2] ભયથી, ચેટક નૃપ વળી અટકે હો. ભા૦ ૭
રાજકુમારી સુજ્યેષ્ઠાને, મન ઈચ્છિત પતિ ન મળ્યો હો;
હા ! મુજને વંચી ગઈ ચેલ્લણા, મનનો મનોરથ ન ફળ્યો હો. ભા૦૮
એમ અનેક વિકલ્પને કરતાં, પૂરવ પુણ્યના યોગે હો;
વૈરાગ્ય ભાવના જાગી હૃદયમાં, મનને સંબોધે[3] અસોગે હો. ભા૦ ૯
રે મન ! તું હવે મોહ–વમળમાં[4], ભટકીશ નહિ લગારે હો;
હો ધિક્કાર! સંસારના ભોગને, ધન્ય જે એહને વારે હો ! ભા૦૧૦
કામ ભોગ માટે નિજ ભગિની[5], ભગિનીને છેતરતી હો;
સ્વાર્થ નીરભૃત સંસારાર્ણવે[6], થાએ ઓટ ને ભરતી હો. ભા૦૧૧
ફળ જેવાં ઝેરી કિંપાકનાં, પહેલાં લાગે મીઠાં હો;
કાળ કરાળ તણા છે દાતા, પરિણામે છે અનિઠાં હો. ભા૦૧૨
ગુણ રૂપી ગહર[7] તરૂવરને, બાલણ જલણના[8] જેહવા હો;
નારક રૂપ ચારકમાં[9] નાખે, કામ ભોગ છે એહવા હો. ભા૦૧૩
લાભ ન મળિયો ઇચ્છિત ધવનો[10], તો અન્યને નવ પરણું હો;
તો હવે હું ક્ષત્રિય–બાળાને, ધર્મ તણું હો શરણું હો ! ભા૦૧૪

---

૧ દીકરી. ૨ વિધવાપણું. ૩ સમજાવે. ૪ તરંગોમાં. ૫ બ્હેન. ૬ સંસાર રૂપ સમુદ્રમાં. ૭ ઘાટાં. ૮ અગ્નિ. ૯ બંદીખાનું. ૧૦ પતિનો.

આ ત્રિયા-જીવનને સન્માર્ગે, જોડી કાર્ય સુધારૂં હો;
ભવ સાયરમાં ભ્રમણુ જ કરતાં, આતમ નાવને તારૂં હો. ભા૦૧૫

પિત્તરૌને[1] નિજ ભાવ જણાવી, સન્મતિ લઈ નૃપબાળા હો;
સાધવી ચંદનબાળા પાસે, સંયમ લે ગુણ માળા હો. ભા૦૧૬

જન્મ જીવિત સફળું તેણે કીધું, છોડી મોહ જંઆળા હો;
નાગચંદ્ર કહે દશમી ઢાળે, ધન્ય ધન્ય સતી ગુણમાળા હો. ભા૦૧૭

દોહરાઃ—

હવે ભવિજન તમે સાંભળો, શ્રેણિક નૃપ અવદાત;
ચિલ્લણાને રથમાં લઇ, રાજગૃહી આયાત. ૧
સુજ્યેષ્ઠાની બદલીમાં, ચેલ્લણા આવી સાથ;
અસમંજસ એ દેખીને, ખેદ કરે નર-નાથ. ૨
સહોદરી[2] સમ સૌંદર્યને, ભાળીને ભૂપાળ;
પવિત્ર પ્રેમ જોડી દિયો, મનની ભ્રમણા ટાળ. ૩
પાછળથી ચર આવીને, ભૂધવને કરે જાણ;
બત્રીશ તુમ મિત્રો તણી, સુરંગ મૂખે થઈ હાણ. ૪
તે સુણતાં ભૂપાળને, ભારે થયો આઘાત;
રે રે દૈવ! અટારડા!, એ શી વિપરીત વાત?. ૫
મુજ માટે નિજ જીવના, ભોગ તણા દાતાર;
હા, હા મિત્રો! માહરા, એહવા ન જગ થાનાર. ૬
સુલસા સુતના મરણની, ખબર દેવા નિરધાર;
અભય કુમર બોલાવીને, મસલત કરી તિવાર. ૭

---

૧ માતા પિતાને. ૨ સગી બ્હેન.

દેવા દિલાસો તેહને, શ્રેણિક અભય કુમાર;
નાગ રથવાહક[1] ઘરે, જાવા થયા તૈયાર. ૮

### ઢાળ ૧૧ મી.

[ ઇણ સરોવરીયાની પાળ, ઉભી દોય નગરી મારાલાલ. એ દેશી ]

શ્રેણિક અભય કુમાર, આવ્યા નાગને ઘરે, મારાલાલ.
નાગ સારથિ સત્કાર, કરી આસન ધરે; મા૦
બેઠા જનક ને તનક[2], આંખે આંસુ ઝરે, મા૦
અસમંજસ[3] એ દેખી, દંપતી ચિંતા કરે. મા૦ ૧
કરકજ[4] જોડી પૂછે, કારણ તેહનું, મા૦
ગદ ગદ સ્વરથી ભૂપ, મરમ કહે એહનું; મા૦
અપ્રતિમ[5] પ્રેમપાત્ર, તમારા દીકરા, મા૦
વિનયી વિવેકી વિચક્ષણ, સહુને સુખ કરા. મા૦ ૨
બત્રીશે એક સાથે, મરણ પામી ગયા, મા૦
દારૂણ દુઃખકર વાત, સુણાવીને રયા; મા૦
ખેદજનક એ ખબર, સુણતાં દંપતી, મા૦
વજાહત[6] સમ હોય, કાયા તસ કંપતી. મા૦
મૂર્છિત થઇને ધરણી[7], ઉપર ઢળી ગયા, મા૦
ગાઢ ખેદથી અંગ, ઉપાંગ શિથિલ થયા; મા૦
ઘરમાં જનમાં હા હા,-કાર વર્તી રહ્યો !, મા૦
આક્રંદ ને વિલોપાત, ન જાએ કર્ણે સહ્યો. મા૦ ૪

---

૧ સારથિ. ૨ પુત્ર. ૩ અવનવું. ૪ હાથ. ૫ જેના જેવું બીજું ન હોય તે ( અત્યંત ) ૬ વજ્રના ઘા જેવું. ૭ પૃથ્વી.

ક્ષણવારેં સાવધાન, થયો સુલસાપતિ, મા૦
કરૂણ સ્વરે આક્રંદ, પોકાર કરે અતિ; મા૦
કલ્પાંત કરીને કહે છે, બત્રીશ સુત ભણી, મા૦
જાયા! માયા લગાડી, અમને અતિ ઘણી. મા૦ ૫
રે રે પુત્રો! આ શું કર્યું? અમ બાળીયા, મા૦
વૃદ્ધની સેવા વખતેં, છોડીને ચાલીયા; મા૦
આશાઓ તમ ઉપર, અવલંબી[1] હતી, મા૦
રે રે દૈવ! શું સૂઝી, તુજને એ મતિ? મા૦ ૬
આ વૃદ્ધ ડોશાને વિપત્તિની, ઉંડી ખાડમાં, મા૦
હડસેલીને મૂકયો, ન ચૂકયો પ્રમાદમાં; મા૦
એમ વિવિધ ઓલંભા, દૈવને આપતો, મા૦
વિરહ વ્યથાથી[2] તાસ, આતમ નવ ધ્રાપતો. મા૦ ૭
સુલસા પણ સાવચેત, થઇને શુભમતિ, મા૦
પુત્રોના સહુ સદ્ગુણો, હૃદયમાં સમરતી; મા૦
સુત–વધૂના વૈધવ્ય, તણી ચિંતા કરે, મા૦
પણ ન કરે રડાકૂટ, અબૂઝ નારી પરે. મા૦ ૮
હૃદયનો શોક પ્રદર્શિત, કરીને એમ કહે, મા૦
રે વત્સો! મને ખેદ, બહુ તો એ દહે; મા૦
તુમ જેવા સત્પુત્રો, શ્રાવક–કુલેં થોડલા, મા૦
ધર્મી ધીરજવંત, ગુણે હતા નિર્મળા. મા૦ ૯
તુમ આનનથી[3] નિઠુર, ભાષણ ન નિઃસર્યું, મા૦
ઉલ્લંઘન મર્યાદ, વિનયનું નવ કર્યું; મા૦

---

૧ આશ્રયે રહેલ. ૨ પીડાથી. ૩ મોઢાથી.

રે ગુણ સિંધુઓ ! તારીફ, શી કરૂં તુમ તણી ?, મા૦
આશા નિરાશા કીધી હા, વત્સો ! અમ તણી. મા૦ ૧૦

એમ સમરી ગુણો સુતના, ખેદ કરે સતી, મા૦
ધર્મીને પડ્યું દુઃખ, જુવો કર્મની ગતિ !, મા૦
બત્રીશ દેવદત્તાદિની, નારીયો ગુણવતી, મા૦
સ્વામીને કરી યાદ, વિલાપ કરે અતિ. મા૦ ૧૧

એહને સહુને સાંત્વન, કરતાં મંત્રી કહે, મા૦
શોક કર્યાથી ગત જન, પાછા નવ લહે; મા૦
મરવું એ દેહધારી, પ્રાણીની પ્રકૃતિ[1] છે, મા૦
સચરાચરને[2] જીવવું, એ તો વિકૃતિ[3] છે. મા૦ ૧૨

ઈંદ્રજાળ સમ એ સંસારને ધારવો, મા૦
ઈંદ્ર-ધનુષ્ય[4] સમાં સુખનો શો ગારવો[5] ?; મા૦
જે વસ્તુ પ્રભાતે, પ્રભૂત[6] ગણાય છે, મા૦
તે વસ્તુ મધ્યાહ્નને, જાતી જણાય છે. મા૦ ૧૩

એ ઉપરથી એમ તો, નિશ્ચય થાય છે, મા૦
આ વિશ્વની અનિત્યતા, પ્રગટ જણાય છે; મા૦
આ રાક્ષસી સર્વ દ્રવ્યોને ગળી જાય છે, મા૦
આપ્ત-પુરૂષો[7] પણ આગમમાં એમ ગાય છે. મા૦ ૧૪

---

૧ સ્વભાવ. ૨ ચાલતાં અને ન ચાલતાં પ્રાણિઓને. ૩ સ્વભાવ નથી. ૪ ઈન્દ્ર લઠ. ૫ ગર્વ. ૬ ઉત્પન્ન થયેલ અને ઘણા પ્રમાણમાં. ૭ જ્ઞાની પુરૂષો.

પુત્રોના વિયોગ તો, મોટાને નડ્યા, મા૦
સગર જેવા સમર્થ, ચક્રીને પણ પડ્યા; મા૦
સાઠ સહસ સમકાલે, સુત મૃત્યુ લહે, મા૦
કાળની આણા સર્વ, પ્રાણી ઉપર વહે. મા૦ ૧૫
બાળ યુવાન કે વૃદ્ધને, કાળ કરે વશુ, મા૦
ગરીબ તવંગર ખળજન, સજજન ને પશુ; મા૦
વારી શકાય ના કોયથી, દુર્જય કાળને, મા૦
ટાળો સખા[1]! સંતાપ, અસ્થિર એમ ભાળને. મા૦ ૧૬
એમ અનિત્યતા સમજી, શોક દૂરેં કરો, મા૦
વિશુદ્ધ ધર્મની ભાવના, અંતરમાં ધરો; મા૦
શાન્તપણું તમે રાખો, સમતામાં રહી, મા૦
એકાદશમી એ ઢાળ, નાગચંદ્રે કહી. મા૦ ૧૭

### દોહરા.

એમ વિવિધ ઉપદેશથી, સમજાવી મંત્રીશ;
ખેદ કરંતા આવીયા, સ્વસ્થાને ભૂમીશ[2]. ૧
અભય-કુમરના બોધથી, દંપતિ વધૂ બત્રીશ;
કાંઈક શોક રહિત થયા, સમરે શ્રી જગદીશ. ૨
મરણ પામેલા પુત્રની, ઉત્તર ક્રિયા તિવાર;
સ્વજન સંબંધી મળી કરે, સાચવવા વ્યવહાર. ૩
ત્યાગ વૈરાગ્યેં ચિત્તને; વાસિત કરી હમેશ;
ધર્મારાધનમાં સહુ, તત્પર થયા વિશેષ. ૪
બત્રીશ વધૂને નિત્ય પ્રતેં, આપે બોધ રસાળ;
ગુરૂ જનની ભક્તિ કરે, ઉરમાં થઈ ઉજમાળ. ૫

---

૧ મિત્રો કે સહાયકો ૨ રાજા-

વીર પ્રભુના ધર્મનો, લાગો રંગ અભંગ;
હવે શ્રોતા નિસુણો સવી, સુલસા સમકિત રંગ. ૬

## ઢાળ ૧૨ મી.

[ સાંભળજો હવે કર્મ કથા કેવળી કહે રે—એ દેશી. ]

સાંભળજો સહુ દૃઢ સમકિત ધર સ્થિર થઈ રે,
સમકિતી પ્રાણીનાં [1]પુનિત ચરિત્ર રે;
ગુણગ્રામો કરતાં તીર્થંકર પદ મળે રે,
પાપ પુલાએ થાએ [2]શ્રવણ પવિત્ર રે. સાં૦ ૧
એહવે જગતારક શ્રી **વીર** જિનેશ્વરૂ રે,
ગામ નગર પુર પાટણ કરત વિહાર રે;
અપૂર્વ બોધ આપી જનને પાવન કરે રે,
સ્વર્ગ તથા [3]અપવર્ગ તણા દાતાર રે. સાં૦ ૨
ચંપા પુરીના પૂર્ણભદ્ર ઉદ્યાનમાં રે,
પાઉધાર્યા પ્રભુ પરમ દેવ દયાળ રે;
સમવસર્યા વનપાળ તણી આણા લઇ રે,
[4]ચઉવિહ દેવો આવે થઈ ઉજમાળ રે. સાં૦ ૩
સમવસરણની રચના સુંદર સુર કરે રે,
અતિશય યુક્ત વિરાજ્યા જગદાધાર રે;
[5]દ્વાદશ જાતની પર્ષદ હર્ષ ધરી મને રે,
નમી સ્તવી બેઠા આનંદ ઉર ધાર રે. સાં૦ ૪
દિવ્ય દેશના ધર્મ તણી આપે પ્રભુ રે,
વૈરાગ્ય ભાવને જાગ્રતની કરનાર રે;

---

૧ પવિત્ર. ૨ કાન. ૩ મોક્ષ. ૪ ચાર પ્રકારના. ૫ બાર.

પ્રેમ ધરીને શ્રવણુ કરે જિનવાણીને રે,
ત્રિકયોગને[1] સંવરી પર્ષદ બાર રે. સાં૦ ૫
તેહવે અંબડ પરિવ્રાજક આવ્યો તિહાં રે,
ત્રણુ દંડ કમંડળ ધારણુ કીધ રે;
દર્ભાસન[2] બ્રહ્મસૂત્ર[3] શિખા[4] રાખ્યા હતા રે,
શુદ્ધાચારી વિશ્વમાં થયો પ્રસિદ્ધ રે. સાં૦ ૬
તપસ્યાના પ્રભાવથી તેહ મહાશયેં રે,
વિવિધ સિદ્ધિઓ સંપાદન[5] કરી સાર રે;
વેશથી મિથ્યાત્વી દેખાતો લોકમાં રે,
પણ શુદ્ધો કર્યો શ્રાદ્ધ[6] ધર્મ સ્વીકાર રે. સાં૦ ૭
અર્હત્ પ્રભુના ધર્મ તણી શુદ્ધ વાસના રે,
તેહના પવિત્ર હૃદયમાં કીધો વાસ રે;
સર્વજ્ઞ જિનરાજની ઉત્તમ આજ્ઞા રે,
સુશ્રદ્ધાથી નિરૂપણુ[7] કરે સુવિલાસ રે. સાં૦ ૮
અંબડ વીર પ્રભુના સમવસરણુમાં રે,
આવી પ્રભુને વિનયે વંદન કીધ રે;
પ્રદક્ષિણા કરી કર જોડીને એમ કહે રે,
ભક્તિભર ગુણુ કીર્ત્તન કરે ઈણુ વિધરે. સાં૦ ૯
હે પ્રભુ ! આ સંસારના વિધવિધ તાપને રે,
હરવા સાચા જગ ગુરૂ ચંદન રૂપ રે;

૧ મન, વચન અને કાયા એ ત્રણ યોગને. ૨ દાભડાનું પથરણું. ૩ જનોઈ. ૪ ચોટલી. ૫ પ્રાપ્ત કરવું. ૬ શ્રાવક. ૭ પાળે–પળાવે.

સમકિત દાતા સાતા કરતા સર્વને રે,
કામ-કુંભ[૧] સુર-ગવી[૨] સુર-મણિથી[૩] અનૂપ રે. સાં૦ ૧૦

ગુણ-સિંધુ ! જગ બંધુ ! શાંતિ-કર વિધુ[૪] ! રે,
અનંત ગુણોનું હું કિમ પામું પાર રે ?;
એમ સ્તુતિ કરી પ્રભુ મુખની દેશના સુણે રે,
અનન્ય ભાવથી આણી પૂરણ પ્યાર રે. સાં૦ ૧૧

દેશના અંતે અંબડ પ્રભુ પદ પ્રણમીને રે,
રાજગૃહ નગરે જાવા કરે મન રે;
ત્રણે કાળના જ્ઞાતા વીર પ્રભુ કહે રે,
ધર્મશીલ અંબડ બોલાવી આસન્ન રે. સાં૦ ૧૨

ભો શ્રાવકજી ! રાજગૃહીયેં જાઓ છો રે,
કહેજો સુલસા સતીને ધર્માલાપ રે;
અંબડ ચિંતે ભાગ્ય-વિધાયક[૫] એ સતી રે,
કેઠી હશે તસ હૃદયેં ધર્મની છાપ રે. સાં૦ ૧૩

સતી સુલસા ! તારા જીવિતને ધન્ય છે રે !,
મહાવીર જેવા જગત્પિતાએં તુજ રે;
સ્મરણ કર્યું અને હર્ષથી ધર્મા-શીષડી રે,
કે'વરાવે મુજ સાથે જગતના પૂજ્ય રે. સાં૦ ૧૪

નિર્દોષી નિષ્કામ[૬] પ્રભુના હૃદયમાં રે,
અતિ ભાવિકા પુણ્ય-પ્રભાવિકા ખ્યાત રે;

---

૧ ઈચ્છા પૂરી કરનાર ઘડો. ૨ કામધેનુ ગાય. ૩ ચિંતામણિ રત્ન. ૪ ચંદ્ર. ૫ ભાગ્યશાળી. ૬ જેને કોઈ જાતની સ્વાર્થવૃત્તિ ન હોય તેવી.

એક માનુષી શ્રાવિકાનું સ્મરણ થતું રે,
અહો એહ અતિ આશ્ચર્યની છે વાત રે! સાં૦ ૧૫
સતીયોનાં પુણ્યનો પ્રભાવ તે દિવ્ય છે રે,
તેહથી મહા ઋષિયો પરસંસે તાસ રે;
અંબડ મુનિ પ્રભુનો સંદેશ લઈ કરી રે,
વિદ્યા બળથી વહી ચાલ્યો આકાશ રે. સાં૦ ૧૬
લીલાએ તે વિયત[1] પંથ અવગાહતો[2] રે,
આવ્યો ભાવ્યો રાજગૃહી ઉજમાળ રે;
અંબડ હવે સુલસાનું કરશે પારખું રે,
નાગચંદ્ર કહે દ્વાદશમી એ ઢાળ રે. સાં૦ ૧૭

## દોહરા.

રાજગૃહી ઉદ્યાનમાં, ઉતરીયો ઋષિરાય;
મનમાં કરે વિચારણા, બેસીને સ્થિર કાય. ૧
સુલસાના કયા ગુણ થકી, જગત્પતિ મહાધીર;
આનંદ મન પામ્યા હશે, ભગવન શ્રી મહાવીર ?. ૨
કોઇક યુક્તિ કેળવી, કરવી પરીક્ષા મુજ;
તે ગુણ જાણવો જોઇએ, જેમ પડે મુજ સૂઝ. ૩
એમ વિચારી અંબડે, લબ્ધિ બળથી તામ;
તાપસ વેષને ફેરવી, આવ્યો સુલસા-ધામ. ૪
રે બાઈ! સત્પાત્ર છું, આપો મુજને આહાર;
એમ કહી ઉભો રહ્યો, અંબડ તેહને દ્વાર. ૫
દયા દાનના ધર્મને, જાણનારી સા નાર;
દાસી દ્વારા તેહને, આપવા માંડયો આહાર. ૬

---

૧ આકાશ માર્ગે. ૨ ચાલતો.

તાપસ કહે રે શ્રાવિકા!, ભિક્ષા ન લઉં એમ;
જો ઇચ્છા હોય આપવા, તો આપો કહું તેમ. ૭

પાદ-પ્રક્ષાલન[૧] મુજ કરી, તુમ હાથે સહુ રાગ;
ભોજન તો કરૂં તુમ ઘરે, નહિતર મારે ત્યાગ. ૮

## ઢાળ ૧૩ મી

[ હાંરે મારે ધર્મ જિણંદશું લાગી પૂરણ પ્રીતજો. એ દેશી. ]

હાંરે મારે સમકિત ધારી સતી સુલસા સુપવિત્ર જો,
એ અધર્મની રીતી પસંદ પડી નહિ રે લોલ;
હાં૦ ત્યાગી પુરૂષો ન કરે નારી સ્પર્શ જો,
અંબડને એમ સુલસા સમજાવે સહીરે લોલ. ૧

હાં૦ વિલખો થઈને અંબડ ચાલ્યો તામજો,
પુર બાહિર આવીને મતિ એમ કેળવીરે લોલ;
હાં૦ અન્ય દેવોનાં વિરચી રૂપ ઉદારજો,
કરૂં પરીક્ષા સમકિત દૃઢતા કેહવી રે લોલ ? ૨

હાં૦ રાજગૃહીના પૂર્વદિશાને દ્વારજો,
લબ્ધિ-બળથી બ્રહ્માજીનું રૂપ કરે રે લોલ;
હાં૦ ચાર મુખ પદ્માસન વાહન હંસજો,
કંઠે રૂદ્રાક્ષની માળ કમંડળ કર ધરે રે લોલ. ૩

હાં૦ જટાજૂટ અખૂટ જ્ઞાનનો કૂપ જો,
દર્શન કરવા આવે જનના થોકડા રે લોલ;
હાં૦ વેદમાર્ગનો આપે તેહને બોધજો,
ઉકેલે તિહાં શંકાઓના કોકડા રે લોલ. ૪

---

૧ પગ ધોવા.

હાં૦ રંગમાં માનવ વૃંદ કરે પરસંસ જો,
બ્રહ્મ લોકથી બ્રહ્મા પ્રત્યક્ષ આવીયા રે લોલ;
હાં૦ લોકોના મનોવાંછિત પૂરે એહ જો,
કૃત્રિમ બ્રહ્મા ભાવિકને મને ભાવીયા રે લોલ. ૫
હાં૦ સખીઓ મુખથી સુલસા સુણી તારીફ જો,
તદપિ મોહકારી મિથ્યાત્વે ન મન વસ્યું રે લોલ;
હાં૦ કૌતુકથી પણ કૃત્રિમ બ્રહ્મા પાસ જો,
સમકિતથી જાવા તસ મન નવ ઉલ્લસ્યું રે લોલ. ૬
હાં૦ પોતા પાસે આવી નથી એ વાત જો,
લક્ષમાં રાખી અંબડ સન્યાસી હવે રે લોલ;
હાં૦ બીજે દિવસે ઉત્તર દિશિને દ્વાર જો,
વિષ્ણુ તણું સ્વરૂપ ધરે અંબડ સવે રે લોલ. ૭

હાં૦ ગરૂડનું વાહન પિતાંબર[1] ધર્યું અંગ જો,
ચાર ભુજા નાભિમાં કમળ તે જગમગે રે લોલ;
હાં૦ તેહ ભુજામાં પદ્મ ચક્ર ગદા શંખ જો,
હૃદયમાં કૌસ્તુભ મણિ તે તેજે તગ તગે રે લોલ. ૮
હાં૦ સ્વ પરિવાર સહિત વળી લક્ષ્મી પાસ જો,
તાદૃશ્ય વિષ્ણુરૂપ લઇ બેઠો વને રે લોલ;
હાં૦ ખબર સુણતાં નગરીનાં નર નાર જો,
ચંચળ ચિત્તવાળા લોકો હરખ્યા મનેરે લોલ. ૯

હાં૦ કામના પૂરણ કરવા શ્રેણિ[2] બંધજો,
દોડતા આવવા લાગ્યા તેહને સન્નિધેરે[3] લોલ;

---

૧ પીળું વસ્ત્ર. ૨ ટોળેટોળા. ૩ પાસે.

હાં૦ વૈકુંઠમાંથી એ વિષ્ણુ ભગવાન જો,
દર્શન દેવા આવ્યા પ્રત્યક્ષ ઈણુ વિધેરે લોલ. ૧૦

હાં૦ ગલીએ ગલીએ મળીને શ્રુણુતા[1] લોકજો,
જન-વાણી સતી કર્ણે માર્ગે આવી પડીરે લોલ;
હાં૦ સખીયો પણુ લલચાવવા માંડે તાસ જો,
સુત-પ્રાપ્તિ માટે તેડી જાવા નડેરે લોલ. ૧૧

હાં૦ તોપણુ દૃઢતામાં ન ડગી લવ લેશ જો,
વીર ધર્મના વીર્યને ધરનારી સતી રે લોલ;
હાં૦ આવી નહિ દર્શન કરવા તસ પાસ જો,
લોકૈષણુામાં[2] મુંઝાણી નહિ જસ મતિ રે લોલ. ૧૨

હાં૦ આવી નહિ એમ તાપસ જાણી તામ જો,
તે વિષ્ણુનું રૂપ ગોપવી દીધું તહીં રે લોલ;
હાં૦ ત્રીજે દિવસે પશ્ચિમ દિશિને દ્વાર જો,
મહાદેવનું સ્વરૂપ લઈ બેઠો વહીરે લોલ. ૧૩

હાં૦ અંગે ભસ્મ ને માથે જટા ધરંત જો,
જટા માંહેથી ધોધ ગંગાનો નીકળે રે લોલ;
હાં૦ અર્ધાંગે ગિરિતનયા[3] શોભે પવિત્ર જો,
શીશ ઉપર સસિયર[4] મસ્તકમાળા[5] ગળે રે લોલ. ૧૪

હાં૦ ભાલમાં[6] ત્રીજું લોચન ઝળહળે જ્યોતજો,
કરમાં ખડ્ગ ત્રિશૂળ અને ડમરૂ ધરે રે લોલ;

---

૧ પ્રશંસા કરતા. ૨ લોકો કરે તેમ કરવું તેમાં. ૩ પાર્વતીજી.
૪ ચંદ્ર ૫ મનુષ્યનાં માથાંની માળા. ૬ કપાળે.

હાં૦ નંદી[1] ચંદી આદિ ત્રણ ગણ પાસજો,
કરિવર[2] કેરૂં ચર્મ અંગે અંગી-કરે રે લોલ. ૧૫
હાં૦ ઈત્યાદિક સામગ્રી રાખી પાસજો,
વનમાં સિંહાસન પર બેઠો રંગથી રે લોલ;
હાં૦ ભક્તિભર એ જોવાને દેખાવજો,
પુરજન ગમનાગમન[3] કરે ઉમંગથી રે લોલ. ૧૬
હાં૦ ઉંચે સ્વરે જન બોલવા લાગ્યા એમજો,
કૈલાશમાંથી શંકર આવ્યા છે સહીરે લોલ;
હાં૦ એહ ખબર પણ સુલસાએ સુણ્યા કાન જો,
આસ્તિક શ્રાવિકા ચળ વિચળ મન થઇ નહિ રે લોલ. ૧૭
હાં૦ સતી-હૃદયમાં મલીન મહા મિથ્યાત્વ જો,
લેશ માત્ર પણ પ્રવેશ કરી શકયો નહિ રે લોલ;
હાં૦ અરિહંત ધર્મ ઉપર છે દૃઢતા પૂર્ણ જો,
ત્રયો-દશમી એ ઢાળ નાગચંદ્રે કહી રે લોલ. ૧૮

## દોહરા:-

વાહ ! વાહ ! સતી જીવનને ! સહસ્રવાર છે ધન્ય !;
તાહરા જેવી શ્રાવિકા, ભારતમાં નહિ અન્ય. ૧
જૈન ધર્મની કીર્ત્તિને, ફેલાવી તેં ભૂર;
તુજ દૃષ્ટાંતથી મહાસતી, બોધ મળે ભરપૂર. ૨
ભો શ્રાવક-બાળા ! તમે, સુણીને લ્યો સદ્બોધ;
મિથ્યા વાસના હૃદયથી, દૂર કરો અવિરોધ. ૩

---

૧ પોઠીયો. ૨ હાથીનું. ૩ આવ જાવ.

ક્વચિત્[1] કામિની[2]ઓ જુવો, માને મિથ્યાત્વિ દેવ;
મિથ્યાત્વિઓનાં વ્રતને, આરાધે સ્વયં મેવ. ૪
કોઈક પુત્રાદિકના, સ્વારથમાં લલચાઈ;
ઢોંગી યતિ સન્યાસિની, ઉપાસના કરે જાઇ. ૫
આવાં વ્હેમો રાખતાં, સમકિત રત્ન લૂંટાય;
સદાચાર નાશે નિપટ, ધર્મથી ભ્રષ્ટ થવાય. ૬
સુલસા ચરિત્ર સુણી કરી, તજજો જૂઠાં વહેમ;
પુનિત જન્મ કરજો સવી, સમકિત પર ધરી પ્રેમ. ૭

## ઢાળ ૧૪ મી.

[ જેવનીયાંનો લટકો દાડા ચારનો–એ દેશી. ]

અંબડે પારખું જોયું ત્રણ વાસર[3] લગે,
બ્રહ્મા વિષ્ણુ શંકરનાં કરી રૂપજો;
તદપિ સતી સુલસા લવ ચળિત થઈ નહિ,
નવ છોડી શુદ્ધ ધર્મની શ્રદ્ધા અનુપજો;
બોધિ[4]–બીજના ધારક સહુ સજ્જન ! સુણો. એ ટેક. ૧
ગ્રહણ કરેલી જે ગજરાજે વસ્તુને,
ગર્દભથી તે કેમ છૂટાવી જાય જો ?;
ઇચ્છા સાકર સ્વાદની જેહને ઉપની,
કઠોર કાંકરાથી તે કેમ પૂરાય જો ?. બો૦ ૨
આનંદ સુખમાં જે આસક્ત થયા જનો,
તે જન વિષયોથી કિમ આકર્ષાય જો ?;

---

૧ કેટલીક. ૨ સ્ત્રીઓ. ૩ દિવસ. ૪ સમકિતના.

જૈન તત્ત્વની જ્ઞાયક[1] તેમ સુલસા સતી,
બીજા પાખંડોથી કેમ ઠગાય જો ?. બો૦ ૩
પર દેવોથી સા નવિ વંચિત થઈ યદા,
છેવટ અંબડ કરતો એમ વિચારજો;
શ્રી જિનેંદ્રનું રૂપ લઈ ઠગવી સહી,
એમ ધારીને આવે ગિરિ વૈભાર જો. બો૦ ૪

તે સુંદર અદ્રિ[2] ઉપર અંબડ હવે,
વૈક્રિય[3]-લબ્ધિ પ્રભાવે રમણીય[4] એક જો;
સમવસરણની રચના શીઘ્ર પણે કરી,
ત્રણ પ્રાકારો[5] પ્રાતિહાર્ય[6] અતિ-રેક[7] જો. બો૦ ૫
અંબડ તીર્થંકરનું નામ ધરાવીને,
સિંહાસને બેસી દે ધર્મનો બોધજો;
તેહ ખબર જાણીને જન-ગણ[8] આવતા,
નમી સ્તવીને દેશના સુણે અવિરોધ જો. બો૦ ૬
ભાવિ ભકતો દર્શનથી પરસન્ન થયા,
કૃત-પુણ્ય[9] તે માને ધન્ય અવતાર જો;
બહુજન આવ્યા પણ સુલસા આવી નહિ,
જાણી પાખંડીના જૂઠ પ્રચાર જો. બો૦ ૭
સુલસાને ત્યાં નવિ આવેલી જાણીને,
અંબડ જન સાથે કેવરાવે સંદેશજો;
વંદન કરવા દેશના સુણવા આવજો,
હર્ષ ધરીને દૂર કરી અંદેશ જો. બો૦ ૮

---

૧ જાણકાર. ૨ પર્વત. ૩ વિવિધરૂપ કરવાની શક્તિ. ૪ સુંદર. ૫ કિલ્લાઓ. ૬ પ્રભુના અતિશયથી દેવોએ કરેલ અશોક વૃક્ષાદિની રચના. ૭ શોભતા. ૮ માણસોનાં ટોળાં. ૯ ભાગ્યશાળી.

સંદેશો જન મુખથી અંબડનો સુણી,
મધુરગિરા[1]એ સુલસા એમ ભણુંત જો;
આ સમયે ચોવીશમા વીર તીરથપતિ,
વૈભાર નગ[2] ઉપર તે નવિ વિહરંત જો. બો૦ ૯

અબુદ્ધજનો[3] કહે પચ્ચીશમા જિનરાજ છે,
સુલસા કહે ભો ભાઇયો ! શું કહો એહ જો ?;
પચ્ચીશમા તીર્થંકર કદી થાએ નહિ,
રાખશો નહિ કદી મનમાં એ સંદેહ જો. બો૦ ૧૦

ત્રણે કાળમાં એહ વાર્તા નવ સંભવે,
આ કોઈ વંચક[4] બનાવટી કરી રૂપ જો;
ચતુર નાગરિકોને[5] છેતરવા ભણી,
નિર્મળ ધર્મ એ કહેવા બેઠો અનુપ જો. બો૦ ૧૧

સુલસાનો ઉત્તર એ લોકો સાંભળી,
અંબડને સંભળાવી સઘળી વાત જો;
એહ સુણીને અંબડ હૃદયે વિચારતો,
અહો ! અહો ! ધન્ય સતી ન ડગી આણુ માત જો. બો૦ ૧૨

યોગ્ય પ્રશંસા પર્ષદમાં[6] વીરે કરી,
અંબડની સઘળી શંકા ગઈ દૂર જો;
તે ગુણ ધારણ કરવાની થઇ ભાવના,
જૈન ધર્મમાં નિશ્ચળ થયો પ્રચૂર જો. બો૦ ૧૩

પાંચમે દિવસે સઘળી કિરિયા ત્યાગીને,
શ્રાવકનું વર રૂપ ગ્રહણ કરી તામ જો;

---

૧ મીઠે વચને. ૨ પર્વત. ૩ અજ્ઞાની માણસો. ૪ ઠગારો. ૫ નગરના લોકોને. ૬ પરખદામાં.

એ ધોએલાં વસ્ત્રો અંગે ધારીને,
જયણા પૂર્વક આવ્યો સુલસા ધામ જો. બો૦ ૧૪
સેવા કરનારી સાધર્મી બંધુની,
સુલસાએ જોયો આવંતો જામ જો;
અતિથિનો આદર કરવા ઉભી થઇ,
બહુ માનથી બેસાડયો શુભ ધામજો. બો૦ ૧૫
હૃદયે આનંદ પામી સુલસાની તિહાં,
પરસંસા કરવા લાગ્યો સુવિલાસ જો;
શ્રાવિકા ! તમે માનવ ભવ સફળો કર્યો,
તુમ હૃદયમાં દ્દઢ આસ્થાનો નિવાસ જો. બો૦ ૧૬
ધર્મની નિર્મળ બુદ્ધિ જે તુમમાં વસે,
તેવી કોઇક શ્રાવિકામાં હોય જો;
મેં કેટલીક પરીક્ષા કીધી તુમ તણી,
ડગ્યા નહિં તમે શ્રદ્ધાથી પણ તોય જો. બો૦ ૧૭

મુકુટમણિ[1] સામાન્ય કેવળિઓમાં પ્રભુ,
મહાવીર જિન મોટી પર્ષદમાંય જો;
સાદરથી સદ્‌ભાવે તુમ વાર્તા કરી,
શિરોમણિ સમ સતીયોમાંહિં ગણાય જો. બો૦ ૧૮
તે શ્રી વીરે ધર્મવૃદ્ધિ કરવા કહ્યું,
તમને યાદ કરીને ચંપામાંયજો;
અંબડનાં આવાં શુભ વચનો સાંભળી,
સુલસા સતીનું શરીર રોમાંચિત થાયજો. બો૦ ૧૯
રોમ રોમમાં પરમાનંદ વ્યાપી ગયો,
ભાવના પૂર્વક સતી પ્રભુને પ્રણમંતજો;

---

૧ શિરોમણિ—નાયક.

પ્રભુ સ્તુતિમાં ઓતપ્રોત મનને કર્યું,
મન પરિણામો ઉત્તમ દર્શાવંતજો. બો૦ ૨૦
પ્રભુ-કીર્ત્તનમાં ઉત્કૃષ્ટો રસ આવીઓ,
બાંધે સો તીર્થંકર ગોત્ર પવિત્રજો;
ઢાળ ચઉદમી નાગચંદ્ર મુનિએ કહી,
ભાવે સુણો ભવી! ઉત્તમ સુલસા ચરિત્રજો. બો૦ ૨૧

દોહરાઃ—

સતી સહોદર[૧] સમ ગણી, ભક્તિથી ભલી ભાંત;
ભોજન ભલાં કરાવીયાં, મનમાં થઈ રળિયાત. ૧
સ્થિરતા કરી બેઠા બિહું, આપ્ત-પુરૂષ[૨] કથિત;
તત્ત્વ તણી ચર્ચા કરે, તન મનથી ઉલ્લસિત. ૨
આત્માર્થિક, જીવાત્માને આત્મવાદે[૩] આનંદ;
મગ્ન સદા રહે તત્ત્વમાં, જાણે સુખનો કંદ. ૩
અંબડ સુલસા તત્ત્વની, કરી બહુ વાર્તાલાપ;
ધન્યવાદ સતીને દઈ, અન્ય સ્થળે ગયો આપ. ૪

## ઢાળ ૧૫ મી.

[ ગિરિ વૈતાઢ્યની ઉપરે—એ દેશી. ]

હવે સુલસા સ્વ-પતિ સંગે,
ગૃહવાસ વસંતીરે લોલ; અહો. ગૃ૦
બત્રીસ વધૂ સહ પ્રેમથી,
શુભ કર્મ કરંતીરે લોલ. અહો. શુ૦ ૧
કાયા શકતેં તપ કરે,
સમતા મન રાખીરે લોલ; અહો. સ૦

૧ ભાઇ. ૨ જ્ઞાની. ૩ આત્મા સંબંધી ચર્ચા.

વધૂઓને દઢ ધર્મમાં,
કરે સદ્બોધ દાખીરે લોલ. અહો. ક૦ ૨
નિગૂઢ[1] તત્ત્વો ધર્મનાં,
દર્શાવે ભાવે રે લોલ; અહો. દ૦
સત્ત્વ[2] ગુણોને પોષતી,
જિનના ગુણ ગાવેરે લોલ. અહો. જી૦ ૩
દાન સુ-પાત્રે આપતી,
વર[3] ક્ષેત્રને પોષેરે લોલ; અહો. વ૦
મચ્છર મન રાખે નહિં,
અપ્પા[4] સમકિતે તોષે રે લોલ. અ૦ ૪
ઉભય[5] ટંક આવશ્યક[6] કરે,
અઘ[7] ઓઘને[8] હરવારે લોલ; અહો. અ૦
પર્વતિથિ પૌષધ કરે,
પુણ્યથી પિંડ ભરવારે લોલ; અહો. પુ૦ ૫
શ્રાદ્ધ[9] ધર્મ આરાધિયો,
નાગ સારથિ પૂરોરે લોલ; અહો. ના૦
આયુઃક્ષયે સૌધર્મમાં,
થયો મહર્દ્ધિક સુરો રે લોલ. અહો. થ૦ ૬
સુલસા અનશન[10] આદરે,
મૂર્છા તન ટાળી રે લોલ; અહો મૂ૦

---

૧ ઉંડાં. ૨ ઉત્તમ. ૩ ઉતમ. ૪ આત્મા. ૫ બે ટંક. ૬ પ્રતિક્રમણ ૭ પાપના. ૮ સમુદાય–જથ્થો. ૯ શ્રાવક. ૧૦ સંથારો.

આલોચના કરે શુદ્ધ મને,
મદ મચ્છર ગાળીરે લોલ. અહો. મ૦ ૭
દર્શન[1] શુદ્ધ આરાધીને,
સુલસા કરી કાળ રે લોલ; અહો. સુ૦
બ્રહ્મ[2]–સુર–લોકે ઉપની,
સુર ઋદ્ધિ વિશાળ રે લોલ. અહો. સુ૦ ૮
દશ સાગરનું આવખું,
પામ્યા પુણ્ય પ્રયોગે રે લોલ, અહો. પા૦
પંચ હસ્ત ઉન્નતપણે,
સુખ માણે અશોગેરે લોલ. અહો. સુ૦ ૯
સુર–સુખ ભોગવી અભિનવાં,
કરી પૂરણુ આયુરે લોલ; અહો. ક૦
ઉત્તમ ભવ કરતાં થશે,
જિનરાજ શુભાયુરે લોલ. અહો. જિ૦ ૧૦
આવતી ઉત્સર્પિણી કાળમાં,
સોળમા જિનરાયારે લોલ; અહો. સો૦
ચિત્રગુપ્ત નામે થશે,
ભવિને સુખ દાયારે લોલ. અહો. ભ૦ ૧૧
કેવળ કમળા પામશે,
પડિબોહશે[3] પ્રાણીરે લોલ; અહો. પ૦
સકળ કર્મને ટાળીને,
લહેશે નિર્વાણીરે[4] લોલ. અહો. લ૦ ૧૨
દર્શન શુદ્ધ આરાધતાં,
પામે સુખ લીલારે લોલ; અહો. પા૦

૧ સમકિત. ૨ પાંચમે દેવલોક. ૩ પ્રતિબોધ આપશે. ૪ મોક્ષ.

દર્શન સાર સંસારમાં,
મળે સુખ અખિલાં[1]રે લોલ. અહો. મ૦ ૧૩
સુલસાની બત્રીશ વધૂ,
વૈરાગ્યને પામીરે લોલ; અહો. વૈ૦
ચંદન બાળા સન્નિધે,
થઇ સંયમ–રામી[2]રે લોલ. અહો. થ૦ ૧૪
ચારિત્ર ચોખું પાળીને,
સુર થયા અનુપારે લોલ; અહો. સુ૦
અનુક્રમે શિવપદ પામશે,
વારશે ભવ કૂપારે લોલ. અહો. વા૦ ૧૫

---

ઉપસંહાર:-

સુલસા ચરિત્ર એ સાંભળી,
બોધ લેશે જે પ્રાણી રે લોલ; અહો. બો૦
ધર્મ પરમ આરાધજો,
નિસુણી એ વાણી રે લોલ. અહો. નિ૦ ૧૬
અંબડના પ્રપંચથી,
જિમ ન ચળ્યા તેહો રે લોલ; અહો જિ૦
ચળિત ન થાશો તિમ તમે,
દર્શનથી રેહો[3] રે લોલ. અહો. દ૦ ૧૭
પુત્રોનાં મરણો સુણી,
ધીરજ નવ ખંડી રે લોલ; અહો. ધી૦

---

૧. બધી જાતનાં ૨. સંયમમાં રમનારી. ૩ રંચ માત્ર.

તિમ દુઃખમાં ધીરજ ધરે,
ભય ખેદ [1]વિછુંડી લોલ. અહો. ભ૦ ૧૮
બત્રીશ વધૂને બોધીને,
દૃઢ કીધી ધર્મે રે લોલ; અહો. દૃ૦
તેમ તમે નિજ સ્વજનને,
સ્થિર કરજો સુકર્મે રે લોલ. અહો. સ્થિ૦ ૧૯
ધર્મ શીલમાં અચળ રહી,
પ્રેમે વ્રત પાળ્યાં રે લોલ; અહો. પ્રે૦
દુઃખ પડતાં પણ નિયમને,
મનથી નવ ટાળ્યા રે લોલ. અહો. મ૦ ૨૦
મહાસતીની કીરતિ,
વિશ્વમાં અતિ જામી રે લોલ; અહો. વિ૦
ધન્ય ધન્ય એ શ્રાવિકા,
શિવપંથની ગામી રે લોલ. અહો. શિ૦ ૨૧
સતી ચરિત્ર એ સાંભળી,
વર્ત્તનમાં ઉતારો રે લોલ; અહો. વ૦
જન્મ જીવિત સફળું થશે,
સુખ પારાવારો રે લોલ. અહો. સુ૦ ૨૨
[2]દર્શનદર્શક એ રચ્યો,
ભવ્ય હેતે સંબંધો રે લોલ; અહો૦ ભ૦
સુલસા મહાસતી તણો,
સુખકર એ પ્રબંધો રે લોલ. અહો૦ સુ૦ ૨૩
શ્રોતા વક્તાને હજો,
શાંતિ કલ્યાણી રે લોલ; અહો૦ શાં૦
ઢાળ પંદરમી એ થઈ,
**નાગચંદ્રની** વાણી રે લોલ. અહો૦ ના૦ ૨૪

---

૧ દૂર કરીને. ૨ સમકિતનું સ્વરૂપ બતાવનાર.

## પ્રશસ્તિઃ—

મુનિગણમાં મહિમા નિલા,
નિયતિહરિ[1] સૂરિ[2] રે લોલ; અહો૦ નિ૦
કૃપા પ્રસાદ તેહનો લહી,
કરી રચના સનૂરી રે લોલ. અહો૦ ક૦ ૨૫

દૃગ્[3] સિદ્ધિ[8] નિધિ[9] હિમાંશુની[1],
શુભરસાલ રસાળા રે લોલ; અહો૦ શુ૦
પર્યુષણ શશીવારની[3],
તિથિ મંગળમાળા રે લોલ. અહો૦ તિ૦ ૨૬
કચ્છ સ્વચ્છ વર દેશમાં,
કાંડાકરા ગામે રે લોલ; અહો૦ કાં૦
કૃતિ કરી એ અભિનવી,
સ્વ પરને હિતકામે રે લોલ. અહો૦ સ્વ૦ ૨૭



ઇતિ શ્રી જૈન શ્વેતાંબર—સ્થાનકવાસી—કચ્છાષ્ટ કોટી—
બૃહત્પક્ષીય સંપ્રદાય ગુણનિધિ—પૂજ્યપાદાચાર્ય
શ્રીકર્મસિંહજિત્સ્વામિ—ચરણ—સેવક—નાગચન્દ્ર-
મુનિ—વિરચિત—સમ્યક્ત્વ—દઢતોપરિ—
શ્રી સુલસા સતી રાસોયં સમાપ્તઃ

---

૧–૨ આચાર્ય શ્રી કર્મસિંહજી સ્વામી. ૩ સોમવાર. ૩–૮–૯–૧ એટલે ૧૯૮૩ ની સાલ.

સ્વ૦ આચાર્ય શ્રી કર્મસિંહજી સ્વામી સ્મારક
શાસ્ત્રમાળા મણુકો ૩૪ મો.

# શીલ માહાત્મ્ય દર્શક:—

# સતી કનકસેનાનો રાસ.



: રચયિતા :

જૈન મુનિ નાગચંદ્રજી.



: પ્રકાશક :

શાહ આસવીર કુરપાર.

કચ્છ—તણવાણા.

વીર સંવત ૨૪૬૭ શ્રી વીર જયંતી, બુધવાર

## શીલ માહાત્મ્ય.

गाथाः—सीलं कुलआहरणं, सीलं रूवं च उत्तमं होइ।
सीलं चिय पंडित्तं, सीलं चिय निरूवमं धम्मं ॥१॥

ભાવાર્થ:—શિયળ એ કુળનું આભરણ—ઘરેણું છે. ઉત્તમ એવું રૂપ તે શિયળ છે. શિયળ પાળવું તેજ પંડિતપણું છે. અને નિરૂપમ ( જેને બીજી ઉપમા પણ ન આપી શકાય એવો ) ધર્મ તે શીલ—ધર્મ જ છે.

॥ अर्हम् ॥

# શીલોપરિ કનકસેન–કનકસેના સતી રાસ.

## દોહરા.

પ્રણમું પ્રથમ જિણંદ પદ, પ્રથમ ધરા[1]–ધવ સ્વામ;
પ્રથમ તીર્થંકર સકળ વિભુ, કેવળ કમળા[2] ધામ. ૧
પુણ્ય પુંજ[3] પરમાતમા, અમિત[4] કાંતિ અદ્‌ભુત;
કર્મ દહી[5] કેવળ લહી, મુક્તિ વધુ વરી નૂત. ૨
ધારક દ્વાદશ[6] અંગના, કારક[7] સૂત્ર સહાય;
તારક તરીસમ[8] ભવજળે, ગણધર પ્રણમું પાય. ૩
શબ્દોદધિ[9] તારણ તરી[10] શારદ[11] પ્રણમું ઉલ્લાસ.
કહેતાં શીલ સંબંધનો; વદન[12] સદન[13] કર વાસ. ૪
ગુરૂજી દરિયો ભરિયો ગુણે, મળીઓ ભાગ્યે સેવ;
હરિયો મુજ અન્નાણ[14] તમ[15], તરિયો ગુરૂ પ્રણમેવ. ૫
કનકસેના સતીનું રચ્યું, શીલ ગુણે સુચરિત્ર;
સ્નેહલ થઇ શ્રોતા ! સુણો, થાશે શ્રવણ[16] પવિત્ર. ૬

---

૧ રાજા. ૨ લક્ષ્મી. ૩ જથ્થો. ૪ અસંત. ૫ બાળીને, ૬ બાર. ૭ કરનાર. ૮ નાવા-સમાન. ૯ શબ્દોના દરિયાને. ૧૦ નાવા સરખી. ૧૧ સરસ્વતી દેવી. ૧૨ મુખરૂપી. ૧૩ ઘર. ૧૪. અજ્ઞાન. ૧૫. અંધકાર. ૧૬ કાન.

## ઢાળ ૧ લી.

( કરમ પરીક્ષારે કરણ કૂમર ચલ્યો રે. એ–દેશી. )

દ્વીપ અસંખ્ય કહ્યાં મહિ–મંડળેરે,
જળભૂત[1] વેષ્ટિત[2] અંગ;
સર્વાભ્યંતર[3] જંબૂદ્વીપ છે રે,
જગતી[4] કનકની[5] ઉત્તંગ[6].
શીલ સંબંધ સુણો શ્રોતા! જનોરે. એ–ટેક ૧

તિહાં ષટ્[7] ખંડથી ભારહવાસ[8] છેરે,
અષ્ટમી અમતિ[9] આકાર;
ગંગા સિંધુ વહે શુભ નિમ્નગારે[10],
જનપદ[11] બત્રીશ હજાર. શીલ૦ ૨

આર્ય સાર્દ્ધ[12] પચ્ચવીશ મનોહરારે,
અન્ય અનારજ જાણ;
પૂરવ દેશ તિહા શોભાનિલોરે,
જિણ દિશ ઉદયે રે ભાણ. શીલ૦ ૩

તિલક સમી ભૂ–ભામિની[13] ભાલમાંરે,
નગરી વિજય પુરી સાર;
લંકા શંકાથી નાશી ગઈ રે,
શોભા જોઈ ઉદાર. શીલ૦ ૪

---

૧ સમુદ્રોથી. ૨ વીંટાયલાં. ૩ બધાંની અંદર–વચ્ચે ૪ કિલ્લો. ૫ સોનાની. ૬ ઉંચો. ૭ છ. ૮ ભરતક્ષેત્ર. ૯ ચંદ્ર. ૧૦ નદીઓ. ૧૧ દેશ. ૧૨ સાડા. ૧૩ પૃથ્વીરૂપી સ્રી.

સુંદર ગઢ મઢ પોલ પ્રાકાર છે રે,
તિમ ચૌટા ચોરાશી;
ઉત્તમ જન–ગણુથી સંકીર્ણુ[1] તે રે,
પુણ્ય–શાળી સુવિલાસી. શીલ૦ ૫
ચપળા[2] અચપળ[3] ભાવ થકી રહી રે,
થઇ પૂર માંહિં સંવૂડ[4];
સકળ પ્રજા ધન–ધાન્ય ન દરીદ્રતા રે,
એ માંહે નવી કૂડ. શીલ૦ ૬
તે પુરી વ્યવહારી ભારી વસે રે,
પર ઉપકારી પ્રવીણુ;
ધર્મ કાર્ય ઉલ્લટથી સહુ કરે રે,
જિન વયણે લય લીન. શીલ૦ ૭
પ્રતિપાળે સ્વ પ્રજાને પ્રેમથી રે,
સંપ્રતી નામે રે ભૂપ;
કામ[5] નૃપતિ દર્પી[6] રહ્યો જેહથી રે,
દેખી સુંદર રૂપ. શીલ૦ ૮
શાર્દૂલસિંહ સમો અતુળી બળી રે,
વજ્ર[7] સમ પ્રતિરૂપ[8];
અરિયણ[9] અળગા રહે તે ભૂપથી રે,
ગિરિદરી[10] સેવે રે ભૂપ. શીલ૦ ૯

---

૧ સાંકડી. ૨ લક્ષ્મી. ૩ સ્થિર. ૪ ઘેરાયલી. ૫ કામદેવ. ૬ ઈર્ષ્યા કરનાર. ૭ ઈન્દ્ર. ૮ નકલ. ૯ શત્રુઓ. ૧૦ પર્વતની ગુફા.

ચતુરંગિણી સેના નૃપ આંગણે રે,
સુર-ગુરૂ[૧] ગણતાં ભૂલંત,
પ્રાજ્ય[૨] સામ્રાજ્ય[૩] ભૂધવ[૪] તણું રે,
ધનદો[૫] પણ ન ફૂલંત. શીલ૦ ૧૦

કિન્નરી[૬] અમરી[૭] સમ પટરાગિણીરે[૮],
શીલ-સેના નામેણ;
ક્રીધો આનનના[૯] આભાસથીરે[૧૦],
આંખો શશ-ભૃત[૧૧] જેણ. શીલ૦ ૧૧

સીતા સરખી શીલે જાણીએરે,
કોપનો નહિ સંસર્ગ;
ગો-ભુજની[૧૨] ગોરડી સમ થોડલીરે,
પણ નહિ ગાત્રે રે દર્ગ[૧૩]. શીલ૦ ૧૨

વિલસે વિવિધ પ્રકારે દંપતીરે,
સાંસારિક સુખ ભોગ;
જોડી પુરંદર[૧૪] પૌલોમી[૧૫] જસીરે,
લહીયે પુણ્ય સંયોગ. શીલ૦ ૧૩

---

૧ બૃહસ્પતિ. ૨ મ્હોટું. ૩ રાજ્ય. ૪ રાજા. ૫ કુબેરભંડારી ૬ કિન્નર જાતિની. ૭ દેવી. ૮ પટરાણી. ૯ મુખના. ૧૦ તેજથી. ૧૧ ચંદ્ર. ૧૨ રાજાની. ૧૩ ઉદ્ધતાઈ. ૧૪ ઇન્દ્ર. ૧૫ ઇન્દ્રાણી.

યુગલ યુવક અંગજ છે તેહનેરે,
ચંદ્રસિંહ ચંદ્ર કાંત;
હિમકર દિનકર માનું અવતર્યારે,
વસુધા માંહે વિખ્યાત. શીલ૦ ૧૪
કનકસેના કુમરી અમરી સમીરે,
ધંતકનક[૧] સમ દેહ;
શીખી બાળ-પણે સઘળી કળારે,
કોવિદ પાસે સનેહ. શીલ૦ ૧૫
ભલી પરે જૈન ધર્મ વળી અભ્યસ્યોરે,
ગુરૂ મુખે ધાર્યો વિવેક;
પ્રતિકૂળ રહે મિથ્યાત્વથી સર્વદા રે,
સમકિત ધારી સુટેક. શીલ૦ ૧૬
યૌવન જર્જરિત[૨] પર ઝળકીયુંરે,
ઓપ્યું સુંદર રૂપ;
ઢાળ ધુરી મંજુલ રાગે કહીરે,
પવનાશનજી[૩] અનૂપ. શીલ૦ ૧૭

## દોહરા.

તે પુરીને પ્રાચી દિશે, કાનન ગહન વિશેષ;
તરણિ[૪] કિરણ ન કરી શકે, તે વન માંહે પ્રવેશ. ૧
તે વનીકા[૫] મહીં વસે, જટિલ[૬] કુટિલ મહંત;
રૂદ્રનાથ બિહામણો, આણ વહે ક્ષિતિ-કંત. ૨

---

૧ ધમેલા સોના સમાન. ૨ શરીર. ૩ નાગ. ૪ સૂર્ય. ૫ વાડી. ૬ યોગી.

તે યોગી વિદ્યા થકી, મદ માતો નિર્બીહ;
પંકાતો જનપદ વિષે, જિમ પાખરીયો સિંહ. ૩
શત્રુ પરાજયની અવલ, ખગોલ ગામિની ઉદાર;
પર શરીર પ્રવેશિની, રૂપ પરા—વર્ત્ત સાર. ૪
સ્થંભિની મોહિની વશી કરી, ભૂતાદિક વશ કીય;
ઇત્યાદિક વિદ્યા બહુલ, વશ કીધી કમનીય[1]. ૫
નિષ્ક[2] યુગ્મશત[3], અનુદિને, પાર્થિવ[4] પાસે ગૃહંત;
જે શાસન નવ સરદ્દહે, અકૂરણુ[*] આણે અંત. ૬
કનકસેના સતીનો હવે, શ્રોતા સુણો સંબંધ;
ઈષ્ટ મિષ્ટ મંજુલ કથા, સોનું અને સુગંધ. ૭

## ઢાળ ૨ જી.

[ શંખ લંછન વજ્રધર સ્વામી—એ દેશી ]

એક દિન રૂદ્રનાથ નૃપ દ્વાર,
ગયો મધ્યાન્હે લેવા દીનાર રે;
વિષયારિ ધિક્કારી. એ ટેક.
એહવે કનકસેના સખી સંગે,
બેઠી વાસ વાતાયન[5] રંગે રે; વિ૦ ૧
જાતાં યોગીએ દીઠી ગવાક્ષેં,
સ્થિર થઇને નિરખે કટાક્ષેં રે. વિ૦
કામ ધામ લીલાનું ઉદ્દામ,
સહસ્રનેત્ર[6]નું મન હરે ભામ રે. વિ૦ ૨

---

૧ દિલ ખેંચે તેવી. ૨ સોનામ્હોર. ૩ બે સો. ૪ રાજા. ૫ ગોખ. ૬ ઇન્દ્ર. * દયા વગરનો.

ઝરકસી અંશુક[1] દિવ્ય વિન્યસ્ત[2],
દૂષણુ રહિત ભૂષણુ પ્રશસ્ત રે; વિ૦
કળા ચોસઠ જસ અંગેં વસે,
ચાર ચંદ્ર સેવે તે મિષે રે. વિ૦ ૩
યોગી લલનામાં થયો લીન,
માંસ પેશીથી જેહવો મીન રે; વિ૦
જેણે હાથે એ કુમરી સંવારી[3],
જાઉં ધાતા[4]ની બલિહારી રે. વિ૦ ૪
રૂદ્રનાથ બહુ થઈ વિષયારી,
મન ચિંતે કરૂં નારી પ્યારી રે; વિ૦
થોડી જગમાં એહની જોડી,
ગોરડી ન કરે તસ હોડી રે. વિ૦ ૫

**यतः--न च पश्यति जन्मांधः, कामांधो नैव पश्यति ।**
**न च पश्यति मदोन्मत्तो, अर्थी दोषं न पश्यति. ॥ १ ॥**

(મૂ૦ ઢા૦) એમ ચિંતી નિષ્ક ગ્રહી નૃપ પાસે,
ગયો પર્ણ-કુટીયેં[×] ઉલ્લાસે રે; વિ૦
ત્રિયા વિરહ હૈયામાં ખટકે,
ક્ષણુ એક હૃદયથી ન હટકે રે. વિ૦ ૬
એહવે સવિતા[5] અસ્તને પામ્યો,
સર્વ સ્થાને તિમિર ઘન જામ્યો રે; વિ૦

---

૧ કપડાં. ૨ પહેર્યા. ૩ બનાવી. ૪ બ્રહ્મા. ૫ સૂર્ય. ×ઝુંપડી.

યામ[1] યુગલ ગઈ યામિની[2] જ્યારે,
રૂદ્રનાથ સજ્જ થઇ ત્યારે રે. વિ૦ ૭
નભચારી[3] અવિચારી સનેહે,
ગયો કન્યા ધન્યાને ગેહે રે; વિ૦
પર્યંકે સૂતી તેહ તરૂણી,
યોગી કહે જાગો સુ વરણી રે. વિ૦ ૮
શબ્દ સુણી બાળા સુકુમાળા,
સા સહસા ઉઠી તત્-કાળા રે; વિ૦
જટિલ[4] વિટલ[5] અનુખંગે[6] દીઠો,
જટી[7] દીર્ઘ ભયાનક ઉચ્છિટ્ઠો રે. વિ૦ ૯
તે દેખી કુમરી તન કંપે,
મત ડર રે ! યોગી એમ જંપે રે; વિ૦
વિષય રસ સેવો મુજ સંગે,
કહું શાણી સુંદરી ! ઉમંગે રે. વિ૦ ૧૦
અયુક્ત વચન સુણી સા શરમાણી,
ઘણું હૈયડા માંહે ખેદાણી રે, વિ૦
કુમરી કહે કેમ ઇચ્છો નારી ?,
જુઓ જોગની રીતિ વિચારી રે. વિ૦ ૧૧
વિષથી ખારી વિષય કટારી,
મત-વારી નારી ધૂતારી રે; વિ૦
શીલાચારી વિષયાચારી,
એ બેહુમાં અંતર ભારી રે. વિ૦ ૧૨

---

૧ પહોર. ૨ રાત્રિ. ૩ આકાશમાં ચાલનાર. ૪ યોગી. ૫ લંપટ. ૬ પાસે. ૭ જટા.

કિહાં લાક્ષકી[1] કિહાં લાંઠની[2] નારી,
કિહાં દતિ–હરિ[3] કિહાં દુમારી[4] રે; વિ૦
કિહાં રૂદ્રરોદન[5] ને કિહાં રીરી[6],
કિહાં સરસવ કિહાં સુર–ગિરિ[7] રે. વિ૦ ૧૩
કિહાં મલિક[8] કિહાં દુમક[9] પ્રાણી,
કિહાં અનુચરી[10] કિહાં નૃપ રાણી રે; વિ૦
કિહાં શટાંક[11] કિહાં રે શ્રૃગાલ[12],
કિહાં બાવળ સુરતરૂ[13] ડાળ રે. વિ૦ ૧૪
કિહાં પર–ભૃત[14] કિહાં કારવ[15]–વાણી,
કિહાં નાણી કિહાં અન્નાણી રે; વિ૦
તિમ જગમાંહિં શીલ સરખો,
કોઇ બીજો પદાર્થ ન નિરખ્યો રે. વિ૦ ૧૫
વિવિધ દૃષ્ટાંતથી એમ સમજાવે,
પણ યોગીને દાય ન આવે રે; વિ૦
હાવ ભાવ કરીને યોગી બોલે,
ઘન પવને ગિરિ કિમ ડોલે રે? વિ૦ ૧૬
યોગી આવ્યો આલિંગન કાજ,
કુમરી સમરે શ્રી જિનરાજ રે; વિ૦

---

૧ સતી. ૨ કુલટા. ૩ કુતરો. ૪ હાથી. ૫ સોનું ૬ પીતળ. ૭ મેરૂ પર્વત. ૮ રાજા. ૯ ભિખારી. ૧૦ દાસી. ૧૧ સિંહ ૧૨ શિયાળ. ૧૩ કલ્પવૃક્ષ. ૧૪ કોયલ. ૧૫ કાગડો.

જલણુ[1] સમ તન શીલે લાગે,
રૂદ્રનાથ તો અળગો ભાગો રે. વિ૦ ૧૭
જેહનું જગમાં શીલ અટંક,
તસ વાળ ન હોવે વંક રે; વિ૦
સુંદર બીજી ઢાળ સવાઈ,
કહી બિલંગમજી[2] એ બનાઇ રે. વિ૦ ૧૮

यतः—शार्दूल० सीमाखानिषु वज्रखानिरगदंकारेषु धन्वंतरिः,
कर्णस्त्यागिषु देवता सुकमला दीपोत्सवः पर्वसु ।
उँकारः सकलाक्षरेषुगुरुषु व्योम स्थिरेषु स्थिरा,
श्री रामो नय तत्परेषु परमं ब्रह्म व्रतेषु व्रतम्. ॥१॥

દોહરા.

રૂદ્રનાથ તવ બોલીઓ, તું ચરિતાળી નાર;
વિદ્યા સાધી વશ કરૂં, શ્યો છે તારો ભાર?. ૧
તવ કુમરી કહે યોગીને, રે રે દુર્મતિ! દુષ્ટ;
જાવા દે ભોળામણી, કાં પ્રભુથી થા રૂષ્ટ?. ૨
ઈંદુ[3] થકી ઇષિવ[4] ઝરે, પયભૃત[5] છાંડે મર્યાદ;
ફેરંડથી[6] સિંધુર[7] હઠે, સુધા[8] નિવારે સ્વાદ. ૩
ઉક્ષાથી[9] ઉડે કદા, ઈંદ્ર સેવિત ઈંદ્ર-કીલ[10];
જો એ સઘળા સંપજે, તો ય ન છંડું શીલ. ૪

यतः—वसंततिल० निंदंतु नीति निपुणा यदि वा स्तुवंतु,
लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम् ।

---

૧ અગ્નિ. ૨ નાગચંદ્રજી. ૩ ચંદ્ર ૪ અગ્નિ. ૫ સમુદ્ર ૬ શિયાળ ૭ હાથી ૮ અમૃત. ૯ પવન. ૧૦ મેરૂ પર્વત.

अद्यव वा मरणमस्तु युगांतरेवा,
न्यायात्पथः प्रविचलंति पदं न धीराः ॥१॥

દોહરા.

ધરણી ધમકાવી કહે, રે મુગ્ધે ! કમજાત;
સબળ વિદ્યા સાધીશ હું, તુજ વશ કરવા ખાંત. ૫
મૂંછ કાછ શિર પાઘબિન, નક ફાર્યો[1] ચખ શ્યામ;
તેહને વશ વરતાવવા, શ્યું છે મોટું કામ ?. ૬
એમ કહી યોગી વહી, પ્હોતો કંબૂ–દ્વીપ;
વાસર[2]સંગ સમય ગઈ, જલા[3] અલ્લા[4] સમીપ. ૭
રે જનની ! રજની સમે, વિણુ સજની ગૃહ સૂત;
મધ્ય ક્ષપાએ[5] આવીઓ, રૂદ્રનાથ અવધૂત. ૮

ઢાળ ૩ જી.

[ ગેબ સાગરની પાળ ઉભી હોય નાગરી, મારાલાલ. એ દેશી. ]

વરદ્દાયે[6] વસુરાનો[7] વૃત્તાંત સવી કહ્યો, મારાલાલ.
અંબા નિસુણી ખેદ અતિ મનમાં લહ્યો; મા૦
કનક સેનાને વિસર્જી જનનીયે મંદિરે, મા૦
તેડ્યો મલિકને[8] મલ્લાએ[9] નિજ અંદિરે[10]. મા૦ ૧
અવનીપને[11] અબળાએ કુમરી–ચરી કહી, મા૦
ત્વરિતથી તરૂણીનો વાધુ[12] કરો વિભુ ! ઉમ્મહી; મા૦

---

૧ આંખ. ૨ દિવસે. ૩ દીકરી. ૪ માતાજી. ૫ રાત્રે ૬ દીકરી. ૭ રાત્રિ સંબંધી. ૮ રાજાને ૯ રાણીએ. ૧૦ પાસે. ૧૧ રાજાને ૧૨ સગપણ.

નિસુણી ઉર્વીપ[૧] ઉઠી આવ્યો આવાસમાં, મા૦
મહિક્ષિત્[૨] મંત્રી વિમળ ભણી તેડયો પાસમાં. મા૦ ૨
મંત્રી પ્રણમી પાદ બેઠો ભૂધવ તણા, મા૦
રાયને પૂછે રાહટ[૩] આમ કેમ દૂમણા?; મા૦
વસુધાપતિ[૪] કહે વરદાની[૫] ચિંતા ખરી, મા૦
મહર્દ્ધિક પ્રૌઢા[૬] વિવોઢા[૭] કહો મુજ હિત ધરી. મા૦ ૩
મંત્રી ભાંખે પૃથ્વીભૂષણપુર રૂઅડું, મા૦
અનુપમ તે આખંડલ-પુર[૮] હોવે જેવડું; મા૦
રાજ્ય કરે તિહાં કનકસેન ગુણ શ્રેણિકા, મા૦
કીર્ત્તિ જેહની વિસ્તરી જેહવી ત્રિવેણિકા. મા૦ ૪
કામ[૯] ધામ[૧૦] માનું અમર-પતિ[૧૧] અભ્રથી[૧૨] પડ્યો, મા૦
શ્રી સુત[૧૩] માનું બીજો એ ધાતાએ[૧૪] ઘડ્યો; મા૦
પ્રાજ્ય રાજ્ય પ્રતાપી પ્રભૂત[૧૫] તે ભરતમાં, મા૦
માનું તેજે પરાભવ્યો ભાનુ[૧૬] ભમે ગગનમાં[૧૭]. મા૦ ૫

**यतः-शौर्यं तेजो धृतिर्दाक्ष्यं, युद्धे चाप्य पलायनम् ।**
**दानमीश्वर भावश्च, क्षात्रं कर्म स्वभावजम् ॥१॥**

---

૧ રાજા. ૨ રાજાએ. ૩ પ્રધાન. ૪ રાજા. ૫ પુત્રીની. ૬ પુખ્ત ઉમરનો. ૭ પરણવાની ઇચ્છાવાળો વર. ૮ ઇન્દ્રપુર. ૯ કામદેવના. ૧૦ તેજવાળો. ૧૧ ઇન્દ્ર. ૧૨ આકાશથી. ૧૩ પ્રદ્યુમ્ન-કામદેવ. ૧૪ બ્રહ્માએ. ૧૫ ઘણો. ૧૬ સૂર્ય. ૧૭ આકાશમાં.

પ્રબળ સબળ ધીમંત[1] છે સુમતિ મંત્રવી, મા૦
પ્રતીતકારી[2] સુવિચારી ગુણાયર[3] ગંત્રવી[4]; મા૦
આપો આત્મજા[5] તે નૃપને પ્રેમે કરી, મા૦
થયો મુદિત[6] મોલીમ[7] સુણી મંત્રી ચરી[8]. મા૦ ૬
પ્રજ્ઞ[9] પ્રેરિતને[10] પૃથ્વીભૂષણે મેલિયો, મા૦
અનુક્રમે આવી કનકસેન નૃપ પદ પ્રણમિયો; મા૦
પ્રેષ્યને[11] પૂછે ભૂપ આવ્યા તમે ક્યાં થકી, મા૦
પ્રેરિત સન્મુખ ઉભી ભાંખી આગમવકી[12]. મા૦ ૭
સ્વામિ ! સ્વિકારો વિનંતી હમારી હેજથી, મા૦
શ્રીફળ અંગીકર્યું તવ ભૂપે પ્રેમથી; મા૦
બળભદ્રાની[13] બંધુતા[14] કરી સુશોભતી, મા૦
વનગુપ્ત[15] આવ્યો વિજયેશને[16] કહી ભારતી[17]. મા૦ ૮
ભારતી સુણતાં આરતિ નર-વરની ગઇ, મા૦
સાર્દ્ધત્રયકોટિ[18] રોમ રાજિ ઉલ્લસિત થઇ; મા૦
વિપુળ[19] વિપુળાપતિ[20] વનગુપ્તને વસુ[21] અર્પ્યો[22], મા૦
માન આપી મહિપતિયે દૂત વિસર્જ્યો. મા૦ ૯

---

૧ બુદ્ધિવાળો. ૨ વિશ્વાસ રાખવા લાયક. ૩ ગુણનો ભંડાર. પ્રધાન. ૫ દીકરી. ૬ હર્ષિત. ૭ રાજા. ૮ હકિકત. ૯ ડાહ્યો. ૦ દૂતને. ૧૧ દૂતને. ૧૨ આવવાનું કારણ. ૧૩ દીકરીનું. ૧૪ સગ- ગુ. ૧૫ દૂત. ૧૬ વિજયસેન રાજાને. ૧૭ વાણી. ૧૮ સાડી ત્રણ ાડ. ૧૯ ઘણો. ૨૦ રાજા. ૨૧ દ્રવ્ય–ધન. ૨૨ આપ્યું.

કનકસેન હવે નિજપુરથી આડંબરે, મા૦
ચાલતાં અનુક્રમે વિજય-પુરીને પરિસરે; મા૦
આવીને સવી મળીયા સંપ્રતી રાયને, મા૦
દીધો ઉતારો સારો ભૂપેં તે જાનને. મા૦ ૧૦

ભોજન યોજન[૧] ભક્તિ સાચવી તેહ તણી, મા૦
પાણીગ્રહણુની રજનીયે વિરચી શોભા ઘણી; મા૦
તિમિરરિપુને[૨] વાહને કનકસેન ચડયો, મા૦
વરનો વેશ વિચિત્ર હીરા હેમથી જડયો. મા૦ ૧૧

લગ્ન લેવરાવી શુભ મુહૂર્તે, પરણાવીયા, મા૦
શશિવદની[૩] મૃગ-નયણીયે[૪] સોહલાં[૫] ગાવીઆં; મા૦
સાસુ સસરા ને નગરવાસી સહુ હરખીયા, મા૦
વ્હાલા ઘરે ઉચ્છરંગ તણા મેહ વરસીયા. મા૦ ૧૨

અહો ! અહો લોક કહે વરકન્યા તેહવી, મા૦
મન્મથરાય[૬] ને રતિરાણીની જેહવી; મા૦
અખંડ રહેજો એ વર વહુની જોડી સદા, મા૦
રખે પ્રભુ ! લાગતી ખામી એહ માંહિં કદા. મા૦ ૧૩

હાથ મેળાવા મોચન વેળા નરપતિ, મા૦
દીધા ગજ રથ ઘોડા સજોડા સુંદર અતિ; મા૦
દુકૂલ[૭] અનુકૂળ દૂષણુ રહિત ભૂષણુ ઘણાં, મા૦
મણિ માણેક મુક્તાફળમાં ન કશી મણાં. મા૦ ૧૪

---

૧ ગોઠવણ. ૨ સૂર્યનું વાહન ઘોડો. ૩ ચંદ્રમુખી. ૪ મૃગલાં સરખી આંખવાળી. ૫ ગીત. ૬ કામદેવ. ૭ કપડાં.

ખટ[1] વાસર[2] રહી કનકસેન હર્ષિત પણે, મા૦
જાવાનું જામાત શ્વશૂર પ્રત્યે ભણે; મા૦
ચળ ચિત્ત દેખી તામ પ્રભૂત જમાઇને, મા૦
શ્વશૂરે સબરી સજાઈ કરી દીધી ધાઇને. મા૦ ૧૫

માય વચ્છીને[3] હૃદયે આલિંગીને કહે, મા૦
પીયરની શુભ લજ્જા બેટી ! નિર્વહે[4]; મા૦
દાન પુણ્ય તું દિલથી કદીય ન ચૂકજે, મા૦
સુગુરૂ સુદેવ સુધર્મ હૈયાથી મ મૂકજે. મા૦ ૧૬
વહેલા મળજો વડ જેમ ફળજો હે વચ્છી !, મા૦
જનની દીએ આશિષ લેજે સુખકર લચ્છી; મા૦
વાગી ભેરિ તબલ નફેરી સુધા સમી, મા૦
તિલોત્સુકજી[5] ત્રીજી કહી શ્રોતા ગમી. મા૦ ૧૭

દોહરા:-

સંપ્રતી સંપ્રેરણ[6] ભણી, થયો જમાઈ સંગ;
આવ્યો વિજયપુરી ચોહટે, કનકસેન મન રંગ. ૧
કરે પ્રશંસા પુર જનો, ગીત યુવતિયો ગાય;
જળધરની પરે પતીતને, દાન માનથી અપાય. ૨
વિજયપુરી બાહિર હવે, કનકસેન કુળચંદ;
આવીને કીધા વિદા, શ્વસૂરાદિક સાનંદ. ૩
કમતા ધરા ઉમંગથી, દમતા અરિ દુરંત;
નમતા કેઈક નરવરા, ઢોકન[7] વિવિધ ધરંત. ૪

---

૧ છ. ૨ દિવસ. ૩ દીકરીને. ૪ રાખજે. ૫ નાગચંદ્રજી.
૬ મોકલાવવા. ૭ ભેટ.

શંકા કદિ લાવે નહિ, લંકાપતિ સમ માન;
વંકા વૈરી જીતણો, પંકાતો મૃગરાણ[1]. ૫
ઇમ અનુક્રમે ભૂપતિ, નિજપુરમાં આવંત;
મહેલેં ચઢી મૃગાક્ષીયો, નિજ નરપતિ નિરખંત. ૬

## ઢાળ ૪ થી.

[ નદી યમુના કે તીર ઉડે દોય પંખીયા—એ દેશી. ]

આતુર ચાતુર લોક થોક આવી મળે,
ગોરીઓ[2] ઓરીઓ[3] આવી વધાવે મુક્તાફળે;
દીનને ભૂપતિ દાન આપી દીનતા દળે,
જાણું બીજો કર્ણ આવ્યો ધરણી તળે. ૧
પ્રૌઢ[4] ઋદ્ધિને નવોઢા[5] જોઈ સવિ રંજીયા,
સ્વર્ગથી જાણું સચીપતિ[6] અધુના[7] આવીઆ;
પરિજન પરિવૃત પાર્થિવ[8] આવ્યો નિકેતને[9],
સજ્જન સયણ સયળ સંતોષીયા શુભ મને. ૨
વિવિધ પરેં વિલસે સુખ દંપતિ દેવના,
પદ્મિની[10] પ્રેમ વિલુદ્ધી[11] કરે પ્રિય સેવના;
ઉપજે સુખમાં દુઃખ કર્મ સંજોગથી,
ચક્રી હરિ[12] હળધર[13] નવિ છૂટ્યા કર્મથી. ૩

---

૧ સિંહ. ૨ સ્ત્રીઓ. ૩ નજીક. ૪ મોટી. ૫ નવી પરણેલી સ્ત્રી. ૬ ઇન્દ્ર. ૭ હમણા. ૮ રાજા. ૯ ઘરે. ૧૦ સ્ત્રી. ૧૧ આસક્ત–લીન. ૧૨ વાસુદેવ. ૧૩ બળદેવ.

यतः—अनुष्टुप—

कृत कर्म क्षयो नास्ति, कल्पकोटि शतैरपि ।
अवश्य मेव भोक्तव्यं, कृतं कर्म शुभाशुभम्. ॥१॥

પૂર્વ ઢાળઃ-

હવે શ્રોતા સવિ શટિલ[1] તણી નિસુણો ચરી,
નિદ્રા તંદ્રા દુર્ધ્યાન દૂરે કરી હિત ધરી;
એક માસે ઉલ્લાસે વિદ્યા સાધી આવીઓ;
રાત્રે રામા[2] ગેહે નેહે જઈ નિરખીયો. ૪

હર્મ્યે[3] ન નિરખી નારી પસ્તાઇ પાછો વળ્યો,
વંચી ગઇ વનિતા મુજ મનોરથ નવિ ફળ્યો;
થઈ નિરાશ પૌર્ણિમ[4] નિજ પર્ણકુટી ગયો,
વનિતા[5] વિણુ વિલખો તે જોગી થઇ રહ્યો. ૫

ખબર મળી પૃથ્વીભૂષણે એ પરણી ગઈ,
કામિનીને હું ત્યાંથી હરી લાવું જઇ;
અંબર[6] લંઘી આવીયો એ પુર પરિ સરે,
ઉતર્યો હેજે ઉમયાપતિને[7] મંદિરે. ૬

વૃદ્ધ બન્યો અવધૂત ધૂતારો વિદ્યા બળે,
કુરંગ[8] ચર્મ બિછાવ્યું ધ્યાનારૂઢે નવ ચળે;

૧ યોગી. ૨ કનકસેનાના. ૩ ઘરમાં. ૪ યોગી. ૫ સ્ત્રી. ૬ આકાશ. ૭ પાર્વતીપતિ શંકર. ૮ મૃગલાનું.

વિભૂતિ લગાડી જટાને વધારી વટ[1] પરે,
દાંભિક[2] દૃગ[3] મીંચી દીર્ઘ[4] માળા કરમાં ધરે. ૭
પુર જન નિરખી હરખી પ્રણમે પાદને,
દર્શનથી તે પ્રસન્ન પામે આલ્હાદને;
ભામિનીયો[5] તો અકલ રહિત વિકળ[6] થઈ,
કેઈક અબળા અશન[7] ધરે આગળ જઈ. ૮
રૂદ્રનાથની કીર્તી પુરમાં ફેલી રહી,
અવધૂત આવ્યાની ખબર રાજ–દ્વારે ગઈ;
વિકસિત થઇ વસુધાપતિ વિધિકરને[8] કહે,
સૈન્ય સજીને આવ્યો તપોધન[9] જ્યાં રહે. ૯
કનકસેન ચરણે નમીઓ તે યોગીને,
કપટી ન પરખ્યો મલિકે અલિક તે ઢોંગીને;
પ્રશંસ નૃશંસ[10]ની ભૂપ કરે ભાવિ નવ મટે,
માળા વિશાળા[11] કર ગ્રહી 'શિવ, શિવ' ને રટે. ૧૦
પાર્થિવ[12] પ્રણમી પભણે સ્વામી સાંભળો,
સામું નિહાળો તારો મૂકી મન આમળો;
કરવા પારણું દુઃખ નિવારણું મુજ ગૃહે,
પાઉધારો અવધારો દયા કરો નૃપ કહે. ૧૧

---

૧ વડનું ઝાડ. ૨ દંભ કરનાર. ૩ આંખ. ૪ લાંબી. ૫ સ્ત્રીઓ. ૬ બે ભાન. ૭ અન્ન. ૮ સેવકને. ૯ તપસ્વી–યોગી. ૧૦ ક્રૂર. ૧૧ મ્હોટી. ૧૨ રાજા.

વંચક રંજી વિનંતિ સ્વીકારી રાયની,
હરખ્યો વસુપતિ[1] વાણી સુણી સુખદાયની;
ગુપિલ[2] ગેહે નેહે આવી કહે નારને,
અધુના અવધૂત કરવા આવશે આહારને. ૧૨
છે દરિસણ સુખ કારી શ્રેષ્ઠાચારી ફૂટરો,
બહુ ગુણ ધારી વળી બ્રહ્મચારી ન ફૂટરો;[3]
તે ભણી ભોજન સામગ્રી કરો ઉતાવળી,
અચળાપતિ[4] કહે એમ થઇ મતિ ભાંભળી.[5] ૧૩
આણા રાણાની તહત કરી ચંદ્રાનની,[6]
ભોજન ખટરસનાં નિપજાવ્યાં રાગિણી;
ભાવ્યો[7] નૃપતિ આવ્યો તપોધન તેડવા,
નરપતિ ચાવો[8] કહે ઋષિ! આવો ભુક્તવા.[9] ૧૪
ચાલ્યો ઝટિલ તે લલના કેરો લાલચી,
બગલા પરે પગલા ભરે કપટ કળા રચી;
અવટે[10] કે જન વૃંદ[11] વંદન કરે ઉલ્લસી,
સ્તવના કરે સહુ પંકજ[12] પરે આનન[13] હસી. ૧૫
જગમાં શ્રેષ્ઠા! ભંજન કષ્ટા! હરિ![14] હરા![15]
તારણ–હારા! અઘ[16]–હરનારા સુખ–કરા;

---

૧ રાજા ૨ રાજા. ૩ દુષ્ટ. ૪ રાજા. ૫ ઉતાવળી. ૬ ચંદ્ર સરખા મુખવાળી સ્ત્રી. ૭ ભાવ ભર્યો. ૮ ભક્તિઘેલો. ૯ જમવા. ૧૦ બજારમાં. ૧૧ ટોળા. ૧૨ કમળ–ફૂલ. ૧૩ મુખ. ૧૪ શ્રીકૃષ્ણ. ૧૫ મહાદેવ. ૧૬ પાપ.

હે યોગીંદ્ર ! ઉત્તમ ગુણેથી તુમે ભર્યા,
એણી પરે બહુજન સ્તવતા જાએ પરવર્યા. ૧૬

ભલો બવિચણ[1] ભાળી ઉપરના આભાસને,[2]
ઝટ તેમાં નવી રાચીયે કરીયે તપાસને;
ચક્ષુઃશ્રવણુજી[3] ઢાળ વિરંચી[4] વદનમી.[5]
ઈષ્ટ મિષ્ટ સુણો વાત આગળ સુધા સમી. ૧૭

## દોહરા.

દાંભિક મુખ બોલે મધુર, હૈયે હળાહળ હોય;
પુંછ સહિત ફણીભૃત[6] પ્રત્યે, શિખી[7] ગળંતો જોય. ૧

यतः–अनुष्टुप–

दुर्जनः प्रिय वादी च, नैतद्विश्वास कारणम् ।
मधु तिष्ठति जिह्वाग्रे, हृदये तु हलाहलम्. ॥ १ ॥

## પૂર્વ દોહરાઃ–

યોગી નૃપ હર્મ્યેં ગયો, પરિવર્યો જન વૃંદ;
ચામીકર[8] સિંહાસને, નૃપ બેસાડે મુણીંદ. ૨
ઘટિત+ ઝટિત* બહુ સ્ફટિકનાં, ભાજન ભોજન કાજ;
ઝટિલ કુટિલને અનુખગે,[9] રાખે નર–શિરતાજ.[10] ૩
તંદ્રક[11] સોળ સજ્યાં તદા, કેનકસેના નૃપ ભામ;
ભોજન નવ નવ જાતનાં, ઋષિને પિરશે તામ. ૪

---

૧ સુંદર. ૨ વેષ–દેખાવને. ૩ નાગચંદ્રજી. ૪ બ્રહ્મા. ૫ ચોથી. ૬ સર્પને. ૭ મોર. ૮ સોનાના. + ઘડેલાં. * વાસણ. ૯ પાસે. ૧૦ રાજા. ૧૧ શણગાર.

અવનીવતંસની અંગના[1], નિરૂપમ નવલે વેશ,
નિરખી ત્રિભુવન મન ચળે, માયા રૂપ વિશેષ. ૫
અબળા સબળાને દમે, સહુને સરળ કરંત,
વશ વરતાવે વાસુકી[2], ગજને અજ[3] લેખંત. ૬
રંગભૂમિ[4] ત્રણ લોકની; ઈંદ્રાદિક જસ પાત્ર;
પડદા બહુ ઉથલાવતી, શીખવે મોહનાં છાત્ર[5]. ૭

यतः-वसंत तिलका

व्याकीर्ण केशर कराल मुखा मृगेंद्रा,
नागाश्च भूरि मदराजि विराजमानाः ।
मेधाविनश्च पुरुषाः समरेषु शूराः,
स्त्रीसन्निधौ परम कापुरुषा भवंति. ॥ १ ॥

## ઢાળ ૫ મી.

[ સાહેબા મોતી દ્યો હમારો, એ દેશી. ]

કનકસેના હલ ફલ કરે હરખી,
દાહિણુ દગ ફરકયું થઇ વિલખી;
સાંભળો શ્રોતા ! સુવિચારી,
ભારતી મનોહારી. એ ટેક.
ડાહ્યા પણે ન જણાવ્યું પરખી,
રહી સમજી તે મનમાં સરખી. સાં૦ ૧
ભાવિ ન જોઈ કોઇએ ધોઇ,
કર્મ કરે તે ન કરે કોઈ; સાં૦

---

૧ રાણી. ૨ સર્પ. ૩ બકરો. ૪ નાટકશાળા. ૫ પાઠ.

અવધૂત સંગે અવનીતંસ,[1]
અશન આરોગે અતિય ઉલ્લંસ. સાં૦ ૨

વિકટ[2] કપટથી નિપટ[3] તે ભરિયો,
નિર્દય નિર્ઘૃણ[4] નિઠુરતા દરિયો; સાં૦
હવે કાપાલિકની[5] કપટાઇ,
તમે સાંભળજો સહુ ચિત્ત લાઇ. સાં૦ ૩

કાપાલિકે કરમાં ગ્રહી કંબા,
નૃપ ઉપરે ફેરવી અવિલંબા; સાં૦
અશન[6] કરતાં અવનીપાળ,
મૂર્છાઇ પડીયો તતકાળ. સાં૦ ૪

ચક્રી દળ[7] જો આવે પાસ,
બાર મણા ગુડે નહિ શુદ્ધિ તાસ; સાં૦
રૂપ પરાવર્ત્તિની એક વિદ્યા,
નૃપ નારી પર મૂકી સદ્યા. સાં૦ ૫

તામ્રચૂડા[8] થઇ તાસ પ્રભાવે,
દુર્મતિ ચિંતે દાવ હવે ફાવે; સાં૦
અપહરી તસ અનિમેષમાં[9] બાળા,
જેમ ધીવર મચ્છને ગ્રહે જાળા. સાં૦ ૬

---

૧ રાજા. ૨ અત્યંત. ૩ પૂરેપૂરો. ૪ દયા વગરનો ૫ યોગી. ૬ ભોજન. ૭ લશ્કર. ૮ કૂકડી. ૯ આંખ મીંચીને ઉઘાડીએ તેટલી વારમાં.

નારીનું રાણીપણું પલટાણું,
એ ! એ !! કર્મે ન ચૂકયું ટાણું; સાં૦
રવિ શશી હરિહર ઈંદ્ર પ્રસિદ્ધા,
કર્મે સહુને સીધા કીધા. સાં૦ ૭
ઝટિલ તણી કેણે ન લહી નિરતિ[1],
પ્રમદાની તમે નિસુણો પ્રવૃત્તિ; સાં૦
કુકૂટી[2] લઈ ઉત્પતિઓ ઝટિલ,
નભ× ક્રમતો× ગયો ઝૂંશી[3] કુટિલ. સાં૦ ૮
વિહંગાને[4] તે મંત્ર પ્રયોગા,
નારી રૂપા ઋષિ કીધી અશોગા; સાં૦
પૂર્વ પરિચિત ઓળખ્યો સતીએ,
ભય ભ્રાંત થઈ તવ તે દ્રુત ગતિએ. સાં૦ ૯
ગોરી[5] ઓરીમાં[6] ગઇ નાશી,
યોગી કેડ ન મેલે વિલાસી; સાં૦
નિપટ કપટ રચના અતિ કરતો,
લટ પટ કરે શ્વાન પરે અનુસરતો. સાં૦ ૧૦
જોગી પૂરવ પ્રીતિ પ્રગટી,
લાગી લગન ચિત્તમાં ચટપટી; સાં૦
તુમ મળવા હતો અલજો[7] અનંત,
તે પ્રભુએ મુજ પૂરી ખંત. સાં૦ ૧૧
કંત કરી માનો મુજ રાણી !,
શાણી વાણી મનોહિત આણી; સાં૦

---

૧ ખબર. ૨ કૂકડી. × × આકાશમાર્ગે ચાલતો. ૩ ઝૂંપડી.
૪ પક્ષિણીને. ૫ સ્ત્રી. ૬ ઓરડીમાં. ૭ ઉત્કંઠા.

વનિતા વચન સુણી વનૌકસનાં,[૧]
　　　　વચણુ પ્રકાશે તવ નૃપ–અંગના. સાં૦ ૧૨
પર પ્રેમદા તે તો ન લેવાય,
　　　　મીઠું પણુ એઠું ન જમાય; સાં૦
અકુળીન નર પરસ્રી રત હોય,
　　　　ઉત્તમ નર એમ ન કરે કોય. સાં૦ ૧૩

દાનવરાય[૨] અટંક[૩] સુવંકા,[૪]
　　　　નિર્જર[૫] પણુ ધરતા તસ શંકા; સાં૦
દાશરથીએ[૬] દેઇ ડંકા,
　　　　લંકા તેણે કીધી પંકા.[૭] સાં૦ ૧૪

પરભામાના[૮] જેહને ભામા,[૯]
　　　　જનમ્યા તેહ મનુષ્ય નિકામા; સાં૦
સુખ શ્યામા[૧૦] જોઈ ન સકામા,[૧૧]
　　　　ધન્ય ! જેહ એમ તજે પર વામા.[૧૨] સાં૦ ૧૫

કોણુ વરાંક[૧૩] પુંજ વિપોહે[૧૪] ?,
　　　　કોણુ અવિકર[૧૫]–નિકરે[૧૬] મોહે ?; સાં૦

---

૧ યોગીનાં. ૨ રાક્ષસોનો રાજા રાવણુ. ૩ અડગ. ૪ વાંકડો. ૫ દેવો. ૬ રામચંદ્રજીએ. ૭ લોહીના કીચડવાળી. ૮ પરસ્રીની. ૯ લગની. ૧૦ સ્રીનું. ૧૧ કામ વિકારવાળા. ૧૨ પરસ્રી. ૧૩ કપૂરનું. ૧૪ ફેંકી દે. ૧૫ ઉકરડો. ૧૬ ઢગલો.

કોણ મુક્તાફળ[1]–માળા નિવારે,
કોણ ગુંજિકા[2]–માળા ધારે. સાં૦ ૧૬
કોણ સારંગ[3]ની સ્વારી છંડે?,
કોણ રાસભ[4]સ્વારીને મંડે?; સાં૦
કોણ સુધા[5]થી પાદ પ્રક્ષાલે[6],
પાંસુ[7] કોણ ઠવે[8] શુભ થાળે. સાં૦ ૧૭
એમ વિવિધ દૃષ્ટાંતથી બાળા,
સમજાવે ઋષિને સુવિશાળા; સાં૦
એહ પાવન પાંચમી ઢાળ,
પન્નગજી[9] કહી નિપટ રસાળ. સાં૦ ૧૮

દોહરા:—

માને નહિ મતિ મંદ તે, વનિતા વચન લિગાર;
પ્રબળ પાવસ[10] પણ શું કરે?, પડીયો દૃશદ[11] અપાર. ૧

यत्तः–अनुष्टुप्–

उपदेशोहि मूर्खाणां, प्रकोपाय न शांतये।
पयःपानं भुजंगानां, केवलं विषवर्द्धनम्. ॥ १ ॥

પૂર્વ દોહરા—

ઝટિલ કહે કચ પચ મ કર, એવાં વચન મ ભાષ;
મૂકી દે ચળ ચિત્તતા, પૂર હવે મુજ આશ. ૨

---

૧ મોતી. ૨ ચણોઠી, ૩ હાથીની. ૪ ગધેડાની ૫ અમૃતથી. ૬ ધોવે. ૭ ધૂળ. ૮ રાખે. ૯ નાગચંદ્રજી. ૧૦ વરસાદ. ૧૧ પત્થર.

માનિની મનમાં ચિંતવે, ફોકટ થયો પ્રયાસ;
મૂઢામૂઢ એ જોગટો, સમજે ન વચન વિલાસ. ૩

ભરિત્ર[1] જોડી કહે ભામિની, એક માસ પર્યંત;
અખંડ શીલ પાળીશ હું, માનો વિનંતિ મહંત. ૪
રાણીની વાણી સુણી, હિત આણી કહે યોગી;
એક માસ ઉલ્લાસથી, થાઓ શીલ રસ ભોગી. ૫
ઝુરતી કનકસેના રહે, પતિ વિણ ઋષિને ગેહ;
તનુ શૃંગાર અંગાર સમ, વિરહે દુર્બળ દેહ. ૬

यतः—अनुष्टुप्—

भर्त्ता हि परमं नार्या, भूषणं भूषणैर्विना ।
एषा विरहिता तेन, शोभनापि न शोभना. ॥ १ ॥

પૂર્વ દોહરા—

નિવૃત્તિએ નિત્ય તપ કરે, કર્મ નિર્જરા હેતુ;
ધરે ધ્યાન જિનરાજનું, જે ભવસાગર સેતુ[2]. ૭
હવે ભવી ! ભૂધવ[3] તણી, ચરી સુણો ચિત્ત લાય;
પણ નિસુણી કરતા રખે, મહિષી[4] કિન્નર[5] ન્યાય. ૮

ઢાળ ૬ ઠ્ઠી.

[ હરિમાં મન લાગો, એ દેશી. ]

જુગલ ઘટિકા અંતરે, નૃપની પ્રમિલા[6] જાય રે;
વિરહી વસુધાતા[7]. એ ટેક.

---

૧ હાથ. ૨ પૂલ. ૩ રાજા. ૪ ભેંસ. ૫ ગાયન. ૬ નિદ્રા–મૂર્છા. ૭ રાજા.

નિરખે નયણુ વિકાસીને, નવ દીઠો ઋષિરાય રે. વિ૦ ૧
દયિતા પણુ દીઠી નહિ, તવ ચમકયો ક્ષિતિકંત[1] રે: વિ૦
અનુચરને[2] પૂછે તદા, ઋષિ રામાનું ઉદંત રે. વિ૦ ૨
કપટી કુટિલ કરી કુર્કટી, કર ગ્રહી નાઠો સ્વામ રે !; વિ૦
અબધૂત[3] અંબરમાં[4] ગયો, જિમ પક્ષી ભક્ષ પામ રે. વિ૦ ૩
કિમ વાહર ન કરી તમે ?, કિમ રહ્યા સહુકો જોય રે ?; વિ૦
તે કહે ઝટિલ તણે ભયે, ચશકી ન શકયો કોય રે. વિ૦ ૪
વંચક વંચી ગયો મુને, ધીઠો આઠે ગંઠ[5] રે; વિ૦
લેખે પણુ મુજ નવ ગણ્યો, નિપટ નિઠુર ઉલ્લંઠ રે. વિ૦ ૫
ક્ષિતિમુગટ[6] કહે સુભટને, શોધો સઘળાં ઠામ રે; વિ૦
તતક્ષણુ તેજી[7] સજ્જ કર્યાં, ચઢી ચાલ્યા સહુ તામ રે. વિ૦ ૬
દ્રંગ[8] શૈલને[9] નિમ્નગા,[10] વસ્તી ને ઉજ્જાડ રે; વિ૦
વન ઉપવન ઝટિલાશ્રમે,[11] જોતાં ઝાડો ઝાડ રે. વિ૦ ૭
પસ્તાઇ પાછા વળ્યા, શોધ્યાં સઘળાં ગામ રે; વિ૦
પુર બાહિર પણુ પરિસરે, જોયાં ઠામ તમામ રે. વિ૦ ૮
વિધિકર[12] ખેદાતુર થયા, આવ્યા નૃપની પાસ રે; વિ૦
વાત કહી વિસ્તારીને, દાસે કરી અરદાસ રે. વિ૦ ૯
એહવે સુમતિ મંત્રવી, આવી કરે પરણામ રે; વિ૦
બેઠો નૃપને અનુખણેં, વિમળા[13] બુદ્ધિ ધામ રે. વિ૦ ૧૦

---

૧. રાજા. ૨ સેવકને. ૩ યોગી. ૪ આકાશમાં. ૫ આંટીગૂંટી પ્રમુખ ગાંઠો. ૬ રાજા. ૭ ઘોડા. ૮ શહેર—નગર. ૯ પર્વત. ૧૦ નદી ૧૧ તાપસોના આશ્રમે. ૧૨ સેવકો. ૧૩ નિર્મળ.

નૃપ ચિંતાતુર દેખીને, પૂછે મંત્રી તામ રે; વિ૦
મંત્રીને મહીપતિ કહે, વીતક કથા તમામ રે. વિ૦ ૧૧

કપટ નિપટ રચના કરી, શિખંડિની[1] કરી નાર રે; વિ૦
યોગી ઢોંગી હરી ગયો, કરવો કવણુ પ્રકાર રે. વિ૦ ૧૨

મંત્રી કહે મત દુઃખ ધરો, જોગી ભક્તો જેહ રે; વિ૦
તેહને ખબર હશે યોગીની, માટે તેડો તેહ રે. વિ૦ ૧૩

વીનવશે તે આફણી[2], સાચ વાચ ધરી હર્ષ રે; વિ૦
જિમ હાથે કંકણુ છતે, શું કારણુ આદર્શ[3] રે. વિ૦ ૧૪

નૃપ ભાંખે સાચું કહ્યું, એમ જણાશે ઠીક રે; વિ૦
તેડાવ્યા તે ભક્તને, ભૂપે તામ નજીક રે. વિ૦ ૧૫

બેઠા પદકજ[4] પ્રણમીને, પૂછે તવ મહીરાણ[5] રે; વિ૦
યોગી ભોગીનો કહો, કિહાં અછે રહેઠાણ રે. વિ૦ ૧૬

પરમ ભક્ત એક બોલીઓ, પાર્થિવ પ્રણમી પાદ રે; વિ૦
પૌર્ણિમની પભણું ચરી, નિસુણો તજી વિષાદ[6] રે. વિ૦ ૧૭

વિજય પુરીને પ્રાચી દિશે, ઋષિ વર રહ્યો પ્રશંસ રે; વિ૦
અવર કશી માલમ નથી, અહો અવનીઅવતંસ[7]! રે. વિ૦ ૧૮

એ નિરતિ[8] નરવર કને, ભક્તે ભાંખી તત્કાળ રે; વિ૦
કર્કોટકજી[9] છઠ્ઠી કહી, સુંદર ઢાળ રસાળ રે. વિ૦ ૧૯

---

૧ કૂકડી. ૨ પોતાની મેળે. ૩ આરીસો. ૪ ચરણ કમળ. ૫ રાજા. ૬ ખેદ. ૭ રાજા. ૮ હકિકત. ૯ નાગચંદ્રજી.

## દોહરાઃ—

સુણી વકી[૧] હારદ[૨] લહી, નૃપને કહે રાહાટ[૩];
યોગી વિજયપુરી ગયો, ઘણા ઉલ્લંઘી ઘાટ[૪]. ૧
ઉપર ઉજ્વળ ઓપતો, અંદર અંતર[૫] હોય;
ઠગ બગ રંગથી[૬] સારિખા, મતિ વિશ્વાસો કોય. ૨
ઠગ માળા માયા તણી, ધ્યાન ધન કે ધાન;
જાપ પાપનું આદરે, તપ ગપનું મસ્તાન. ૩
યોગ ગ્રહ્યો યુક્તિ નહિં, ખરો અજોગ હરામ;
ધર્મધૂર્ત્તનાં ધરણીમાં, સહી નવ સરસે કામ. ૪
ભૂપતિએ ભક્તો ભણી, કીધા તામ વિદાય;
મલીક[૭] કહે મંત્રીશને, જાઈશ હું તિણ ઠાય. ૫
અભિપ્રાય જાવા તણો, મત રાખો મહીપાળ!;
વિકટ ડર્પટ[૮] કપટાઈથી, ભરિયો યોગી વિશાળ. ૬
રાજા મંત્રી કુળવધૂ, દંત પુરૂષ નખ કેશ;
સ્થાન દૂર શોભે નહિં, સ્થાને શોભ વિશેષ. ૭

**यतः अनुष्टुप्—**

**राजा कुल वधुर्विप्रा, मंत्रिण श्च पयोधराः ।**
**स्थान भ्रष्टा न शोभंते, दंताः केशा नखा नराः ॥ १ ॥**

## પૂર્વ દોહરા—

નૃપ કહે મંદમતિ ભણી, જઈને સમજાવીશ;
તુરત પાછી ત્રિયા લઈ, અહો! મંત્રી આવીશ. ૮

---

૧ વાત. ૨ ભેદ. ૩ પ્રધાન. ૪ પહાડો. ૫ અવગો. ૬ સ્વભાવથી
૭ રાજા. ૮ પૂરેપૂરી.

## ઢાળ ૭ મી.

(કેશર વરણો હો કાઢ કસુંબો. મારા લાલ. એ દેશી.)

તૂરી[૧] પલાણ્યો હો પાણીપંથી, મારા લાલ૦
ગતિ અતિ તેહની હો મન પવનથી; મા૦
પ્રકૃત[૨] પુરૂષને હો દેઈ ભલામણ, મા૦
અશ્વે આરૂઢી હો ચલ્યો ત્રિય[૩] વારણ. મા૦ ૧
સુકને વાર્યો હો ભૂપે જાણ્યો, મા૦
પણ એ પીછાણ્યો હો સંશય નાણ્યો; મા૦
વિટલ[૪] ન મોચ્યું[૫] હો મારી લોચ્યું[૬], મા૦
નૃપ આલોચે હો જો ત્યાં પહોંચું. મા૦ ૨
ધરણી ક્રમતો હો ભૂધવ ભમતો, મા૦
વનમાં રમતો હો ભોજન કરતો; મા૦
અનુક્રમે આવ્યો હો, તે પુરી ભાવ્યો, મા૦
નૃપ મન ચિંતે હો દાવ એ ફાવ્યો. મા૦ ૩
પુરી નિકટાસને[૭]હો છે એક વાડી, મા૦
અંબ કદંબની હો ઝુક રહી ઝાડી; મા૦
નાગ[૮] પુન્નાગને[૯] હો તાલ[૧૦] તમાલા[૧૧], મા૦
મુનિદ્રુમ[૧૨] ન્યગ્રોધ[૧૩] હો પ્રિયંગુ[૧૪] વિશાલા. મા૦ ૪
નિરખી વાડી હો નૃપને અચંબો, મા૦
રૈવત[૧૫] વિટપે[૧૬] હો બાંધ્યો અદંભો[૧૭]; મા૦

---

૧ ઘોડો. ૨ પ્રધાન. ૩ સ્ત્રીના વાળવા. ૪ યોગી. ૫ મૂક્યું. ૬ કેશ ખેંચ્યું. ૭ સમીપમાં. ૮ નાગરવેલ. ૯ નાગકેશર. ૧૦ તાડ. ૧૧ તમાલપત્ર. ૧૨ નાળીયેળ. ૧૩ વડ. ૧૪ દ્રાક્ષ. ૧૫ ઘોડો. ૧૬ ઝાડની ડાળે. ૧૭ શાંતિથી.

વટને નિકટે હો એક પુષ્કરણી, મા૦
જન હિત કરણી હો શોભા વરણી. મા૦ ૫
વિમળ કમળથી હો પૂર્ણ પહુરી[૧], મા૦
જળથી પૂરી હો છે સસનૂરી; મા૦
ગુણુના[૨] લીણા[૩] હો સ્વરથી જીણા, મા૦
અવિ ભૃંગા[૪] હો કરવા પ્રીણા[૫]. મા૦ ૬
નફરી[૬] સમ તિહાં હો સફરી[૭] ફરતી, મા૦
વિબુધ[૮]ની વાપી[૯] હો નાઠી ડરતી; મા૦
વિમળ જળ પીધું હો મંજન કીધું, મા૦
હયને[૧૦] દીધું હો રાય પ્રસિધ્ધું. મા૦ ૭
અશ્વને છોડયો હો ધરણી દીપે[૧૧], મા૦
દ્રંગ સમીપે હો વનાર્ચક[૧૨] વિશીપે[૧૩]; મા૦
આવતો માલણે હો નૃપને દીઠો, મા૦
એ કોઈ ઉત્તમ હો નર છે ઉક્કિટ્ઠો[૧૪]. મા૦ ૮
આદર આપે હો વનપતિ[૧૫] ભજ્જા[૧૬], મા૦
બેસણુ દીધી હો સુંદર સજ્જા[૧૭]; મા૦
હય દ્રુમ[૧૮] બાંધી હો બેઠો ઈલાપતિ[૧૯], મા૦
ભોજન યોજન[૨૦] હો ભક્તિ કરવી. મા૦ ૯

---

૧ શોભતી. ૨ સુગંધમાં. ૩ લીન. ૪ ભમરા. ૫ ક્રીડા. ૬ નાવા. ૭ માછલી. ૮ દેવોની. ૯ વાવડી. ૧૦ ઘોડાને પાણી. ૧૧ રાજાએ. ૧૨ માળી. ૧૩ ધરે. ૧૪ ઉત્કૃષ્ટો. ૧૫ માળી. ૧૬ સ્ત્રી. ૧૭ આસન. ૧૮ ઝાડે. ૧૯ રાજા. ૨૦ સગવડ.

એહવે પુષ્પની હો છાબ ભરીને, મા૦
માલણ ચાલી હો શીશ ધરીને; મા૦
લોકેશ[1] પભણે હો કોઈક ઘાટે[2], મા૦
છાબ એ પુષ્પની હો ભરી શ્યા માટે? મા૦ ૧૦
અવધૂત આશ્રમે હો જાઈશ હું તો, મા૦
વિદેશી નિર્ભય હો રહેજે તું તો; મા૦
અવનીપ[3] પૂછે હો કિહાં તસ વાસો? મા૦
વિદ્યાવંતો હો કહેવો પ્રકાશો? મા૦ ૧૧
કાનનપતિની[4] હો ભાંખી ધરણી, મા૦
નિસુણો વિદેશી! હો ચરી હિત કરણી; મા૦
અર્ક[5] ઉદય દિશહો વસે ગુણ પાતર, મા૦
એ સમ બીજી હો નહિં કોઈ જાતર. મા૦ ૧૨
અંબર[6] ચરણી[7] હો અંબુ[8] તરણી, મા૦
શત્રુ હરણી હો જન વશ કરણી; મા૦
નવલ[9] રૂપ કરણી હો ઉવસગ્ગહરણી[10], મા૦
મ્લેચ્છ[11] વિબુધને હો નિજ વશ કરણી. મા૦ ૧૩
આતંક નિગ્રહણી હો વિદ્યા અનુપા, મા૦
વળી તસ પ્રસમે હો બહુલા ભુપા; મા૦
વનાર્ચકી[12] ત્રિયને હો કહ્યું અવનીપે[13], મા૦
હું પણ ચાલીશ હો ઋષિ સમીપે. મા૦ ૧૪

---

૧ રાજા. ૨ યુક્તિથી. ૩ રાજા. ૪ માળીની. ૫ પૂર્વ. ૬ આકાશ. ૭ ચાલવાની. ૮ પાણી. ૯ નવાં નવાં. ૧૦ ઉપસર્ગ-કષ્ટ. ૧૧ મેલા દેવોને ૧૨ માલણ ૧૩ રાજાએ.

માલણુ સંગે હો રંગે ચાલ્યો, મા૦
કેમ કરી શૂરો હો રહે કહો જાલ્યો?; મા૦
[૧]તસીયા [૨]કસીયા હો થઈને રસીયો, મા૦
અનુક્રમે આશ્રમ હો ભૂપે પશીયો; મા૦ ૧૫
[૩]અંબર અંગે હો પહેર્યાં ઝરકશી. મા૦
[૪]વિધુપંજર કર હો ધારી ધસ મસી; મા૦
ભાવે આવ્યો હો [૫]ઝૂંપડી દ્વારે, મા૦
નિરખી નૃપને હો રાણીવારે. મા૦ ૧૬
ભૂપે ન જાણી હો રાણી વાતડલી, મા૦
ન મટે લિખિત જે હો છઠ્ઠી રાતડલી; મા૦
ઢાળ એ સાતમી હો નિસુણો ઉલ્લાસે, મા૦
[૬]શ્રુતિકટ ભાંખી હો પ્રેમ પ્રકાશે. મા૦ ૧૭

દોહરા:—

નગ્ન ખડ્ગ કરી જટિલને, બોલાવે નર રાય;
રે નિર્દય! મુજ ત્રિયને, અપહરી કેમ લેવાય?. ૧
રે [૭]વિટલ! [૮]વિઠ્ઠલ સમા, રે [૯]પરિગ્રહી! કોપીન!;
તજ [૧૦]તરૂણીને [૧૧]ત્વરિતથી, રે પાપી! મતિહીન!. ૨

---

૧ કમરે ભેઠ, પટા વિગેરે. ૨ ખેંચીને બાંધ્યાં. ૩ કપડાં. ૪. તલવાર. ૫ ઝુંપડી. ૬ નાગચંદ્રજી. ૭ લંપટ. ૮ કૂતરો. ૯ લંગોટીયો. ૧૦ સ્રીને. ૧૧ જલ્દીથી.

થા આમો મૂકીશ નહિ, મારીશ તુજને નિઃશંક;
અભાગ્ય શેખર[×]! હવે તાહરો, રંક હરીશ નિર્વંક[1]. ૩
ઝટિલ વિટલ નૃપ વચણુથી, થૈને ક્રોધ સજોર;
ઉઠયો કર કાતી ગ્રહી, કરીને હૃદય કઠોર. ૪
મોટી! આંટી રાખીને, નહિ ખાટીશ કહું તુજ્જ;
પાપડ ખાઈ પદમશી, હુવો દીશે અબુજ્જ. ૫
રે રે રંડાના તનુજ !, મુજ બળ તેં નવ દીઠ;
તિહાં લગેરે રાંકટા !, રણુ વાતો છે મીઠ. ૬
હું તુજને મૂકીશ નહિ, જાઈશ કિહાં તું હેવ;
ઇણુ વેળા સંભાર તું, ઇષ્ટ હોય જે દેવ. ૭
છાતી પર બેઠો ચઢી, સભય થયું નૃપ તન;
કનકસેના ગદગદ સ્વરે, કહે યોગીને વચન. ૮

## ઢાળ ૮ મી.

[ ઢોલા મારૂ ! ઘડી એક કરહો જુકાર હો.—એ દેશી. ]

ગોદ બિછાવીને કહે, સુણો ઋષિ!
એ મુજ કીજીયે માફ હો, તુમચી હું ન સહી શકું; સુ૦
ક્રોધાનળની[2] બાફ હો, કરમ અજબ કહાણી,
દુઃખભર રોવે રાણી, ડશકે ભરાણી શાણી રાનમાં,
સુણો ભવી ! કર્મગતિ વિપરીત હો. એ ટેક. ૧
છોરૂ કછોરૂ સાંભળ્યા, સુ૦ પણ નવિ તાત કુતાત હો;
કીડી ઉપર કટકાઈ શી ?, સુ૦ અવધારો અવદાત હો. ક૦ ૨

---

× શિરોમણિ ૧ સીધો—પાંસરો. ૨ ક્રોધરૂપ અગ્નિ.

અળગી રહે યોગી કહે, સુ૦ એહને હું મારીશ હો;
મૂકીશ નહિ એ દુષ્ટને, સુ૦ જો તું લખ વારીશ હો. ક૦ ૩
લાગો એ છાણાં થાપવા, સુ૦ એહનો એ પ્રતિકાર[1] હો;
એમ કહી નૃપને ગળે, સુ૦ માંડી કાતી ધાર હો. ક૦ ૪
જઇ હાથે વળગી સતી, સુ૦ વમતી આંશુ ધાર હો;
દયા કરો મુજ ઉપરે, સુ૦ આપો પ્રાણાધાર[2] હો. ક૦ ૫
હવે એમ નહિ કરે તુમ થકી, સુ૦ જો હશે એહને લાજ હો;
આલોચો ઉંડું તુમે, સુ૦ મૂકો હવે મહારાજ! હો. ક૦ ૬
વનિતા વચને મૂકી તદા, સુ૦ કરથી કાતી દૂર હો;
ડંશીલો[3] ડંશ[4] નવિ તજે, સુ૦ શઠ હઠ ભરિયો ભૂર હો. ક૦ ૭
દવરક[5] એક મંત્ર્યો તદા, સુ૦ વનૌં[6] કસે તિણ વાર હો;
નૃપ કંઠે બાંધ્યો ધસી, સુ૦ યોગીયેં અતિ અવિચાર હો. ક૦ ૮
શૂડો રૂડો થયો તેહથી, સુ૦ થયો વિહંગાકાર[7] હો;
ન મટે ભાવી ભવિજનો! સુ૦ એ એ સરજણહાર હો!!!. ક૦ ૯
દીઠો પતિ થયો સૂવટો[8], સુ૦ કનકસેનાએ જામ હો;
ઝટિલ વિટલને વીનવે, સુ૦ રૂદતી કરી પ્રણામ હો. ક૦ ૧૦
પૌર્ણિમજી! તમે પૌઢ છો, સુ૦ નથી તુમે નાજુક વેશ હો;
કહેવું તો ઘટતું નથી, સુ૦ પણ ન કરો સંક્લેશ હો. ક૦ ૧૧
યોગી કહે રહે રહે હવે, સુ૦ લેતી વાત નિવેડ હો;
તું પણ ક્હાં હોવે સૂવટી ?, સુ૦ મુજને ઘણું મત છેડ હો. ક૦ ૧૨

---

૧ બદલો. ૨ પ્રાણનો આધાર સરખો પતિ. ૩ ઝેરીલો. ૪ ઝેર. ૫ દોરો. ૬ યોગીએ. ૭ પક્ષી આકાર. ૮ શૂડો.

એહ તો પહેલા તુજ કને, સુ૦ કીધો છે તિર્યંચ હો;
પણ એહને જો તો ખરી સુ૦ કરૂં આગળ જે સંચ[1] હો. ક૦ ૧૩
સુતને મારે માવડી, સુ૦ વાડ તે ચીભડાં ખાય હો;
રાજા પીડે લોકને, સુ૦ વાહારક કહો કુણ થાય હો. ક૦ ૧૪
યોગી શૂડો કર ધરી, સુ૦ સતીનું વચન ઉવેખ હો;
રાખ્યો પિંજર ભિંતરે, સુ૦ એ એ વિધિનાં લેખ હો!!!, ક૦ ૧૫
લેણાનું દેણું થયું, સુ૦ ચિંતે ક્ષિતિસુલતાન[2] હો;
આવી નાક વિંધાવવા, સુ૦ ગઇ વિંધાવી કાન હો. ક૦ ૧૬
ઉંડા મુખથી સૂવટો[3], સુ૦ મૂકે સબળ નિશ્વાસ હો;
નર ભવથી તિરી ભવ લહી, સુ. એ એ કર્મ વિલાસ હો!!!. ક૦ ૧૭
કિહાં પુરી કિહાં ઘર માહેરા ?, સુ૦ કિહાં નર કરણી સાર હો ?;
શી હવે મનુષ્યપણાં તણી, સુ૦ ધરવી હોંશ લગાર હો ?. ક૦ ૧૮
કર્મ સબળ નિર્બળ કરે, સુ૦ કોણ દ્રુમક[4] ભૂપાળ[5] હો ?;
અનુપમ અષ્ટમી અહિમુનિ[6], સુ૦ પભણી ઢાળ રસાળ હો. ક૦ ૧૯

## દોહરા.

કાપાલિક[7] જાએ જદા, દ્રંગાએ[8] સુપ્રભાત;
તવ રાણી ખગ[9] અનુખગે[10], કરતી આંશુ પાત. ૧
મંજુલ-પાઠક[11] તવ ચંચુથી, લખી અક્ષર સુપદ્યસ્થ[12];
માનિની! સુણ મારી વકી[13], મુજ જીવિત અકયથ્થ[14]. ૨

---

૧ માઠા સંસ્કાર. ૨ રાજા. ૩ શૂડો. ૪ ભિખારી. ૫ રાજા. ૬ નાગ મુનિ. ૭ યોગી. ૮ નગરીએ. ૯ પક્ષી–શૂડો. ૧૦ પાસે ૧૧ પોપટ ૧૨ સારા વાક્યમાં. ૧૩ વાત. ૧૪ નકામું.

જીવ્યું એ શા કામનું?, ખોટી ગર્દભ[1] આશ;
રસના[2] મર્દીને મરૂં, તો છૂટું દુઃખ પાશ. ૩
મહિષી[3] કહે મ કરો વિભુ!, અઘટિત વચન ઉચ્ચાર;
તારે મન કાંહી નહિ, પણ મુજ વજ્રપ્રહાર. ૪
ધર ધીરજ મહારાજ! તું, ધીરજ સુખ અશેષ.
સુખ દુઃખ સંપદ આપદા, કર્મ લેખ સુવિશેષ. ૫

यतः—आर्या—

संपदि यस्य न हर्षो, विपदि विषादो रणे च धीरत्वम्।
तं त्रिभुवनस्य तिलकं, जनयति जननी सुतं विरलम् ॥१॥

## પૂર્વ દોહરા.

સબળ સકળ દુઃખ જાણુ હું, પરમ પ્રવીણા! તુઝ;
અધુના[4] તો ચુપ ચૂપ રહો, કહું છું તુમને ગુઝ. ૬
હવે સુમતિ મંત્રીશનું, ચરિત્ર સુણો ચિત્ત લાય;
પણ નિસુણી કરતા રખે, અંધ આરશી ન્યાય. ૭

## ઢાળ ૯ મી.

[ સ્નેહી વાલા લાગો નેહ ન તોડો—એ દેશી. ]

હવે તે સુમતિ સચિવ[5], કરે નૃપની ચિંતા અતીવ રે;
સનેહી ક્યારે મળશે સજ્જન સ્વામી?
એમ આલોચે ગુણ ધામીરે; સ૦
થયો સાર્દ્ધ[6] માસ વ્યતીત,
કર્યું ઝટિલે કાંઇક વિપરીત રે. સ૦ ૧

---

૧ ગધેડો. ૨ જીભ ૩ રાણી. ૪ હમણાં. ૫ પ્રધાન. ૬ દોઢ માસ.

નિત્ય પૃચ્છા કરે સહુ લોક,
નૃપ મળવાની બહુ ઢોંક રે; સ૦
દયા વિહુણો ધર્મ ન સોહે,
દંત વિહુણો દંતી[૧] ન મોહે રે સ૦ ૨
કુળ વિણુ નર ભવ જેમ,
રાજન વિણુ રાજ્ય છે તેમ રે; સ૦
હું જાઉં તજી ખલ ખંચ,
તેડી લાવું કરી પ્રપંચ રે. સ૦ ૩
ઉદ્યમ વિણુ કાજ ન સીઝે,
ભારી થાએ કંબળ જળ ભીંજે રે; સ૦
રણ[૨] કણ[૩] ધણ[૪] ગુણ માટ,
વિલંબ ન કીજીએ વાટ રે. સ૦ ૪

યતઃ—અનુ૦

**उद्यमेन हि सिध्यंति, कार्याणि न मनोरथैः ।**
**नहि सुप्तस्य सिंहस्य, प्रविशंति मुखे मृगाः ॥१॥**

પૂર્વ ઢાળ.

એમ આલોચી હવે સુમતિ, વીરાગ્રણી[૫] નિર્ભય મતિ રે; સ૦
રવિવાહને[૬] ચઢી મંત્રીશ, ચાલ્યો સમરી શ્રી જગદીશ રે. સ૦ ૫
એક સત્ત્વ[૭] સખા[૮] સહચાર[૯], થયા સચિવને સુકન ઉદાર રે; સ૦
શૂર થઇને અધ્વને[૧૦] કટતો[૧૧], અર્દ્ધ અધ્વે આવ્યો ક્રમતો[૧૨] રે. સ૦ ૬
એહવે દૂરથી પુર એક દીઠો, મંત્રી અતિ રમણીય ઇઠો રે; સ૦
પુર નિકટે બાગ બહુ રંગ, તિહાં રમતા વિવિધ વિહંગ રે. સ૦ ૭

---

૧ હાથી. ૨ યુદ્ધ. ૩ ધાન્ય. ૪ પૈસો. ૫ શૂરાઓમાં મ્હોટો. ૬ ઘોડે. ૭ પોતાનું આત્મબળ. ૮ સખાઇ. ૯ સાથે ચાલનાર. ૧૦ માર્ગને. ૧૧ કાપતો. ૧૨ ચાલતો.

આવ્યો મંત્રી દ્રંગ[1] અનુષંગે[2], અધિકાધિક મન ઉછરંગેરે; સ૦
કીધો પુટભેદનમાં[3] પ્રવેશ, નિર્માનવ[4] સર્વ પ્રદેશરે. સ૦ ૮
સોહે સપ્ત ભૂમિ મંદિર, જિમ ક્ષીરાબ્ધિ[5] દંડિરરે[6]; સ૦
પડ્યા વિણ અલખત[7] આગાર[8], બગડી વળી સર્વ બજારરે. સ૦ ૯
હટ શ્રેણિમાં પશુ ગણ ફરતો, મેવા મિષ્ટાન્નને ચરતોરે; સ૦
એહવું નિર્જન નગર વિલોકી, થયો મનમાં મંત્રી અલોકીરે. સ૦ ૧૦
ચિંતે હવે રૂધ્યનિપાટ[9], જોઉં આગળ દ્રંગનો થાટરે; સ૦
ઇમ ચિંતી મંત્રી ચાલીયો, અવટંકે[10] એક નર મળીયોરે. સ૦ ૧૧
તેહ નરને મંત્રી પૂછે, દ્રંગ ઉજ્જડ કારણ શું છેરે; સ૦
કહે મંત્રીશ્વરને વાણી, સુણ કહું અમ કર્મ કહાણીરે. સ૦ ૧૨
એ પદ્મપુર અભિધાન[11], માનું કમળાનું એ નિધાનરે; સ૦
પદ્મશેખર નામે રાજાન, વૈરી વ્રણનું[12] અવસાનરે[13]. સ૦ ૧૩
અન્યદા એ પુરને ઉદ્યાને, કાળનાથ ઝટિલ અભિધાનેરે; સ૦
માસ માસના કરે ઉપવાસ, આવી ઉતર્યો વનમાં ઉલ્લાસરે. સ૦ ૧૪
તપોધન[14] ખ્યાતિ સુણી ભૂપ, ઋષિ પાસે ગયો ધરી ચૂપરે; સ૦
દર્શનથી પીયૂષ[15] દૃગ[16] પીધું, ભોજન આમંત્રણ કીધુંરે. સ૦ ૧૫

---

૧ નગર. ૨ પાસે. ૩ દરવાજામાં. ૪ નિર્જન. ૫ ખીર સમુદ્ર. ૬ ધોળો. ૭ શૂનાં. ૮ ઘર. ૯ પ્રધાન. ૧૦ બજાર. ૧૧ નામ. ૧૨ આઠાંનું. ૧૩ અંત લાવનાર–શાંત કરનાર. ૧૪ તપસ્વી. ૧૫ અમૃત. ૧૬ આંખે.

નૃપતિ પહોંચ્યો નિજ હર્મ્યે[1], આવ્યું પારણું દિન અનુક્રમેરે; સ૦
ભોજન કરવાને સસનેહં, ગયો કાળનાથ નૃપ ગેહેરે. સ૦ ૧૬

તે દિવસે નૃપને દેહ, થયો શૂલ રોગ અછે[2] હરે; સ૦
શોકાતુર દેખી પરિવાર, કાળનાથ વળ્યો તેણી વારરે. સ૦ ૧૭
માસ ખમણ બીજું તવ કરીયું, યોગી મન સમતા ભરીયુંરે; સ૦
બીજે દિન નરવર ત્યાં આવે, ભોજન વિનંતિ કરી જાવેરે. સ૦ ૧૮

શુભ મને માસ થયો જબ પૂરો, નૃપ નિલયે[3] ગયો સનૂરોરે[4]; સ૦
સુત જન્મ તે દિવસે થાય, તે દેખી ઋષિ વળી જાયરે. સ૦ ૧૯

ભૂપતિ ઉપરે તે સપરાણો[5], કાળનાથ તે દ્વેષે ભરાણોરે; સ૦
જો તપ પ્રભાવ હોવે માહરો, તો થાઉં નૃપ વધ કરનારોરે, સ૦ ૨૦
બહુ વર્ષનું તપ પરજળીયું, સઘળું ધૂળીમાં મળીયુંરે; સ૦
એ નૌતમ નવમી સવાઈ, ફણિ ભૃતજી[6] ઢાળ એ ગાઈરે. સ૦ ૨૧

## દોહરા:—

દ્રુમક ઘરે સુરમણિ કિહાં ?, રાંક ઘરે કિહાં રાજ ?;
મરૂમહીમાં[7] કિહાં સુરતરૂ ?, અંત્યજ[8] ઘરે ગજરાજ ?. ૧

અંધ ઘરે કિહાં પદ્મિની[9] ?, ભીલ ઘરે ચિત્રશાળ ?;
અજ્ઞાની ઘરેં તેહવું, તપ નાશે તતકાળ. ૨

**યતઃ—સ્વાગતા—**

**शशि दिवाकरयोर्ग्रह पीडनं, गजभुजंगमयोरपि बंधनम् ।**
**मति मतांच विलोक्य दरिद्रतां,विधिरहो बलवानिति मे मतिः ॥१॥**

---

૧ ઘરે. ૨ આકરો. ૩ ઘરે. ૪ ઉત્સાહથી. ૫ એકદમ. ૬ નાગચંદ્રજી. ૭ મારવાડની ભૂમિમાં. ૮ મેઘવાળ. ૯ સુંદર સ્ત્રી.

## પૂર્વ દોહરાઃ—

કાળ કરી તે સુર થયો, અગ્નિ કુમાર નામેણ;
વિભંગ અન્નાણે નિરખીયું, થયો સુર કારણ કોણ ?. ૩

ભેદ લહી રોષે ભર્યો, અમર[1] આવ્યો આ ગામ;
તાતી નરકાગ્નિ સમી, પાંસુ વૃષ્ટિ કરે તામ. ૪

નિર્જર[2] ભયે નાઠા જનો, વાંછી નિજ તનુ[3] ક્ષેમ[4];
નૃપ નાશંતો મારિયો, નાવી નૃશંસને[5] રેમ. ૫

આજ શિવાનન[6] દિન થયાં, નિર્માનવ થયું દ્રંગ;
હું મુજ મહેલ સંભારવા, આવ્યો અધુના ઉમંગ. ૬
એમ કહી તે નર ગયો, પાછો વાળ્યો તુરંગ;
વિજયપુરી ભણી ચાલતો, આવ્યો સીમા સુરંગ. ૭

## ઢાળ ૧૦ મી.

[ વીણ મ વાસોરે વિઠ્ઠલ વારૂં તુમને.—એ દેશી. ]

નયરી નિરખી મંત્રી હરખ્યો, શું કૈલાસ એ જાણે ?;
એહની આગળ કોણ તે માનવ, લંકા દેખી વખાણે ?. ૧
સાજન ! સુણજો રે સુભગ એહ વાતડલી,
એથી મીઠી રે નહિ સાકર સૂખડલી; એ ટેક.

કનકાચળ[7] સમ ઝગ મગ ઝળકે, સધ્વજા[8] સૌધ[9] ઉત્તંગા[10];
પૂર બાહિર ઉપવન છે અનુપા, પાદપ[11] વિચિત્ર સુચંગા[12]. સા૦ ૨

---

૧–૨ દેવ. ૩ શરીર. ૪ કુશળતા. ૫ ક્રૂરને. ૬ પાંચ દિવસ. ૭ મેરૂ પર્વત. ૮ ધજાસહિત. ૯ મહેલ. ૧૦ ઉંચા. ૧૧ ઝાડો ૧૨ સુંદર.

નિરખ્યું વન એક પુરને નિકટે, જળભૃત[1] વાંપી[2] અનેકા;
તે વનરક્ષકને[3] આગારે, આવ્યો તે સુવિવેકા. સા૦ ૩
આરામિક[4] આગારની[5] આગળ, નૃપ હય દીઠો જગીશે;
સુમતિ ચિંતે મુજ મહીભૃત[6] પણ, ઉતર્યો આંહિજ દીશે. સા૦ ૪
એહવે વનપાળકની વનિતા, આવી કરે મનોહારો;
અશ્વને આંગણુ આગળ બાંધ્યો, સચિવને દીધ ઉતારો. સા૦ ૫
ભોજન કરી મંત્રીશ્વર પૂછે, એ કેકાણુ[7] છે કેહનો?;
તવ કાનનપતિ[8] કામિની[9] કહેતી, સુણો સંબંધ કહું એહનો. સા૦ ૬
એકદા નૃપ એક આવ્યો અંગણુ, મુજ મન લાગ્યો મીઠો;
ભૂધવ એહવો ભૂતળમાંહિં, મેં નવ નજરે દીઠો. સા૦ ૭
હયવરથી હેઠો ઉતરીયો, સોહે તન આભરણે;
દોડી વાજી વૃક્ષે બાંધ્યો, હું લાગી તસ ચરણે. સા૦ ૮
જુગતેં ભોજનથી સંતોષ્યો, ભક્તિ કરી મેં મોટી;
કલ્પલતા મુજ અંગણુ ઉગી, કહેતી નથી કાંઈ ખોટી. સા૦ ૯
એહવે હું શણુગાર સજીને, ચાલી પુષ્પ લહીને;
નૃપ પૂછે અધુના ક્યાં જાશો? સુંદર વેશ રચીને. સા૦ ૧૦
રૂદ્રનાથ ઋષિને આગારે, છે મહારે જાવાનું;
તવ તે નૃપ કહે મ્હારે મન છે, ઋષિ દર્શન કરવાનું. સા૦ ૧૧
મુજ સંગે ચાલ્યો મન રંગે, કરમાં ગ્રહી કૃપાણો[10];
રૂદ્રનાથ તે નરને નિરખી, નખ શિખ ક્રોધે ભરાણો. સા૦ ૧૨

---

૧ પાણીથી ભરેલી. ૨ વાવડીયો. ૩–૪ માળી. ૫ ઘરની. ૬ રાજા. ૭ ઘોડો. ૮ માળીની. ૯ સ્ત્રી–માલણ. ૧૦ તલવાર.

યોગી કર કાતી ગ્રહી ઉઠ્યો, આવ્યો સામો મીટડીયે;
આવ સામો ધાવ્યો હોય જો, સામાની ખીટડીયે.[1] સા૦ ૧૩

ઈષત્[2] હસી ઇલાપતિ[3] પભણે, શ્યો જોરો કપટીનો;
મુજથી બળ છે નહિં સબળાનું, તું મુજ એક ચપટીનો. સા૦ ૧૪

એહવાં વચણ સુણી કહે યોગી, મતિ છેડે તું મુજને;
કીડીને જે પાંખો આવી, નહિં વારૂં કહું તુજને. સા૦ ૧૫

રે ભુંડા! તુજ સૂતો વ્હેંચ્યો, તે દિવસ ત્હેં વિસાર્યો;
તુજને શ્યો હવે નારીનો અંજરો[4]?, જાઈશ હવે તું માર્યો. સા૦ ૧૬

એમ કહીને નર વર સ્હામો, આવી યોગી અડીયો;
લડતાં તે નર ધરણી ઢળીયો, તવ ઋષિ હૃદયે ચડીયો. સા૦ ૧૭

કાતી સજ્જ કરી કહે મારીશ, એમ સુણી તે થરકયો;
પણ પાછું ઉત્તર વાળેવા, તેહનો અધર ન ફરકયો. સા૦ ૧૮

એહવે એક તરૂણી આવી કહે, જ્ઞાન નયન ઉઘાડો;
પિપીલી[5] ઉપર શી કટકાઇ?, તૃણ ઉપર શ્યો કુહાડો? સા૦ ૧૯

વામા[6] વચણે તેહને મૂકયો, એક દવરક[7] તવ મંત્રી;
નૃપ ચરણે બાંધ્યો થયો સૂડો, રાખ્યો વિહંગમ યંત્રી. સા૦ ૨૦

તે ગોભુજનો[8] છે એ ઘોટક[9], જતન કરી મેં રાખ્યો;
એહ સંબંધ વિદેશી નૃપનો, તુમ આગળ મેં દાખ્યો. સા૦ ૨૧

---

૧ માનું દૂધ પીધું હોય તો. ૨ થોડુંક. ૩ રાજા. ૪ હોંશ. ૫ કીડી. ૬ સ્ત્રીનાં. ૭ દોરો. ૮ રાજાનો. ૯ ઘોડો.

એમ જે જે તે માલણુ કહે છે, હારદ[1] મંત્રી લહે છે;
દંડસુકજી[2] ઢાળ એ દશામી, બિંદની[3] હરિને[4] કહે છે. સા૦ ૨૨

## દોહરા.

સચિત્ત[5] માલણુ ચરી[6] સાંભળી, મનમાં પામ્યો ખેદ;
હા! હા! અતિ ભૂંડું થયું, ભૂપે લહ્યો નિર્વેદ[7]. ૧
સચિવ આલોચે ચિત્તમાં, બુદ્ધિ કેળવું કોઇ;
જિમ છૂટે દુઃખ પાશથી, રાજા રાણી દોઈ. ૨
બુદ્ધિ થકી મંત્રીશ્વરે, ભોળવ્યો યક્ષ જમાલ;
બુદ્ધિએ હરિ[8] કપિ[9] રોલિયા, એકલડે શિયાળ. ૩

यतः—अनुष्टुप्—
बुद्धिर्यस्य बलंतस्य; निर्बुध्धेस्तु कुतोबलम् ।
पश्य सिंहो मदोन्मत्तः, शशकेन निपातितः ॥ १ ॥

## પૂર્વ દોહરા.

એમ ચિંતવતો સચિવ તે, તેહવે વિહાણી[10] રાત;
ચંદ્ર છુપ્યો રવિ ઉગમિયો, પ્રફુલ્લિત થયો પ્રભાત. ૪
એહવે ત્યાં કણે આવીયો, વારૂ યોગી એક;
ભસ્મમયી તન જેહનું, વિદ્યાવંત વિવેક. ૫
આદર અમાત્યે[11] આપીયો, બેસાડયો યોગીશ;
આશિષ આપે મંત્રીને, જીવ તું કોડ વરીશ! ૬

---

૧ મતલબ. ૨ નાગચંદજી. ૩ તિલક. ૪ સિંહને. ૫ ધ્યાનપૂર્વક. ૬ હકિકત. ૭ દુઃખ. ૮ સિંહ. ૯ વાંદરો. ૧૦ પસાર થઇ. ૧૧ પ્રધાને.

ફિકરનું કારણ પુછીયું, યોગીંદ્રે ચિત્ત લાય;
સચિવે પણ સંક્ષેપથી, કહ્યું કારણ સમજાય. ૭

## ઢાળ ૧૧ મી.

[ નણદલ બિંદલી દે—એ દેશી. ]

સુણી ઝટિલ મંત્રીને ભાંખે,
તું ફિકર હૃદયમાં મ રાખે હો;
મંત્રી મતિવંતો. એ ટેક.
દેશું તુઝ ઝટિકા[1] એક,
જેહમાં છે સુગુણ અનેક હો. મં૦ ૧
હોવે મન ચિંતિત રૂપ,
વ્રણ[2] વ્યાધિનો કરે લુંપ[3] હો; મં૦
ભૂત પ્રેત પિશાચ ન છળાશે,
તુજ કારજ એથી સરશે હો. મં૦ ૨
એમ કહી તે ઝટિકા[4] દીધી,
મંત્રીશ્વરે હરખે લીધી હો. મં૦
સ્વ ધામે ગયો હવે યોગીશ,
તત્પર થયો મંત્રીશ હો. મં૦ ૩
કહે માલણને તે મંત્રી,
મુજ અશ્વ એ રાખજો યંત્રી[5] હો; મં૦
એક વિદ્યા સાધવા કાજે,
જાઇશ હું વનમાં આજે હો. મં૦ ૪

---

૧ જડીબુટી. ૨ ઘા—ચાઠા. ૩ નાશ. ૪ જડીબુટી. ૫ બાંધીને સંભાળથી.

એમ કહી ઝટિકા લઈ કરમાં,
આવ્યો કોઈ નિર્જન વનમાં હો; મં૦
થયો ઝટિકા પ્રયોગે યોગિન,
પરિગ્રહી[1] ભગવી કોપીન હો. મં૦ ૫
કર કંઠે માળા જગીશ,
જપતો મુખથી જગદીશ હો; મં૦
કરી ભસ્મ વિલેપન કાયા,
મંત્રીએ રચી એહવી માયા હો. મં૦ ૬
મંત્રી વનથી નિકળીયો,
જઇ રૂદ્રનાથને મળીયો હો; મં૦
પદ પ્રણમી સાંગી[2] ફૂંકી,
બેઠો લટુકી[3] કર મૂકી હો. મં૦ ૭
રૂદ્રનાથ કપટ નવ જાણે,
બોલાવ્યો મંજુલ[4] વાણે[5] હો; મં૦
અહો અબધૂત ! ક્યાંથી આવ્યા ?,
મુજ મનડા માંહિ ભાવ્યા હો. મં૦ ૮
તુમ સુયશ પડહ સુણીને,
ભૂ ભમતો આવ્યો આ સ્થાને હો; મં૦
તુમ બનવા શિષ્યને આશે,
હું આવ્યો પ્રભુ ! તુમ પાસે હો. મં૦ ૯

---

૧ ધારણ કરી-પહેરી. ૨ તુરી-નામનું વાજીંત્ર. ૩ લાકડી. ૪ મીઠાં. ૫ વચને.

રૂદ્રનાથ ચિંતે છે રૂડો,
લક્ષણુ વ્યંજન નહિ કૂડો હો; મં૦
તવ રૂદ્રનાથ સહુ શાંખે,
ચેલો કરી તેહને રાખે હો. મં૦ ૧૦
સહુ કાજ કરે મન ભાવ્યો,
રૂદ્રનાથથી સ્નેહ ઉપાયો હો; મં૦
કરે ધર્મ તણી ભલી વાત,
નવ જાણે કપટ તિલ માત હો. મં૦ ૧૧
યદા ભજન ગુરૂજી ગાવે,
તદા મંત્રી શીશ ધુણાવે હો; મં૦
ધન્ય ધન્ય ગુરૂજીની વાણી,
માનું અમૃત રસની ખાણી હો. મં૦ ૧૨
જિમ ગાવે તિમહિં વજાવે,
જુઓ કેહવી બુદ્ધિ ઉપાવે હો ?; મં૦
ગૂઢ કપટ કહો કોણ જાણે ?,
બ્રહ્મા પણ નવિ પીછાણે હો. મં૦ ૧૩

યતઃ-आर्या-

असती भवति सलज्जा, क्षारं नीरं च निर्मलं भवति।
दंभी भवति विवेकी, प्रिय वक्ता भवति धूर्त्तजनः ॥१॥

પૂર્વ ઢાળ.

હવે એકદા મધ્ય રાત્રીએ,
સુણો ખેલ કર્યો મંત્રીએ હો; મં૦
અકસ્માત્ જાગીને ભાગો,
કાંઈ પહેર્યો કાંઇક નાગો હો. મં૦ ૧૪

બોલ્યો એમ શ્વાસે ભરાણો,
હલ ફલતો અતિ ખેદાણો હો; મં૦
રે ગુરૂજી ! ઇહાંથી ઉઠી,
નાશો મઢી મૂકી અપૂઠી હો. મં૦ ૧૫
એ કાઢશે તમને કૂટી,
જિમ ઘરથી હાંડી ફૂટી હો; મં૦
રે ઢીલ કરો છો કાંઇ ?,
સજ્જ થાઓ વહેલા શાંઇ હો. મં૦ ૧૬
ઇગ્યારમી ઢાળે મુદ[1] હોજો,
ભવી ! મંત્રીની બુદ્ધિ જો જો હો; મં૦
નિર્યતિહરિ[2] સૂરિ[3] શાંખે,
ફણિભૃતજી[4] એણી પરે ભાંખે હો. મં૦ ૧૭

દોહરા.

રે ચેલા ! કોણુ આંહિં છે ?, મુજને કાઢણુ હાર;
કર નિદ્રા સુખ વૃત્તિમાં, દૂર કરી દરકાર. ૧
પડતો ધ્રૂજંતો થકો, કહે કૃત્રિમ[5] યોગીશ;
જુવો ઓ આવે સ્વામીજી ! રજનીચર[6] કોઈ ઇશ !. ૨
ઓ ઉડે રજ અંબરે[7], ચરણે ધમકે ભૂર;
આવે છે ઉતાવળો, જિમ પયોધિપૂર[8]. ૩
શું બળ કીજે એહથી ?, એહ પુલિંદ[9] પ્રચંડ;
તુમને અમને પાપીયો, કરશે ખંડો ખંડ; ૪

૧ આનંદ. ૨ કર્મસિંહજી સ્વામી. ૩ આચાર્ય. ૪ નાગચંદ્રજી. ૫ બનાવટી. ૬ રાક્ષસ. ૭ આકાશે. ૮ સમુદ્રનો પૂર. ૯ ભીલ.

પુલકિત[૧] સુખે પૌર્ણિમ કહે, નવ જન્મ્યો કોઇ માત;
જે મુજને મારી શકે, દેવ મનુષ્ય વિખ્યાત. ૫

પાડું દાનવ[૨] દાંતને, મારી એકજ સુંઢ;
છે કોણુ એહવો જેહની ?, માયે ખાધી સૂંઠ. ૬

રે રે ભોળા ! માહરી, ચરી જાણે સહુ જહાન[૩];
પણ માલમ નહિ તુજને, સાંભળ ધરીને કાન. ૭

## ઢાળ ૧૨ મી.

[ ઘોડી તો આઇ થારા દેશમાં, મારૂ જી !—એ દેશી. ]

દીપ શિખા નયરી ભલી,
ચેલાજી ! જાણે લક્ષ્મી ધામ હો;
ગુણ ધારી સુણો મુજ વાતડી, ચેલાજી ! એ ટેક.

તે નયરી દેખી થઇ, ચે૦
અલકા[૪] અલખા[૫] નામ હો. ગુ૦ ૧

ઇંદ્રદત્ત રાજા તિહાં, ચે૦
સુરેન્દ્રનું હરે માન હો; ગુ૦
જેમ કરીંદ્ર[૬] મદ ઉતરે, ચે૦
સુણી મૃગેંદ્રનું[૭] સ્વાન હો. ગુ૦ ૨

ધારિણી સદ્ધર્મચારિણી, ચે૦
ચિત્ત હારિણી હુઈ તાસ હો; ગુ૦
સુખકારિણી દુઃખ વારણી, ચે૦
મનોહારિણી સુ વિલાસ હો. ગુ૦ ૩

---

૧ મરકલું મૂકી–હસતે ચ્હેરે. ૨ રાક્ષસ. ૩ જગત્–દુનિયા. ૪ કુબેરની નગરી. ૫ ગણત્રીમાં ન આવે તેવી. ૬ હાથી. ૭ સિંહ.

રૂપ સદન[1] મદન[2] સમો, ચે૦
　　　　રૂદ્રચંદ તસ જાત હો; ગુ૦
સકળ કળા ગુણ ગણુનિલો, ચે૦
　　　　વસુધા માંહેં વિખ્યાત હો. ગુ૦ ૪
ગુણ ખાણી જાણી નૃપે, ચે૦
　　　　જુવટ વિજ્ઞાણી[3] તાસ હો; ગુ૦
અસત્ય તણી સહિ નાણીથી, ચે૦
　　　　કીધો દેશ નિકાશ[4] હો. ગુ૦ ૫
બહુ ધનવંતી અવંતીમાં, ચે૦
　　　　આવ્યો તે રૂદ્રચંદ્ર હો; ગુ૦
અટતો ઝટિલાશ્રમે ગયો, ચે૦
　　　　પ્રણુમ્યો કુળપતિ[5] પંદ્ર[6] હો. ગુ૦ ૬
કુળપતિયેં કરૂણા કરી, ચે૦
　　　　દીધો તસ ઉપદેશ હો; ગુ૦
વૈરાગી ત્યાગી થઈ, ચે૦
　　　　લીધો તપોધન વેશ હો. ગુ૦ ૭
કુળપતિ પાસે અભ્યસ્યો[7], ચે૦
　　　　શિવમતનો સંકેત હો; ગુ૦
વેદના ભેદ ઉમેદથી, ચે૦
　　　　ધાર્યા ગુરૂપેં હેત હો. ગુ૦ ૮

---

૧ ઘર. ૨ કામદેવ. ૩ કુશળ. ૪ કાઢી મુકયો. ૫ તાપસોનો. ઉપરી. ૬ ચરણ-પગ. ૭ અભ્યાસ કર્યો.

રૂદ્રનાથ અભિધા દીયે, ચે૦
ઉત્તમ વિદ્યા કેય[1] હો; ગુ૦
કુશળો જાણી કુળપતિ, ચે૦
વિવિધ કળા તસ દેય હો. ગુ૦ ૯
એકદા કુળપતિ રીઝીયો, ચે૦
તેહ પર ભાગ્ય વસેણુ હો; ગુ૦
માગ માગ વર માગ તું, ચે૦
માગે તવ હરખેણુ હો. ગુ૦ ૧૦
ત્રિદશ[2] તિર્યંચ મનુષ્યથી, ચે૦
હું નવ પામું નાશ હો; ગુ૦
શક્તિ આપો મુજ એહવી, ચે૦
એ માંગું તુમ પાસ હો. ગુ૦ ૧૧
કૃપા નિધિ તવ કુળપતિ, ચે૦
આપ્યો યંત્ર અમૂલ હો; ગુ૦
રતન યતન પરે રાખજે, ચે૦
પેટિકાયે અનુકૂળ હો. ગુ૦ ૧૨
અક્ષત[3] યંત્ર એ જ્યાં લગે, ચે૦
ત્યાં લગે તું નિઃશંક હો; ગુ૦
ઈંદ્રાદિક પણ તાહરો, ચે૦
વાળ ન કરશે વંક હો. ગુ૦ ૧૩
લીધો હર્ષે યંત્ર એ, ચે૦
પણ વળી ચિંતે એમ હો; ગુ૦

---

૧ કેટલીયે. ૨ દેવ. ૩ અખંડ.

ગુપ્ત ઠવું કિહાં પણ જઇ, ચે૦
તો મુજને હોવે ક્ષેમ હો. ગુ૦ ૧૪
અચ્યુત[1] માહીલની ઉપરે, ચે૦
છે શુભ વિજય ગિરીંદ[2] હો; ગુ૦
તસ શૃંગે[3] યક્ષાલયે[4], ચે૦
ઉત્તંગ[5] ઉત્તમ અમંદ હો. ગુ૦ ૧૫
યક્ષ પડિમા પૃષ્ટમાં[6], ચે૦
પ્રછન્નાગાર[7] ઉદાર હો; ગુ૦
દેવ કૃત દેદિપ્ય છે, ચે૦
નહિ જ્યાં જન સંચાર હો. ગુ૦ ૧૬
તે મંદિર અંદર જઈ, ચે૦
રાખ્યું યંત્ર પ્રછન્ન હો; ગુ૦
યંત્ર્યા[9] દ્વાર મંત્રે કરી, ચે૦
શિષ્ય ઠગ્યો પ્રતિપન્ન[10] હો. ગુ૦ ૧૭
ગુરૂ મરણના વિરહથી, ચે૦
તજી આશ્રમ ચલ્યો તેહ હો; ગુ૦
ભ્રમણ કરંતો ભૂતળે, ચે૦
હું તે રહ્યો અહિં નેહ હો. ગુ૦ ૧૮

---

૧ હજાર. ૨ પર્વત. ૩ શિખર. ૪ યક્ષના મંદિરમાં. ૫ ઉંચું. ૬ પાછળ. ૭ ગુપ્ત ઘર. ૮ ગુપ્ત. ૯ બંધ કર્યાં. ૧૦ ચાલાક.

એમ સ્વ વ્યાખ્યા સચિવને, ચે૦
કહી યોગીયેં ઉજમાળ હો; ગુ૦
દ્વાદશમી[1] એ સુધા સમી, ચે૦
સરિસ્સ[2]પજી કહે ઢાળ હો. ગુ૦ ૧૯

## દોહરા.

નવિ કોઇ જણીયો જનનીયે, જે મુજને મારંત;
જણુશે તે હવે જનનીયું, મુજ સાહમો જે અડંત. ૧
તો શ્યો જોરો પલાદ[3]નો, દેખી મુજ નાશંત;
નિર્ભીક રહે તું રંગમાં, શ્યાને શોર કરંત ?. ૨
સુણી ગિરા[4] ગુરૂરાજની, મંત્રી ચિંતે એમ;
કેમ જવાએ ભૂભૃતેં[5], યંત્ર મળે મુજ કેમ ?. ૩
તલ્પી[6]પતિ તિર્યંચને, કેમ છૂટાવીશ હેવ ?;
ઉરગ[7] છછુંદરી[8] ને ઇહાં, ન્યાય મળ્યો જગદેવ !. ૪
તો પણ ઉદ્યમ કીજીયે, ઉદ્યમ વડો સંસાર;
વિણ ધેનુ[9] ઉદ્યમ થકો, પય[10] પીવે માંજાર[11]. ૫

यतः-अनुष्टुप्-

उद्योगः खलु कर्त्तव्यः, फलं मार्जारवद्भवेत् ;।
जन्म प्रभृति गौर्नास्ति, पयः पिबति नित्यशः ॥१॥

---

૧ બારમી. ૨ નાગચંદજી. ૩ રાક્ષસ. ૪ વાણી. ૫ પર્વત-ઉપર. ૬ રાજા. ૭ સર્પ. ૮ ઢેડ ગરોળી. ૯ ગાય. ૧૦ દૂધ. ૧૧ બિલાડો.

## પૂર્વ દોહરાઃ-

ગુરૂ-રંજન કરવા ભણી, વિકસિત કીધ વદન[1];
અહો! શક્તિ વિભુ કોઇની, એહવી ન સાંભળી કન્ન. ૬
અઘ[2] જિમ નાશે ધર્મથી, યથા કુંભી[3] હરિ[4] નાદ;
તિમ તુમ વચનામૃત થકી, નાઠો મુજ વિષવાદ[5]. ૭
કપટ કળા મંત્રી તણી, કોઇથી કળી ન જાય;
હવે સુણજો શ્રોતા સહુ, જે જે આગળ થાય. ૮

## ઢાળ ૧૩ મી.

[ રામચંદ્રકે બાગ, ચંપો મોરી રહ્યો રી—એ દેશી. ]

રૂદ્રનાથ એક દિન, નગરી માંહિ ગયોરી;
ખૂંશીયે[6] રહ્યો મંત્રીશ, આણંદ અંગ થયોરી. ૧
આઘું પાછું જોઈ, રૂપ પ્રગટ કરીરી;
આવ્યો રાણી સમીપ, જુવે નયણ ભરીરી. ૨
કર કમળે મુખ ચંદ્ર, સ્થાપી રૂદતિ નરીરી;
મૂકે મુખ નિશ્વાસ, નયણાં સજળ[7] કરીરી. ૩
દેખી મંત્રી દેદાર[8], પામી હર્ષ સનૂરી;
જિમ રાધાધર[9] દેખ, તાંડવ[×] માંડે મયૂરી[10]. ૪
ક્ષણેક આલોચે મન, કનકસેના સતીરી;
શું એ સ્વપ્ન કે સાચ?, ક્યાંથી અહિં સુમતીરી?. ૫

---

૧ મોઢું. ૨ પાપ. ૩ હાથી. ૪ સિંહ. ૫ ભમણા. ૬ ઝૂંપડીએ. ૭ આંશુ સહિત. ૮ દર્શન. ૯ વરસાદ. × નાચ. ૧૦ મોરલી.

કે કોઇ પ્રગટયો દેવ, પર્ણકુટિને મુઝારી;
દીશતો દીશે મંત્રીશ, પણ કેમ કરૂં જુહારી[1]?. ૬

શી કરે શોચના ચિત્ત, પ્રમદા[2] પ્રત્યે લવેરી[3];
હું છઉં તાહરો સચિવ, સુમતિ એમ કવેરી[4]. ૭

શું નવ ઓળખે મુજ?, પ્રકૃત[5] પુરૂષ હું[6] જિહારી;
તુમ કરવા સંભાળ, આવ્યો છું હું ઇહાંરી. ૮

માલણ મુખથી રે વાત, સાંભળી હું તુમ કેરી;
રૂદ્રનાથનો શિષ્ય, થઇને વસીયો અહિંરી. ૯

કરી કૈતવ[7] વળી મરણ, પૂછયું યોગી કેરૂં;
હવે યોગીનું યંત્ર, લઇ આવીશ અભિનેરૂં[8]. ૧૦

આવ્યો કરવા જાણ, જાવું મુજને પરેરી;
આપો અનુજ્ઞા માત!, સાતા કરીશ નિચ્છેરી[9]. ૧૧

પ્રમદા પ્રમુદિત પૂર્ણ, તન પ્રફુલિત થયુંરી;
હર્ષે મળીયા દોય, અંતર દુઃખ ગયુંરી. ૧૨

અજ[10] ઠામે મળ્યો ગજ, દશદ[11]થી રયણ[12] લહેરી;
જડ[13] શ્રુત[14] રોગી નિરોગ, દ્રુમક[15]ને પદવી વડેરી. ૧૩

---

૧ પ્રણામ. ૨ કનકસેના. ૩–૪ કહે. ૫ પ્રધાન. ૬ હમેશનો. ૭ કપટ. ૮ નિશ્ચય. ૯ નિશ્ચય. ૧૦ બકરો. ૧૧ પત્થરથી. ૧૨ રત્ન. ૧૩ મંદ બુધ્ધિવાળો. ૧૪ જ્ઞાની. ૧૫ ભિખારીને.

લહે વાચ[૧] અવાચ[૨], અદૃગ[૩] જેમ નિરખેરી;
અધીર[૪] સુણી લહે હર્ષ, તિમ રાણી હરખેરી. ૧૪
ખારા સમુદ્રને માંહિ, મળી મુજ મીઠી વેરી[૫];
અહો! આમાત્ય[૬] પ્રવીણ, કેળવી ધીષણા[૭] ભલેરી. ૧૫
તેમ કૂદ્યો શુકરાજ, કચ્છી જેમ વચ્છેરી;
મિલન તલપ[૮] મન ભૂર[૯], નીકળી ન શકે અવેરી[૧૦]. ૧૬
રાણી કહે રે ધીર!, કેમ પહોંચીશ અદ્રિશ્રૃંગે[૧૧]?;
તુમ શીલે અહો માત!, પહોંચીશ સદ્ય ઉમંગે. ૧૭
એમ કહી પ્રણમી પાદ, ચાલ્યો મંત્રી ગહેરી[૧૨];
આવ્યો માલણ ગેહ, કીધું ભોજન ઠહેરી[૧૩]. ૧૮
જોજો પુણ્યે મંત્રીશ, લેશે યંત્ર અકંપી;
ઢળતી તેરમી ઢાળ, પુલિરકજીયે[૧૪] પંચંપી[૧૫]. ૧૯

## દોહરા.

રૂદ્રનાથ હવે આવીયો, પર્ણ કુટિયે જેવાર;
જોયો પણ દીઠો નહિ, ચેલાને તેણિ વાર. ૧
આશ્રમ બાહિર નીકળી, દીધા શિષ્યને સાદ;
પાછો કોઈ બોલ્યો નહિ, યોગી કરે વિષાદ. ૨

---

૧ વાચા. ૨ મૂંગો. ૩ આંધળો. ૪ બ્હેરો. ૫ વીરણી. ૬ પ્રધાન. ૭ બુદ્ધિ. ૮ ઇચ્છા. ૯ ઘણી. ૧૦ બંધાયેલ. ૧૧ પર્વતના શિખરે. ૧૨ પ્રસન્ન. ૧૩ શાંતિથી. ૧૪ નાગચંદ્રજી. ૧૫ કહી.

રાણી પાસે આવીને, પૂછે શિષ્ય ઉદંત[1];
રાણી કહે નાશી ગયો, શિષ્ય તુમારો દુરંત[2]. ૩

કુટિલ[3] તે શિર ફૂટી કરી, બેસી રહ્યો નિજ દ્વાર;
હવે ભવિયણ! તુમે સાંભળો, મંત્રીનો અધિકાર. ૪

રાત રહી માલણ ઘરે, પ્રાતે[4] ચડી તુખાર[5];
મંત્રી ચાલ્યો ચોંપથી, શુકન થયા શ્રીકાર. ૫

આગળ જાતાં આવીયો, ગહન[6] એક કાંતાર[7];
ઉન્નત[8] ભૂભૃત[9] રાજતા, શ્વાપદ[10] આપદ કાર. ૬

એહવે શૈલના[11] શિખર પર, દીઠો એક આગાર;
તિહાં થકી મંત્રી સુણે, માનવનો ભણકાર. ૭

મંત્રી વિસ્મય પામીયો, કોણ હશે ગૃહમાંહિ?;
હવે શ્રોતા જન! સાંભળો, જે કૌતુક હોવે આંહિ. ૮

## ઢાળ ૧૪ મી

[ મેં મતવાલે સાજના—એ દેશી ]

સુમતિ આલોચે ચિત્તમાં,
 જોઉં જગ્યા એ કેહવી રે?;
જીવ્યાથી જોયું ભલું,
 જગમાં કહેવત એહવી રે. ૧

---

૧ હકિકત. ૨ ઉદ્ધત. ૩ રૂદ્રનાથ. ૪ સવારમાં. ૫ ઘોડે. ૬ જેમાં રસ્તો ન સૂઝે તેવું. ૭ વન. ૮ ઉંચા. ૯ પર્વતો. ૧૦ શિકારી પશુઓ. ૧૧ પર્વતના.

જોજો પુણ્ય મંત્રી તણાં,
પુણ્યે સઘળે જીતે રે;
પુણ્યે મનો વાંચ્છિત મળે,
પુણ્ય કરો ભવિ પ્રીતે રે. જો૦ ૨

ભૂધરનાથને[1] તળહટે,[2]
રાખ્યો હયને યંત્રી રે;
તતક્ષણ ગિરિ ઉપર ચઢયો,
કૌતુક દેખણુ મંત્રી રે. જો૦ ૩

વર ફરકી દાહિણુ[3] ભુજા,
તેમ દાહિણુ દગ ફરકે રે;
લાભ ઈહાં કોઈ સંભવે,
એમ આલોચે તરકે રે. જો૦ ૪

ગિરિ મંદિરે દોય માનવી,
આવતો મંત્રી દીઠો રે;
ઉઠીને સાહમા ગયા,
સ્વાર્થ જગમાં મીઠો રે. જો૦ ૫

પદ નીરજે[4] પ્રણમ્યા બિહું,
ભૃતપીયૂષ[5] કરી નયણાં રે;
અહો ઉત્તમ! ભલે આવીયા,
એમ ઉચ્ચરતાં વયણાં રે. જો૦ ૬

---

૧ પર્વતની. ૨ તળાટીમાં. ૩ જમણી બાં. ૪ ચરણકમળે.
૫ અમૃત ભરેલાં.

તેડી આવ્યા આગારમાં,
માયા અતિ દેખાડી રે;
કરે પર્યુપાસના[1] પ્રેમથી,
સિંહાસને બેસાડી રે. જો૦ ૭
મંત્રી કહે તે યોગીને,
કેમ વસો છો આંહિં રે?;
તવ તે નર કહે સચિવને,
સુણો નર રત્ન! ઉચ્છાંહિ રે. જો૦ ૮
નગરી ચંદ્રાવતીયે વસે,
ભૈરવનાથના વેલા[2] રે;
હેમઝટ ગુણઝટ તેહના,
સુખકર હોય તે ચેલા રે. જો૦ ૯
જોડી ગુરૂ ચેલા તણી,
સરખે સરખા મળીયા રે;
કિંવદંતી[3] એ જગતમાં,
ભવના ફેરા ટળીયા રે. જો૦ ૧૦
એક દિન ગુરૂ કહે શિષ્યને,
રે સુભગો! સુણો બાપુ રે;
રહેજો એ સ્થળે રંગમાં,
માગી ગામથી ટાપુ[4] રે. જો૦ ૧૧
હું વિદ્યા સાધન ભણી,
જાઇશ ગિરિદરી[5] જેડે[6] રે;

૧ સેવા. ૨ વંશ વારસ. ૩ કહેવત. ૪ ભિક્ષા-ભોજન.
૫ પર્વતની ગુફા. ૬ અંદર.

એમ કહી ગુરૂ ચાલીયા,
શિષ્ય પ્રછન્ન[1] થયા કેડે રે. જો૦ ૧૨
ચાલતા ગિરિ વિવરે[2] ગયા,
ગહ્વર[3] દ્વાર ઉદ્ઘાટે[4] રે;
બળથી ગુરૂ છળી છૂપીયા,
અચરજ જોવા માટે રે. જો૦ ૧૩
ગર્ભઓરી[5] વળી તેહમાં,
તે પણ ગુરૂએ ખોલી રે;
ત્રણ ચીજો તે માંહેથી,
ગુરૂજી લીયે બહુ મોલી રે. જો૦ ૧૪
પાદુકા દંડ ને ગોદડી,
એ ત્રિક[6] લઇને વળીયા રે;
શિષ્યે પણ ગુરૂ રાજને,
સિદ્ધ પુરૂષ અટકસીયા રે. જો૦ ૧૫
ભેરવે પહેરી પાદુકા,
કર ગ્રહ્યો દંડ ઉલ્લાશ રે;
ગોદડી ઓઢી ઉપરે,
ઉત્પતવા[7] આકાશ રે. જો૦ ૧૬
તે સવી અચરિજ જોઇને,
શિષ્ય ગયા નિજ ઠામે રે;

---

૧ છાનાં. ૨ ગુફાએ. ૩ ગુફાનાં. ૪ ઉઘાડે. ૫ અંદરની ઓરડી
૬ ત્રણ વસ્તુ. ૭ ઉડવા.

સ્વલ્પ કાળે ગુરૂ આવીઆ,
વિદ્યા સાધી હામે રે. જો૦ ૧૭

રત્નત્રયી[1] તે વસ્તુને,
લેવા નાણું ટળવળતા રે;
ભૈરવનાથ યોગીશ્વરૂ,
નવિ જાણે તસ ખલતા[2] રે. જો૦ ૧૮

અન્યદા ગુરૂ ગયા ગામડે,
લઇ અવસર તે વારૂ રે;
ગૂઢચરણજી[3] ચૌદમી,
કહી શ્રોતા જન સારૂં રે. જો૦ ૧૯

દોહરા.

ગિરિ કંદર[4] અંદર જઇ, વસ્તુ ત્રણ ગ્રહી તામ;
નાઠા પશ્યતહર[5] પરે, આવ્યા આજ આ ધામ. ૧

લઘુ ગુરૂભ્રાતા[6] એમ કહે, કરીએ વસ્તુ વિભાગ;
તવ મેં આપી ગોદડી, તે કહે દ્યો ચરણાંગ[7]. ૨

હું નવ આપું પાદુકા, તેથી કરે એ શોર;
કલેશ ટાળો હવે અમ તણું, કરીયે એહ નિહોર[8]. ૩

મંત્રી કહે એ વસ્તુમાં, શ્યા ગુણ શ્યા છે દોષ?;
તવ તે ભાંખે પ્રેમથી, કરી પ્રીતિનો પોષ. ૪

---

૧ રત્ન સરખી ત્રણ વસ્તુઓ. ૨ દુષ્ટતા. ૩ નાગચંદ્રજી. ૪ ગુફા. ૫ ચોર. ૬ ગુરૂભાઇ. ૭ ચાખડી. ૮ વિનંતી.

ચરણુ[1] ધરી ચિંતિત સ્થળે, પહોંચાડે અવિલંબ;
રિપુ ગણુ નાશે દંડથી, એ ગુણુ છે નિસ્તંબ[2]. ૫
ઝાટકતાં તે ગોદડી, આપે પણુસય[3] રયણુ[4].
ઓઢે રૂપ ચિંતિત હુવે, ગોદડી ગુણુ એ સયણુ ! ૬
નકટોની નિરતિ[5] સુણી, મંત્રી મન થયું સુખ;
વદન[6] વિકચ[7] પરે વિકસીયું, માનું પૂષ[8] મયૂખ[9]. ૭
ઝટિલોને મંત્રી કહે, ન્યાય કરૂં તુમ એમ;
હવે કૌતુકની જે કથા, સાંભળજો ધરી પ્રેમ. ૮

## ઢાળ ૧૫ મી.

[ કિસકે ચેલે કિસકે પૂત—એ દેશી ]

મંત્રી મિથુન[10] સર[11] લીધાં પાણુ[12],
પ્રાચી[13] પ્રતીચી[14] મૂકે સુજાણુ;
ભવી ! સાંભળો. એ ટેક.
મંત્રીશ્વર કહે દોય જે બાણુ,
પ્રથમ આણે તે જાણું પ્રમાણુ. ભ૦ ૧
વસ્તુ મન ગમતી મળે તાસ,
યોગી મનમાં થયા ઉલ્લાસ; ભ૦
દોડ્યા બાણુ ગ્રહણુ તે તામ,
મંત્રી કરે તવ આપણું કામ. ભ૦ ૨

---

૧ પાદુકા—ચાખડી. ૨ પાસે. ૩ પાંચસો. ૪ રત્ન. ૫ હકિકત. ૬ મુખ. ૭ કમળ-ફૂલ. ૮ ચંદ્રના. ૯. કિરણો, ૧૦ બે. ૧૧ બાણુ. ૧૨ હાથમાં. ૧૩ પૂર્વદિશા. ૧૪ પશ્ચિમ.

ચરણે ચાખડી પહેરી મંત્રીશ,
દંડ ગ્રહ્યો ઓઢી ગોદડી શીશ; ભ૦
અહો! અહો! પાદુકા! મેલો મુજ,
જિહાં રહે ઝટિલનું યંત્ર તે ગુઝ. ભ૦ ૩
એટલે દૈવિક શક્તિયે તેહ,
ઉડી પ્રભંજન[1] પરે તવ ખેહ[2]; ભ૦
ઉલ્લંઘતો નભ[3] નગ[4] ઉજમાળ,
આવ્યો વિજયાદ્રિયે તતકાળ. ભ૦ ૪
બાણુ ગ્રહી તે આવ્યા યોગીંદ,
દીઠો ન મંત્રી પડીયા મંદ; ભ૦
ચોરને મોર મલ્યા અહો ભાઇ!,
ઉખાણો[5] એ મળીયો આંઈ. ભ૦ ૫
માલ હરામનો આવ્યો જેહ,
કેમ પચે કહો સાજન! તેહ?; ભ૦
ઓરતો કરી બેઠી રહ્યા ગેહ,
હવે મંત્રીની ચરી સુણો નેહ. ભ૦ ૬
વિજય ગિરિંદ આનંદનું ઠામ,
શ્રૃંગે યક્ષનું ધામ ઉદ્દામ; ભ૦
કલ્યાણ પદનો કળશ સનૂર,
માનું ઉદયો બીજો સૂર. ભ૦ ૭
મંત્રી પાદુકા કર ગ્રહી તામ,
આવ્યો યક્ષ ધનંજય ધામ; ભ૦

---

૧ પવન. ૨ આકાશે. ૩-૪ આકાશ અને પર્વતો.
૫ દાખલો-દૃષ્ટાંત.

નમન કરી નિરખે ચિહું પાસ,
દીઠા ગુપ્તાગાર ઉલ્લાસ. ભ૦ ૮
ચિંતે કંથિન[1] કંદરા[2] એહ,
પદ પ્રહારે ઉઘાડે તેહ; ભ૦
સોવનનાં સુંદર સોપાન,
ચાલ્યો તેહ ઉપર પ્રધાન. ભ૦ ૯
આગળ જાતાં જોયો આવાસ,
ઝટિત સ્ફટિકથી કરે પ્રકાશ; ભ૦
જ્યોતિ આપતી અદ્ભુત ત્યાંહિ,
જ્યોતિષ–ચક્ર શું આવ્યું આંહિ? ભ૦ ૧૦
તે પ્રાસાદમાંહિ ઠેર ઠેર,
પડિયા નિષ્ક તણા તિહાં ઢેર[3]; ભ૦
મંત્રી ચિંતે નૃપ દત્ત જેહ,
શટિલે[4] સંચય કરી રાખ્યા એહ. ભ૦ ૧૧
મૌક્તિક[5] મણિ રયણોના પુંજ,
કુંજ[6]માંહિ જિમ દંડ વડે ગુંજ[7]; ભ૦
સોમ[8] દિશા સન્મુખ વળી દીઠ,
ગૂઢાગાર[9] ઉદાર ઉકિઠ્ઠ[10], ભ૦ ૧૨
કળ બળથી નવ ઉઘડ્યું દ્વાર,
તવ મંત્રી કરે દંડ પ્રહાર; ભ૦

---

૧–૨ યોગીની ગુફા. ૩ ઢગલા. ૪ યોગીએ. ૫ મોતી. ૬ બગીચો. ૭ ચણોઠી. ૮ પૂર્વદીશા. ૯ ગુપ્ત ઘર. ૧૦ વખાણવા લાયક.

તત્ક્ષણ ઉઘડ્યું તે વર બાર[1],
કરે પ્રવેશ તે ગૂઢાગાર. ભ૦ ૧૩
તેહ પ્રાસાદમાં પૂર્વે છેક,
પડ્યું રયણ સિંહાસન એક; ભ૦
પ્રગટી દહ[2] દિશે દ્યુતિ અનુપ,
જળબાળા[3] ઝળકે તદ્રુપ[4]. ભ૦ ૧૪
દેવ ભુવન સમ દેદિપ્યમાન,
પેખી રંજિત થયો પ્રધાન; ભ૦
સિંહાસન પર પડીયો કરંડ[5],
સ્ફાટિકથી જડિયો તેહ ભંડ[6]. ભ૦ ૧૫
નિર્મળ દ્યુતિમંત નિરખી તેહ,
ઉદ્ઘાટે[7] મંત્રી ગુણ ગેહ; ભ૦
પટવસ્ત્રે[8] બાંધ્યું તે યંત્ર,
તે મંત્રીયે લીધું વસ્ત્ર. ભ૦ ૧૬
ગ્રંથી[9] છોડી નિરખે માંહિં,
યોગી યંત્ર તે દીઠું ઉચ્છાંહિં; ભ૦
લક્ષ્મીને લોભી ગ્રહે જેમ,
યંત્ર મંત્રીયે લીધું તેમ. ભ૦ ૧૭

---

૧ દરવજાજો. ૨ દશ. ૩ વીજળી. ૪ તેના જેવું. ૫ કરંડીયો. ૬ ઠામ, વાસણ. ૭ ઉઘાડે. ૮ રેશમી કપડું. ૯ ગાંઠ.

અંબરાંચળે[1] તે બાંધ્યું તાણુ,
વળીયો પાદુકા ગ્રહી પાણુ[2]; ભ૦
ફળીયો મનોરથ મંત્રી પાદ[3],
ટળીયો મન તણો વિષવાદ. ભ૦ ૧૮
જોતા જોતા જાએ પ્રાસાદ[4],
એહવે કંબુ[5] તણો સુણ્યો નાદ; ભ૦
પંદરમી પન્નગજીએ[6] ઢાળ,
આગળ સાંભળો વાત રસાળ. ભ૦ ૧૯

દોહરા:—

વિસ્મિત મને સન્નદ્ધ થઇ, આગળ ચાલે જામ;
ઝટિલ વિટલ નર એકને, સચિવે દીઠો તામ. ૧
તુંગ શિખર કંપાવતો, મૃગપતિ પરે દીએ ફાલ;
આવે અમાત્યને સન્મુખે, જલ્પત[7] તે અસરાલ. ૨
ધસમસતો આવ્યો નિકટ, ક્રોધ યોધ કહે એમ;
રે પશ્યતહર[8]! પાપીયા!, રે! આવ્યો અહિં કેમ?. ૩
મંત્રી કહે રે યોગટા!, કિમ તુજ ફાંદ દુખાય?;
જોવા આવ્યો તેહમાં, કહે ત્હારૂં શું જાય?. ૪
સમજાવ્યો સમજે નહિ, મંત્રીશ્વર વયણેણ;
પણ અજ્ઞાને આવર્યો, નવિ નિરખે નયણેણ. ૫

---

૧ કપડાને છેડે. ૨ હાથે. ૩ રાજી. ૪ મકાન ૫ શંખ. ૬ નાગચંદ્રજી. ૭ બડબડાટ કરતો. ૮ ચોર!.

यतः—शार्दूल०

शक्यो वारयितुं जलेन हुतभुक् छत्रेण सूर्यातपो,
नागेंद्र निशितांकुशेन समदो दंडेन गोगर्दभौ ।
व्याधिर्भेषज संग्रहेण विविधैर्मंत्र प्रयोगैर्विषं,
सर्वस्यौषधमस्ति शास्त्रविहितं मूर्खस्य नास्त्यौषधम्. ॥१॥

પૂર્વ દોહરા:—

યોગી મસ્કરી[1] કર ગ્રહી, ધાયો મારણ કાજ;
તવ મંત્રી કહે દંડને, તુજ હાથે હવે લાજ. ૬
એહવે દંડ તે દડવડી, પડીયો યોગી પીઠ;
હાડ પાપડ પરે ચૂરિયાં, વેદન થઇ અતિ નીઠ. ૭
યોગી સરળ થયો તદા, પ્રણમી કરે અરદાસ;
હે નર રત્ન! છોડો હવે, હું છું ત્હારો દાસ. ૮

ઢાળ ૧૬ મી.

[ નંદ સલુણે નંદના રે લોલ-એ દેશી ]

કરૂણાકર કરૂણા કરે રે લોલ,
દંડ પ્રચંડને સંહરે રે લોલ;
તવ પૌર્ણિમ પાયે નમે રે લોલ,
મચ્છરપણું સઘળું વમે રે લોલ. ૧

યોગી પૂછે ભાવથી વકી[2] રે લોલ,
તમે ઈહાં આવ્યા કિહાં થકી રે લોલ ?;
મંત્રીયે નિજ આગમ[3] કથી રે લોલ,
ભાંખી યોગીને સર્વથી રે લોલ. ૨

---

૧ કાતી. ૨. હકીકત. ૩ આવવાની કથા—વાત.

યોગીને કહે ઈહાં કેમ રહે રે લોલ,
તેહ ચરી મુજને કહે રે લોલ;
કહે કાપાલિક સાંભળો રે લોલ,
મુજ વીતક તજી આમળો[1] રે લોલ. ૩
વિમળપુરી નયરી વસું રે લોલ,
ગોપ[2] ધનદ ચારૂં પશુ રે લોલ;
એકદા હું લોભે છળ્યો રે લોલ,
પરદેશે પ્રેમે ચલ્યો રે લોલ. ૪
જઈ બેઠો કોઇ વહાણમાં રે લોલ,
ચાલ્યું ચંચળ યાન[3] ચાલમાં રે લોલ;
અનુક્રમે પવને પ્રેરીયું રે લોલ,
સોવન દ્વીપે આવીયું રે લોલ. ૫
તિહાં કને હું ઉતરી રહ્યો રે લોલ,
પ્રવહણ[4] તે આગળ વહ્યો રે લોલ;
પાછો વળાયો હું વહી રે લોલ,
વહાણ તિહાં દીઠું નહિ રે લોલ. ૬
ઉભો ચિંતાતુર હોવતો રે લોલ,
નયણે દહ દિશિ જોવતો રે લોલ;
ઈહાં હવે કેહને ઓળવું[5] રે લોલ,
કીધાં કર્મ તે ભોગવું રે લોલ. ૭
ભૂખ્યો તરસ્યો એકલો રે લોલ,
ભટકું જેમ કોઇ વેવલો[6] રે લોલ;

---

૧ ઉચ્ચાટ. ૨ ગોવાળ. ૩–૪ વ્હાણ. ૫ ઠપકો આપું. ૬ ગાંડા.

વનફળ માટે ઘણું ભમ્યો રે લોલ,
સાંજ થઇ રવિં આથમ્યો રે લોલ. ૮
પેઠો તવ તરૂ કોટરૂ રે લોલ,
ભૂખ્યો તિહાં નિદ્રા કરૂં રે લોલ;
એહવે તે તરૂ ઉપરે રે લોલ,
દેવ દેવી વાતો કરે રે લોલ. ૯
રયણ દ્વીપે સંભાવીયે રે લોલ,
કૌતુક જોવા જાઇયે રે લોલ;
એમ કહી વિયતે[1] વૃક્ષને રે લોલ,
ઉડાડ્યો તે તત્ક્ષણે રે લોલ. ૧૦
ભર દરિયે ગયો જેહવે રે લોલ,
હું જાગૃત થયો તેહવે રે લોલ;
આળસ મોડવા ઉપડ્યો રે લોલ,
જઇ સાયર માંહિં પડ્યો રે લોલ. ૧૧
ગાજે ગુહિર[2] જળ ઉચ્છળે રે લોલ,
નાદ જઈ નભને[3] મળે રે લોલ;
પડતાં પયોધિ[4] આફળ્યો[5] રે લોલ,
મગરે તત્ક્ષણ હું ગળ્યો રે લોલ. ૧૨
મીન[6] ત્વરાએં ચાલીયો રે લોલ,
વિજય પુરીયે આવીયો રે લોલ;
છોટીને[7] તાસ નિહાળીયો રે લોલ,
કાઢી બાહિર વિદારીયો રે લોલ. ૧૩

---

૧ આકારશે. ૨ અગાધ–ગંભીર ૩ આકાશને. ૪ સમુદ્ર. ૫ અથડાયો. ૬ માછલું–મગર. ૭ મચ્છીમારે.

તે માંહેથી હું નીકળ્યો રે લોલ,
ઉપચારે ચૈતન્ય વળ્યો રે લોલ;
ભમતો રૂદ્રનાથે ગ્રહ્યો રે લોલ,
ચેલો થઇ તેહનો રહ્યો રે લોલ. ૧૪

વિશ્વાસી જાણી કરી રે લોલ,
ઇહાં મુને રાખ્યો ધરી રે લોલ;
એહ નિરતિ[1] કહી માહેરી રે લોલ,
તુમ આગળ મેં જાહેરી રે લોલ. ૧૫

યોગી તણી ચરી સુંદરૂ રે લોલ,
સાંભળી સહુ મંત્રીશ્વરૂ રે લોલ,
ગિરિ–દરીથી[2] હવે નીકળ્યો રે લોલ,
પાદુકાએ નભમાં ચલ્યો રે લોલ. ૧૬

અનુક્રમે મંત્રી ભાવિયો[3] રે લોલ,
વિજય પુરીયે આવીયો રે લોલ;
માળી મલ્લાને જઇ મળ્યો રે લોલ,
મંત્રી મનોરથ સહુ ફળ્યો રે લોલ. ૧૭

ઢાળ કહી એ સોળમી રે લોલ,
વાસુકિજી[4] મનમાં ગમી રે લોલ;
હવે કનકસેના તણી રે લોલ,
વાત કહું મીઠી ઘણી રે લોલ. ૧૮

---

૧ હકિકત. ૨ પર્વતની ગુફામાંથી. ૩ ઉત્સાહ ભર્યો. ૪ નાગચંદ્રજી.

## દોહરાઃ-

મલિક[1] મલ્લા[2] મન ચિંતવે, મંત્રી જે ગયો આજ;
પહોંચશે કિમ ગિરિ ઉપરે?, કિમ રહેશે મુજ લાજ? ૧

માસ વ્યતીત જો હોયશે, તો શી થાશે પેર?;
નડશે યોગી માહરે, પીવું પડશે ઝેર. ૨

પૂર્વે મેં કીધાં હશે, રે જીવ! પ્રૌઢાં પાપ;
તે આજે હે આતમા!, પ્રગટયાં આપો આપ. ૩

ગો કન્યા ભૂમિ તણું, ભાંખ્યું હશે અલીક[3];
કાનન[4] દાહ[5] કર્યા હશે, ફળ તેહનાં એ નજીક. ૪

બિલ પૂર્યાં હશે જીવનાં, બાળક માત વિછોહ;
અણગળ નીર પીધું હશે, કર્યો હશે મુનિ ક્રોહ[6]. ૫

મહાસતી એમ હૃદયમાં, નિંદે પુરાતન કર્મ;
લહિયે જેથી સંપત્તિ, દૃઢતાયે જિન ધર્મ. ૬

દશકંધર[7] દિન પાલટે, દૃષદ[8] તર્યા જળ માંય;
સવિ દિન સરખાં નવિ હોવે, હિંમતથી સુખ થાય. ૭

યતઃ-

विपदि धैर्यमथाभ्युदये क्षमा, सदसि वाक् पटुता युधि विक्रमः।
यशसि चाभिरुचिर्व्यसनंश्रुतौ, प्रकृतिसिद्धमिदं हि महात्मनाम्.॥१॥

## પૂર્વ દોહરા—

જોજો બુદ્ધિ હવે મંત્રીની, જે આગળ કહેવાય;
ઉત્સુક થઈને સાંભળો, ત્રિકરણથી ચિત્ત લાય. ૮

---

૧-૨ રાજાની રાણી-કનકસેના. ૩ જૂઠ. ૪ વન. ૫ સળગાવવા. ૬ ક્રોધ. ૭ રાવણનાં. ૮ પત્થર.

## ઢાળ ૧૭ મી.

( ત્રિપદીની દેશી )

હવે સુમતિ મંત્રીશરે, આલોચે મને;
જાઉં ત્વરિત રાણી કને એ. ૧

ગોપવી પાદુકા દંડરે, માલણને ઘરે;
પત્ર લખ્યું એક પ્રેમથી એ. ૨

દૂર જઇને ઓઢીરે, શીશે ગોદડી;
મંત્રી મંજુલ[1]પાઠક થયો એ. ૩

નભ ક્રમતો ગયો બૂંશીરે, શુક તે સ્નેહથી;
બેઠો જિહાં નૃપ કામિની એ. ૪

આડું અવળુ જોઈરે, રાણી અંક[2]માં;
પત્ર ઠવ્યું પ્રેમે કરી એ. ૫

ખગ[3] ખંગ[4]માં ગયો નાશીરે, મૂળ સ્વરૂપ કરી;
માલણ ઘર ગયો સંચરી એ. ૬

પદ્મિની[5] પત્રને પેખીરે, મન વિસ્મય થઈ;
એહ પત્ર કેણે ધર્યું એ ?. ૭

એકાંતે જઈ પત્રરે, વાંચે ચિત્ત દઇ;
કનકસેના રાણી તદાએ. ૮

---

૧ શૂડો. ૨ ખોળામાં. ૩ પક્ષી. ૪ આકાશમાં. ૫ કનકસેના.

नमस्कृत्य परमात्मने रे, भवत्याः सेवको;
मंत्री सुमति श्चाहं नौमि प. ९

तव कृपया मे चात्र रे, सौख्यं वर्त्तते;
यत्कार्यं तन्मे सिद्धं प. १०

रुद्रनाथाभिध योगिनो रे, जीवन हेतुर्यत् ;
तद्यंत्रकथां श्रुत्वा युक्त्या प. ११

भवत्यो र्मोचन कार्ये रे, योगि विनाशनं;
समादीय भवदीयाज्ञां प. १२

अश्वारुढ गच्छता मया रे, विजयाद्रि मार्गः
खेगंतृवस्तु प्राप्तं प. १३

सत्य शीलप्रभावै रे, त्वदीयैः संप्राप्तो,
विजयगिरि शिखरे शीघ्रं प. १४

---

સત્તરમી ઢાળના સંસ્કૃત વિભાગનો અર્થ:-૯ "પરમાત્માને નમસ્કાર કરીને, આપનો સુમતિ નામનો પ્રધાન, હું આપનો સેવક આપને પ્રણામ કરૂં છું. ૧૦ આપની કૃપાથી અહિં મને સુખશાંતિ વર્તે છે. જે કાર્ય માટે હું ગયો હતો તે કાર્ય સિદ્ધ થયું છે. ૧૧ રૂદ્રનાથ નામના યોગીનો જીવનહેતુ જે યંત્ર, તેની હકીકત યોગી પાસેથી યુક્તિવડે સાંભળી-જાણી. ૧૨ આપને યોગી પાસેથી છોડાવવા અને યોગીને મારવા માટે આપની આજ્ઞા મેળવીને. ૧૩ ઘોડે ચઢી જતાં વિજય પર્વતની વચ્ચે આકાશે ઉડવા વિગેરેની ત્રણ વસ્તુઓ મેં પ્રાપ્ત કરી. ૧૪ આપના સત્ય શિયળના પ્રભાવથી વિજય પર્વતના શિખરે તરત પહોંચી ગયો.

बल युक्त्या संशोध्य रे, गुप्त निकेतनं;
उद्घाट्य गृहीतं चेप्सितं प. १५

यंत्रं झटिलायु:समं रे, चाप्तं तन्मध्यात् ;
समादाय तत् स्वहस्तं प. १६

रुद्र शिष्य तद्रक्षकं रे, नीत्वा तं स्ववशं;
सुख मागतवान अहं प. १७

वृत्तांतं ज्ञापयितुं रे, हर्षोत्कर पत्रं;
शुक रूपेणांके क्षिप्तं प. १८

तद्रुद्रस्य विनाशं रे, कल्ये विधास्येहं;
भवदंतिक मानीय शीघ्रं प. १९

સત્તરમી વર ઢાળ રે, સિંધુરજી કહી;
નિયતિ હરિ સૂરિ સ્હાયથી એ. ૨૦

---

૧૫ બળ અને યુક્તિથી ગુપ્ત સ્થાન શોધી ઉઘાડીને ઇચ્છિત યંત્ર ગ્રહણ કર્યું. ૧૬. રૂદ્રનાથના આયુષ્યની સાથે તે યંત્ર તેમાંથી લઇને કબજે કર્યું. ૧૭ રૂદ્રનાથના ત્યાં રક્ષક તરીકે રહેલા શિષ્યને પણ વશ કરીને સુખેથી નિર્વિઘ્ને અહિ આવી પહોંચ્યો છું. ૧૮ આ હકીકત આપને જણાવવા માટે આપને આનંદકારી પત્ર પોપટરૂપે આપના ખોળામાં નાંખેલ છે. ૧૯ તે યંત્ર આપની પાસે લાવી તે રૂદ્રનાથનો વિનાશ આવતી કાલે [આપને દેખતાં] કરીશ.

## દોહરા.

હવે તે વિપનપતિ[1] વને, સંપ્રતિ નામે ભૂપ;
ક્રીડા કરવા આવીયો, પ્રહર પાછલે અનુપ. ૧

નૃપ આગમ જાણી સચિવ, ભેટે નૃપને ઉમેદ;
લલિતગિરાયે[2] રીઝવ્યો, સ્તુતિ કરી નવ[3] ભેદ. ૨

અહો સુમતિ! ભલે આવીયો, દીધું કનકાસન[4].
પૃચ્છા[5] કરે જામાતની[6], ભૂપ થઈને પ્રસન્ન. ૩

ઈત્થંભૂ[7] મંત્રીશ્વરે, કર્યો એકાંતે પ્રકાશ;
મંત્રી મુખથી નૃપ સુણી, પામ્યો હર્ષ વિકાસ. ૪

ભવ્ય[8] અહો! તુમ ધીષણા[9], મંત્રી! શું કહીયે અન્ય?,
પર ઉપગારી ગુણનિલો, જાતિ નાતિ તુજ ધન્ય!. ૫

મંત્રી કહે પોઢા[10] સમે, આવજો યોગિ મઠ;
સકળ જનોથી પરવર્યા, કરશો માં તમે હઠ. ૬

હવે મૌલિપ[11] ગયો મંદિરે, કરે મંત્રી સાહિત્ય[12];
અતિક્રમી રજની સુખે, ઉદય થયો આદિત્ય. ૭

હવે શ્રોતા જન! સાંભળો, સ્થિર કરીને સવિ કાન;
નિદ્રા વિકથા પરિહરી, મૂકી અળગું માન. ૮

---

૧ માળીના. ૨ સુંદર વચને. ૩ વિવિધ પ્રકારે. ૪ સિંહાસન. ૫ પૂછા. ૬ જમાઈની. ૭ બનેલી બધી બિના. ૮ ઉદાર–તીક્ષ્ણ. ૯ બુદ્ધિ. ૧૦ સવારમાં. ૧૧ રાજા. ૧૨ સામગ્રી.

## ઢાળ ૧૯ મી.

[ યતની દેશી ]

મંત્રી પવિત્ર થઈ શુદ્ધ મનથી, પરમેષ્ઠી સમરે એક ચિત્તથી;
એહ મંત્ર પ્રભાવ વિશાળ, ફણિભૃત[1] થયો ફૂલ માળ. ૧

શિવકુમરને મંત્ર એ સિદ્ધો, ઝટિલને[2] પુરિસો[3] કીધો;
મહાવનથી ગ્રહ્યો જિનદાસે, ફળ બીજપૂરક[4] ઉલ્લાસે. ૨

હવે કરી ભોજન મંત્રીશ, સજ્જ થઈ ગયો જ્યાં નરઈશ[5];
નૃપ જનસમૂહે ઘેર્યો, ચાલ્યો મંત્રી રંગે ભેર્યો. ૩

પર્ણકુટિયે આવ્યો પ્રધાન, યોગી ગયો કરવા સ્નાન;
પદ પ્રણમ્યો રાણી કેરાં, શુક રાણી હરખ્યાં ઘણેરાં. ૪

રાણી પ્રણમ્યા જનકના પાય, મળ્યા હેજ હૈયે ન સમાય;
નયણોથી ઝરે આંશુધાર, જાણે ત્રુટ્યો મુક્તાહાર. ૫

તવ વસુનાથે[6] બુચકારી, એવડું દુઃખ કેમ આવારી ?;
મેં તુજ નૃપ કુળે પરણાવી, તિહાંથી તું ઈહાં કેમ આવી ?. ૬

કનકસેના રાણી કહે વાણી, કેતી કહું હું કર્મ કહાણી;
રૂદ્રનાથ મુજને લાવ્યો, ભામિની[7] કરવા મુજ ભાવ્યો. ૭

તમે શું કરો શું કરે પીયુડો ?, પૂર્વ સંચિત[8] ભોગવે જીયુડો[9].
ભાલમાં[10] જે લખ્યું તે લહિયે, અંતરની કેહને કહિયે ?. ૮

---

૧ સર્પ. ૨ યોગીને. ૩ સોનાનું પૂતળું. ૪ બીજોરૂં. ૫ રાજા. ૬ રાજાએ. ૭ સ્ત્રી. ૮ બાંધેલા કર્મ. ૯ જીવ. ૧૦ નશીબ.

તુમે જાણ્યું લહેશે મુજ બાળા, પરણ્યા પછી સુખ વિશાળા;
પણ મહારે ભાગ્યે નવ લિખિયું, વાંક નહિ કેહનું પરખિયું. ૯

એમ સુણતાં પુત્રીની વાણી, સંપ્રતીની છાતી ભરાણી;
ઐ! ઐ!! મહારી પુત્રી એહવાં, દુઃખ ભોગવે છે જુવો કેહવાં. ૧૦

રે પુત્રી! મુજ ખબર નહિ કાંઇ, જે તું દુઃખ ભોગવે છે આંઈ;
હૈડા શું ભીડી તે બાળા, કહે દુઃખ મ ધર ગુણમાળા. ૧૧

રાણી શુકને આનંદ હૂઓ, દુઃખડાંને દીધો દૂઓ[૧];
મનમેળુ મળે એ ટાણે, તે સુખ બિહું મન કે જિન જાણે. ૧૨

હવે સુમતિ સચિવ થઇ ધીર, પિંજરથી લીધો કીર;
કંઠ તંતુ છેદ્યો જ્યારે, મૂળ રૂપે થયો નૃપ ત્યારે. ૧૩

ઉલટીયો તિહાં ઉચ્છરંગ, હરખ્યા સહુ અંગો અંગ;
ઉઠી સસરો જમાઇ મળીયા, વિયોગનાં દુઃખડાં ટળિયાં. ૧૪

નિર્મળ નીરે કરી નવરાવે, નૂતન વેશ તેને પહેરાવે;
તાલ[૨] મૂરજ[૩] તંતી[૪] તિહાં વાજે, ગીત જ્ઞાને કરી નભ[૫] ગાજે. ૧૫

જિહાં તિહાં સુખ દાઈ શીલ, પાર્થિવ[૬] પામ્યો શીલથી લીલ;
એહવું જાણી શીલને પાળો, કંદર્પને[૭] દૂર ટાળો. ૧૬

અષ્ટાદશમી[૮] ઢાળ એ પભણી કનકસેનાના ચરિત્ર તણી;
નિયતિહરિ[×] સૂરિ પ્રભાવે, કાકોદરજી[૯] કહે ચિત્ત ચાવે. ૧૭

---

૧ દેશવટો. ૨ એક વાજિંત્ર. ૩ તબલા. ૪ વીણા. ૫ આકાશ. ૬ રાજા. ૭ કામદેવ. ૮ અઢારમી. ૯ નાગચંદ્રજી. × કર્મસિંહજી સ્વામી.

## દોહરા.

કનકાસને[૧] બેઠા બિહુ, શ્વસુર[૨] જામાતા[૩] સોત્સાહ[૪];
તૂરિ[૫] તણા નિર્ઘોષથી[૬], ગર્જે ગયણાંગણ[૭] તાહ[૮]. ૧

પુરજન કૌતક પેખવા, મળિયા થોકે થોક;
આનંદ ભર બેઠા સકળ, લોક અશોક જે કોક. ૨

એહવે રૂદ્ર મંજન કરી, આવે મઠમાં જામ;
નાગરિક જન ગણ પશી[૯], વિસ્મય પામ્યો તામ. ૩

કિમ એ નર ગણ આવીયો ?, પર્ણકુટિયે આજ;
પણ એતો આવ્યા હશે, મુજ દર્શનને કાજ. ૪

નિકટે આવ્યો જેટલે, કનકસેનને દીઠ;
સ્તબ્ધ થયો યોગી તદા, કરે આલોચ[૧૦] અનીઠ[૧૧]. ૫

જે મેં કીધો સૂવટો, ટાળી નર આકાર[૧૨];
તે કેણે કીધો મનુષ્ય? મંદ બુદ્ધિ આવાર. ૬

જેમ કરિવરે[૧૩] પીધી સૂરા[૧૪], જેમ પાખર્યો મૃગરાજ[૧૫];
તેમ યોગી છાકે ચડયો, જો જો જે કરે કાજ. ૭

---

૧ સોનાના આસને (સિંહાસને) ૨ સસરો. ૩ જમાઈ. ૪ ઉત્સાહ સહિત. ૫ વાજિંત્રના. ૬ નાદથી. ૭ આકાશ. ૮ તે વખતે. ૯ જોઈને. ૧૦ વિચાર. ૧૧ માઠા. ૧૨ શૂડો. ૧૩ હાથીએ. ૧૪ મદીરા–દારૂ, ૧૫ સિંહ.

## ઢાળ ૧૯ મી.

[ સુણ બ્હેની ! પીયુડો પરદેશી.–એ દેશી. ]

ચોગી વિદ્યાયે મયમંતો[૧], ધરતો ક્રોધ અત્યંતો રે;
ભીષણ[૨] રૂપ વિદ્યાયે ધરતો, ક્રૂર અમરને[૩] સમરતો રે;
જો જો વિષયથી વિષમ ગતિ પામે. એ ટેક. ૧
ત્રિકોણ[૪] શિર[૫] સ્થૂલ બાબરા[૬] કેરો, નાસિકા ચિપટી વેશે રે;
ઓષ્ઠ[૭] ઉષ્ટ્ર[૮] સમ કીલક દંતો[૯], મયંગલ પરે[૧૦] મગમંતો રે. જો૦ ૨
માંજારીવત[૧૧] દગ[૧૨] બિલ કર્ણો[૧૩], કાયા અંજન વર્ણો[૧૪] રે;
હૃદય શિલા સમ કૃશ[૧૫] કટિ[૧૬] જેહની, નસા વાધર સમ દેહની રે. જો૦ ૩
વટ[૧૭] શાખા સમ ભુજ કર અંગુલી, રોમ રાજિ[૧૮] તન અંજુલી[×] રે.
તાડ સમાન ઉંચી સ્થૂલ જંઘા, ઉત્તરાસંગે[૧૯] પન્નગા[૨૦] રે. જો૦ ૪
ડમરૂ ડાકથી શોર મચાવે, ભૂપાદિ કંપાવે રે;
ભુજાસ્ફોટ[૨૧] અટ્ટાટ્ટ[૨૨] હસંતો, મુખથી એમ જલ્પંતો[૨૩] રે. જો૦ ૫

---

૧ અહંકાર વાળો. ૨ ભયંકર. ૩ દેવને. ૪ ત્રણ ખૂણાં વાળું. ૫ મ્હોટું (માથું). ૬ વાંકડા. ૭ હોઠ. ૮ ઉંટ. ૯ ખીલા જેવા દાંતવાળો. ૧૦ હાથીની પેઠે. ૧૧ બિલાડી સરખી. ૧૨ આંખ. ૧૩ રાફડા જેવા કાન. ૧૪ કાળા વર્ણ વાળો. ૧૫ પાતળી ૧૬ કેડ--કમર. ૧૭ વડ. ૧૮ કેશનો જત્થો × નીચે લટકતો. ૧૯ ખંભે નાંખવાની પછેડી તરીકે. ૨૦ સર્પો. ૨૧ બાં થાપોડતો. ૨૨ ખડખડ. ૨૩ બડબડતો.

કેણે પાપીયે પિંજર લીધો, એહને નર કેણે કીધો રે;
શું મુજ કોઇ નવિ જાણો આદે ?, એમ બકે નાદે રે. જો૦ ૬
નૃપ ધીય[1] ધવ[2] શૂને મન થરકયાં, ઉત્તરે[3] અધર[4] ન ફરકયા રે;
રૌદ્ર પૌરષે ચઢયો મતવાળો, સમજે નહિ રઢીયાળો રે. જો૦ ૭
એહવે સુમતિ યંત્ર તે કહાડી, ખંડાખંડ કર્યું ફાડી રે;
ગોદડી ઓઢી દંડ લઈને, આવ્યો સજ્જ થઇને રે. જો૦ ૮
કહે સુમતિ રે રે દુર્મતીયા!, સાંભળ તું અવગતિયા રે;
મેં પિંજર લીધો નર કીધો, કહું તુજ પાસે પ્રસિદ્ધો રે. જો૦ ૯
જે હવે કરવું હોય તે કરજે, ઓછું કાંઇ મ ઉતરજે રે;
એમ તર્જિત વયણે તે કોપ્યો, ક્રોધ થકી દેહ રોપ્યો[5] રે. જો૦ ૧૦
પાદાહત[6] પૃથવી કંપાવે, ધાઇ સન્મુખ આવે રે;
તવ મંત્રી ગોદડી પ્રભાવે, યોગી સદૃશ થાવે રે. જો૦ ૧૧
સ્પર્ધાવંત તે બેહુ લડંતા, ઉપર હેઠ પડંતા રે;
તે દેખી જન અળગા નાશે, પાંશું[7] ઉડે આકાશે રે. જો૦ ૧૨
મંત્રીયે નિજ ભુજમાં ભીડયો, રૂદ્રને અતિશય પીડયો રે;
યોગીયે રૂપ વિકુર્વ્યા બહુલાં, સહસ ગમે પ્રતિ ફૂલાં રે. જો૦ ૧૩
સુમતિ પણ બહુ રૂપે થાવે, દંડ લઇને ધાવે રે;
જિહાં દેખે તિહાં દંડ લગાવે, યોગીને પીડા પમાવે રે. જો૦ ૧૪
તવ બહુ રૂપ કરી વિસરાલ, આવે યોગી દઇ ફાલ રે;
તવ સુમતિ ઝટા તેહની ઝાલી, ફેરવતો જેમ ફાલી[8] રે. જો૦ ૧૫

---

૧ દીકરી ૨ પતિ. ૩ જવાબમાં. ૪ હોઠ. ૫ ધમધમ્યો. ૬ પગ પછાડવાથી. ૭ ધૂળ. ૮ ફાળકો.

બીજા કરથી દંડ પ્રહારા, આપે સુમતિ અપારા રે;
યોગીની જે વિદ્યાઓ કાઢી, તે તો સઘળી નાઠી રે. જો૦ ૧૬

કરક કરડ હાડકાં તસ ભાંગે, પીડા પ્રભૂત તસ જાગે રે;
શોણિત[1]નાં તિહાં ઝરણાં ઝરતાં, મનુજ ચિત્તો ખળભળતાં રે. જો૦ ૧૭

યોગી ચિંત્તે મુજ યંત્ર અખંડે, તિહાં લગે આંચ ન પિંડે રે;
પણ સમજે નહિ યંત્ર ગુમાવ્યું, મરણ ત્વરિતે આવ્યું રે. જો૦ ૧૮

બળ ભાંગ્યું તે કદર્થ[2] ન સહેતો; ઉત્તાપન[3] મન લહેતો રે;
મૂર્છાગત પડિયો ભૂપીઠે, લાગે ભયાનક દીઠે રે. જો૦ ૧૯

રૌદ્ર ધ્યાન ને લેશ્યા માઠી, સુમતિ ઘટથી નાઠી રે;
કાળ સમય તે કાળ કરીને, પાપથી પિંડ ભરીને રે. જો૦ ૨૦

વાલુપ્રભા[4] પુઢવીયે પહોંતો, અસુરો[5] કને અતિ રોતો રે;
તાતી[6] પૂતળી અસુર કરાવે, આલિંગન દેવરાવે રે. જો૦ ૨૧

શીલ ખંડથી જિનવર ભાંખે, આપદ ઈહ ભવ ચાખે રે;
પર ભવ નરક નિગોદે જાવે, ઉંચે દોહિલો આવે રે. જો૦ ૨૨

દુષ્ટ જીવિત અલ્પાયુ પામે, પુત્ર વિયોગ સુખ વામે રે.
કુશીલ કર્મ કેમે નવિ છૂટે, ભવો ભવ દુઃખ નવિ ત્રુટે રે. જો૦ ૨૩

ચોથું વ્રત નિવૃત્તિ[7]નું કારણ, તેહનું કરો ભવિ ધારણ રે;
ઉરગજી[8] ઓગણીશમી ભાંખી, નિયતિહરિ સૂરિ શાંખી રે. જો૦ ૨૪

---

૧ લોહીનાં. ૨ માર. ૩ ખેદ. ૪ ત્રીજી નરક. ૫ પરમાધામી.
૬ અગ્નિસરખી ધગધગતી. ૭ મોક્ષનું ૮ નાગચંદ્રજી.

## દોહરાઃ-

છિન્નેંદ્રિય[1] દુર્ભાગ્યતા,[2] કુરૂપ નપુંસક રંડ;[3]
વંધ્યા[4] નિંદુ વિષ કન્યા, હોવે કુશીલ જગ ભંડ.[5] ૧
ધર્મ દ્રવ્ય ભક્ષણુ[6] કરે, પરનારીને પાપ;
જાય સાત વાર સાતમી, કહે જિનવર એમ આપ. ૨

### यतः-अनुष्टुप्-

त्रिभिर्वर्षैं स्त्रिभिर्मासै, स्त्रिभिः पक्षैस्त्रिभिर्दिनैः ।
यत्युग्र पुण्य पापाना,-मिहैव फलमश्नुते. ॥ १ ॥

### પૂર્વ દોહરા—

ક્ષિતિ મુગટ[7] કહે સુભટને, તેડી અંત્યજ[8] એક;
યોગી કલેવરને હવે, દૂર નંખાવો છેક. ૩
તેડી આવે નયરીમાં, દંપતીને સોચ્છાહ;
સુમતિને સહુ કો કહે, વાહ ! વાહ ! ભાઇ ! વાહ ! ૪
વાજીંત્રોના શબ્દથી, ગુંઝી રહ્યું આસમાન;
ચતુરા[9] મળી ચતુષ્પંથમાં,[10] ગાયન કરે ગુણજ્ઞાન. ૫
નૃત્ય કરે નૃત્ય કારિણી, પગ પગ નાટારંભ;
માનિની વધાવે મોતીયે, તારક છળનો[11] સંભ.[12] ૬
એમ પુરીમાંહે પરિવર્યા, આવ્યા નૃપને ગેહ;
દાન આપે યાચક પ્રત્યે, માનું ઉત્તમ મેહ. ૭

---

૧ છેદાયેલ ઇન્દ્રિયો. ૨ અભાગીયાપણું. ૩ વિધવાપણું. ૪ આંધળી. ૫ નિંદાપાત્ર-ભાંડ. ૬ ખાવું. ૭ રાજા. ૮ ચંડાળ. ૯ સ્રીઓ. ૧૦ ચોવાટામાં. ૧૧ જાણે આકાશમાંથી તારાઓ ખરતાં હોય ને! ૧૨ સમુદાય.

## ઢાળ ૨૦ મી.

[ ઝાંઝરીયા મુનિવર, ધન ધન તુમ અવતાર.—એ દેશી. ]

માતા પિતા તનયા તણુંજી, હસી પેખે મુખ ચંદ;
માસ એકે અતિ સુખ લહ્યું જી, પામ્યા પરમાનંદ;
ગુણવંતા સાજન ! પુણ્ય તણાં ફળ એહ. એ ટેક. ૧
કુશળાલાપ પૂછે સહુ જી, માંહો માંહે ધરી નેહ;
ભોજન કીધાં ભાવતાં જી, શુચિ રૂચિશું હતાં જેહ. ગુ૦ ૨
દિવસ વળ્યો સુરતરૂ ફળ્યો જી, વિયોગે કીધ વિહાર;
સુખ વિલસે શ્વશુર કુળે જી, કનકસેન સુખકાર. ગુ૦ ૩
કનકસેન મન ચિંતવે જી, જાઉં હવે મુજ રાજ;
માંગું અનુમતિ શ્વશુરપેં જી, કહી વચન સસમાજ[1]. ગુ૦ ૪
શીખ હવે અમને દીયો જી, જઇએ જિમ અમે ગેહ;
દિવસ થયા અમને ઘણા જી, કાર્યે આવ્યા થયું તેહ. ગુ૦ ૫
નરપતિ અતિ આગ્રહ કરે જી, રહો તુમે જીવન પ્રાણ !;
રહીશ નહિ ભૂધવ[2] કહે જી, ઘો આદેશ સુજાણ. ગુ૦ ૬
પ્રાત થયો ઉદયો રવિ જી, કનકસેન મહીરાણ[3];
શ્વશુર તણી આણા લહી જી, નિજ પુરે કર્યું પ્રયાણ. ગુ૦ ૭
સ્વલ્પ દળે[4] ચાલ્યા વહી જી, ક્રમતા ભૂમિ ઉચ્છાંહિ;
હવે શ્રોતા જન ! સાંભળો જી, જે કૌતુક હોવે આંહિં. ગુ૦ ૮
જોયણ વીશ ગયા જદા જી, દીઠો નયણે કુંજ;
મધ્યાહ્નને તિહાં વિશ્રમ્યા જી, પ્રજાપાળક પુણ્ય પુંજ. ગુ૦ ૯

---

૧ સભા વચ્ચે. ૨ રાજા. ૩ રાજા

પુષ્કરણી[1] હિત-કારિણીજી, ભૂનાથે તિહાં દીઠ;
વિટપ[2] વિચિત્ર વિરાજતાજી, ઉપકંઠે[3] ઉક્કિષ્ઠ. ગુ૦ ૧૦
અવનીપ[4] અશ્વથી ઉતર્યોજી, બાંધ્યો હય વટ છાંહી;
એહવે શાર્દૂલ[5] આવીયોજી, ફાલ દેતો વનમાંહિં. ગુ૦ ૧૧
સભય[6] થઈ નાઠા જનોજી, જીવિત લઇ દહ દિશ;
વટ ઉપર ચડીયો વહીજી, ભય પામી પૃથવીશ[7]. ગુ૦ ૧૨
કોટરમાં પેઠો ધસીજી, તન રક્ષાની ખંત;
સચિવ ભૂપની ભામિનીજી, પુષ્કરણી પેસંત. ગુ૦ ૧૩
નૃપ ન્યગ્રોધ[8] કોટર રહીજી, આડું અવળું નિરખંત;
વરૂણ[9] દિશાએ જાળિકાજી, તામ નિહાળી એકંત. ગુ૦ ૧૪
કલ્યાણપદની[10] જાળિકાજી[11], સુંદર જાસ સોપાન[12];
વિસ્મય પામી ઉતર્યોજી, કર કરવાળ પ્રધાન. ગુ૦ ૧૫
આગળ જાતાં પાતાળમાંજી, દીઠો એક આગાર[13];
સુણ્યો તિહાં ભૂમીશ્વરેજી[14], માનવનો ભણુકાર. ગુ૦ ૧૬
એ અસરાળ પાતાળમાંજી, એ શ્યો જન વિવાદ ?;
એમ ચિંતવતો આવીઓજી, તે સૌધે[15] આલ્હાદ. ગુ૦ ૧૭
તે સૌધ ઝટિત[16] સ્ફટિકનુંજી, મૂળ અભ્રસમ[17] શ્વેત;
સૌરભ્ય[18] પસરે કમળથીજી, સૌખ્યદ જનને હેત. ગુ૦ ૧૮

---

૧ રાજાએ. ૨ ઝાડ. ૩ પુષ્કરણીના કિનારે. ૪ રાજા. ૫ સિંહ. ૬ ભય સહિત. ૭ રાજા. ૮ વડવૃક્ષ. ૯ પશ્ચિમ દિશાએ. ૧૦ મોક્ષ સ્થાનની. ૧૧ બારી. ૧૨ પગથીયાં. ૧૩ ઘર. ૧૪ રાજાએ. ૧૫ મહેલ. ૧૬ સ્ફટિક રત્નથી જડેલ. ૧૭ વાદળ. ૧૮ સુગંધ.

નિરખ્યો તેહ નિકેતને[1]જી, દઈતા[2] યોગી પ્રચંડ;
પરસ્પરે ગાઢા લડેજી, કરી ઉર્ધ્વ ભુજદંડ. ગુ૦ ૧૯
દોય અતિ પૌરૂષ ચઢ્યાજી, રોષ ભર્યાં તસ અંગ;
ભાસ્યો કૌતુક ભૂપનેજી, જોવે તમાસો ઉત્તંગ. ગુ૦ ૨૦
અબળા કહે અબધૂતનેજી, રે રે ! સુણ નિર્લજ્જ !;
પર પ્રમદાની શી ઇચ્છાજી, રાખતો હોઈશ પરજ્જ[3] ?!. ગુ૦ ૨૧
રસ[4] રાતી કાતી[5] ગ્રહીજી, મદમાતી સ્વયમેવ;
પ્રમદાયે પૌર્ણિમને[6]જી, પંચત્વ[7] દિયો તતખેવ. ગુ૦ ૨૨
વિપીયર[8]જીએ વીશમીજી, વર્ણવી ઢાળ રસાળ;
સસ્નેહા સુરિજન ! સુણોજી, પુણ્યથી મંગળ માલ. ગુ૦ ૨૩

દોહરાઃ—

અદ્ભુત કૌતુક જોઇને, આવ્યો નારી સમીપ;
દીઠી મદન[9] દીપાલિકા[10], જગ મગ ભૂષણ દીપ. ૧
ઉત્તમ પુરૂષ વિલોકીને, બાળા કરે પ્રણામ;
પ્રમદાને પૂછે સકળ, યોગી તણો વિરામ[11]. ૨
તવ તરૂણી ભૂધવ પ્રત્યે, ભાંખે ચરી સ્વકીય;
રત્નપુરી રળિયામણી, શક્રપુરી[12]ને જીય[13]. ૩

---

૧ ઘરમાં. ૨ સ્ત્રી. ૩ અધમ !. ૪ ક્રોધથી. ૫ છરી. ૬ યોગીને. ૭ મરણને શરણ કર્યો. ૮ નાગચંદ્રજીએ. ૯ કામદેવ. ૧૦ જગાડનાર. ૧૧ મરણ સુધીની હકિકત. ૧૨ ઇન્દ્રપુરીને. ૧૩ જીતે.

નૃપતિ તિહાં જયસિંહપતિ, પાળે રાજ્ય અખંડ;
આવીને કેઇ નમ્યા, પુહવીપાળ[1] પ્રચંડ. ૪
લલના તાસ લિલાવતી, લાવણ્ય રૂપ નિધાન;
રતિપતિ[2] એહની આગળે, નીરસી* રતિ× સમાન. ૫
ઈંદુમતિ હું પુત્રિકા, જિનધર્મી જગ જાણી;
જોવન જળકયું દેહ પર, શારદ રૂપ સમાણી. ૬
સજની[3] સંગે નિશદિને, કરતી નવ નવ ખ્યાલ;
હાસ્ય વિનોદ વિવિધ પરે, દઈ કરતલ આસ્ફાલ. ૭
એક દિવસ પુરી પરિસરે, આવ્યો યોગી વિખ્યાત;
સુગુણા સાંભળજો હવે, નિપટ રસીલી વાત. ૮

## ઢાળ ૨૧ મી.

[ તુને કાન બોલાવે હો, નવરંગ ચૂડાવાળી.—એ દેશી. ]

તરૂણ વર્ષ દ્વાત્રિંશનો[4] યોગી, તન સુભ્રમ[5] સુહાયો;
બ્રહ્મલોકથી મહર્ષિ માનું, અવની ઉપર આવ્યો;
રૂડે રંગે ધરીને રાજ !, નિસુણો વાત સયાણા !. એ ટેક. ૧
ભદ્રક ભાવિ જે નર નારી, મળી યોગી સન્માન્યો;
કલિમલ કંદ નિકંદન કરવા, વજ્ર સમો પહિચાન્યો. રૂ૦ ૨
વિવિધ પ્રકારે તપ આચરતો, જન મન રંજન કરવા;
આસન વાળે સમાધિ ચઢાવે, કેવળ દુભ્ભર ભરવા. રૂ૦ ૩

૧ રાજાઓ. ૨ કામદેવ અને તેની સ્ત્રી રતિ બન્ને દંપતી ઉપરોક્ત રાજા રાણી પાસે. ૩ સખીઓ. ૪ બત્રીશ વર્ષનો. ૫ સુંદર.
* તુચ્છ. × ચણોઠી.

ક્રીડા કરવા સૈયરો સંગે, તે વનમાંહિ ખુશાલી;
રૂપ રસાળી ઝાક ઝમાળી, યોગીયેં મુજને ભાળી. રૂ૦ ૪

દુષ્ટે દષ્ટિ બંધ કરીને, અપહરી મુજ સપરાણી[1];
બાજ ચટક[2] તણી પરે તેણે મુજને, એહ આગારે આણી. રૂ૦ ૫

લટપટ અટપટ વયણે કરતો, છાક ચઢ્યો મતવાળો;
મેં ઘણુંએ તેને સમજાવ્યો, સમજે નહિ રઢિયાળો. રૂ૦ ૬

ફોસલાવે અતિ યોગી મુજને, પણ હું તસ વશ નાવી;
તવ યોગી દો વસ્તુ અમૂલક, આપી મુજ લલચાવી. રૂ૦ ૭

હાર એ નૂતન રૂપ કરણનો, દેવદત્ત[3] અભિનેરો;
બીજાં એ ગ્રીવે[4] પહેર્યાથી, ઇચ્છિત દાયક ઢેરો. રૂ૦ ૮

યોગી વયણ સુણી મેં ભાંખ્યું, શીલ ન ખંડું એ માટે;
કહો કોણ વ્હેંચે મૂર્ખ શિરોમણિ, અરહટ[5] પૂપા[6] સાટે ?. રૂ૦ ૯

રે યોગી ! તું શાસ્ત્ર વિલાસી, ફોગટ કાં હઠ તાણે ?;
વ્હેંચી ગાંઠ તણી ઉંઘડલી, ઉજાગરો કોણ આણે ?. રૂ૦ ૧૦

વેદ[7] વયણ ધારક ત્રિય વારક[8], કિમ સેવે પરદારા ?;
ભોગવતાં નિર્ધારા[9] સારા, એહનાં ફળ છે ખારાં. રૂ૦ ૧૧

તું તો ઉત્તમ યોગી કહાવે, નાવક[10] વિષયા[11] અરાતિ;
પરદારા પાવક[12]માં પગલાં, દેતાં કિમ વહે છાતી ?. રૂ૦ ૧૨

---

૧ અચાનક. ૨ ચકલો. ૩ દેવે આપેલો. ૪ ગળામાં. ૫ પાણીનો રેંટ. ૬ માલપૂવા ૭ વેદ શાસ્ત્ર. ૮ સ્ત્રીને તજનાર. ૯ નિશ્ચય છે. ૧૦ ટાળનાર. ૧૧ શત્રુ. ૧૨ અગ્નિમાં.

અહિલ્યા માટે ઇંદ્રને શ્રાપ્યો, ગૌતમ ઋષિયે જાણો;
થયો ત્રિદશપતિ[1] શત ભગચિન્હે[2], કહે એમ પ્રગટ પુરાણો. રૂ૦ ૧૩
જેહ ચવાણુ[3] આરોગે તે જન, ચુંગં[4]ધરી ન નિહાળે;
નીચે વાહને કેમ ચડે તે?, જે ચઢીયા શુંઢાળે[5]. રૂ૦ ૧૪
યોગી વચણુ સુણીનેં મ્હારાં, ગાઢો દ્વેષે ભરાણો,
રહેવા દે એ લટપટ ત્હારી, નહિંતર થાશે હાણો. રૂ૦ ૧૫
તવ મુજ શીલ વિખંડન કરવા, આવ્યો આણુ ઉલ્લંઘી;
તવ મેં શીલનું રક્ષણુ કરવા, માર્યો એ અડભંગી[6]. રૂ૦ ૧૬
કુમરી કહાણી સુણીને ભૂપતિ, શીલ સુરંગી જાણી;
ઇંદુમતિને સંભળાવી નિજ, આગમની[×] આખાણી[*]. રૂ૦ ૧૭
ઇંદુમતિ રંજિત થઇ જંપે, અહો ઉત્તમ! મુજ પરણી;
જગત સુહંકર! રે નર શેખર!, કરો હવે મુજ ઘરણી. રૂ૦ ૧૮
એકવીશમી એ ઢાળ ઢળંતી, હ્રાલાપજી[7] ભાંખી;
નિયતિહરિ સૂરિ રાજ પ્રસાદે, શીલ સુધારસ ચાખી. રૂ૦ ૧૯

દોહરા:—

ગાંધર્વ વિવાહે તિહાં, પરણ્યો પૃથ્વીનાથ;
કનકસેન તવ ચાલિયો, હાર ત્રિયા લઇ સાથ. ૧
વટ કોટરથી નીકળ્યા, ભામિની ને ભરથાર;
થયો પલાયન સિંહ તે, ભય વિસરાલ તે વાર. ૨

---

૧ ઇન્દ્ર. ૨ સો યોનિનાં ચિહ્ન. ૩ લાપસી. ૪ જુવાર. ૫ હાથી. ૬ ઉલ્લંઠ. × આવવાની. * હકિકત. ૭ નાગચંદ્રજી.

રાણી મંત્રી વાપીથી[1], નીકળી આવ્યા તત્ર;
માનવ પણ આવ્યા સકળ, સર્વ થયા એકત્ર. ૩
મંત્રી પ્રમુખ મન ચિંતવે, એ કુણ નૂતન નાર?;
ભૂપે વ્યતિકર તેહનું, કહ્યું કરી વિસ્તાર. ૪
વસુધાપતિનાં વયણથી, વિસ્મિત થયા તમામ;
કરીને રંગ વધામણાં, ચાલ્યા પ્રાતે તામ. ૫
દીઠાં નયણે અનુક્રમે, નિજ પુરીનાં અહિઠાણ[2];
શુદ્ધિ પામી પુર જનો, ભેટયા જઈ મહીરાણ[3]. ૬
સન્માની સઘળી પ્રજા, ભૂપે લહ્યો આનંદ;
કુશળ પ્રશ્ન પામ્યા સહુ, ઉદિત[4] ઉલ્લાસ અમંદ. ૭
પ્રભૂત આડંબરે આવીયા, ભૂપતિ નિજ દરબાર;
રાજસભામાં વિરાજિયો જિમ નિષધે[5] દિનકાર[6]. ૮

## ઢાળ ૨૨ મી.

( લાલ પિયારીનો સાહેબોરે. એ દેશી. )

અર્થી[7] અર્થ[8] સંતોષીયારે, ઉદિત[9] થયા તે અનંતરે લાલ;
અર્થીણીયે[10] નવ ઓળખ્યારે, નિજ ઘર આવ્યા કંતરે લાલ;
પુણ્ય પ્રબળ કનકસેનનાં રે. એ ટેક. ૧

૧ વાવડીમાંથી. ૨ નિશાનો. ૩ રાજાને. ૪ પ્રગટયો. ૫ નિષેધ નામના પર્વત ઉપર. ૬ સૂર્ય. ૭ યાચકો. ૮ અન્ન, ધન અને કપડાં વિગેરેથી. ૯ ઝાકઝમાલ. ૧૦ યાચકની સ્ત્રીઓએ.

નિજ ઉપકારી સચિવને રે,
દઈ રત્નાદિક ક્રોડ રે લાલ.
ક્ષણુ એકમાં એહવું કર્યું રે,
નૃપ કોઇ ન કરે હોડરે લાલ. પુ૦ ૨
સંકટ વેળા સહાયતા રે,
કરે મનુષ્ય જે કોયરે લાલ;
એ ગુણુને નવ ઓળવે રે,
દાસી જાયો તોય રે લાલ. પુ૦ ૩
સભાસદોને વિસર્જિયા રે,
પહોંતા આપ નિવેશ[૧] રે લાલ;
પુણ્ય નિકર[૨] નિકેતને[૩] રે,
આવ્યો કનક નરેશ રે લાલ. પુ૦ ૪
દેવ દોગુંદકની[૪] પરે રે,
વિલસે ભૂપતિ ભોગ રે લાલ;
રામા[૫] રામ[૬] નિરોગતા રે,
લહિયે પુણ્ય સંજોગ રે લાલ. પુ૦ ૫
કનકસેના ને ઇંદુમતિ રે,
પ્રીતિ પ્રબળી અન્યો અન્યરે લાલ;
ચંદ ચકોરા કેકી[૭] ઘન[૮] પરેરે,
હળી મળીને રહ્યું મનરે લાલ. પુ૦ ૬

---

૧ ઘેર. ૨ પુણ્યના સમૂહ રૂપ. ૩ ઘરમાં. ૪ ઇન્દ્રના પુત્ર સ્થાને રહેલા દેવો દોગુંદક દેવ ગણાય છે, તેની પેઠે. ૫ સુંદર સ્ત્રી. ૬ આરામ–બગીચો. ૭ મોર. ૮ મેઘ.

એકદા રાણી જુગલ ભુનાથનીરે,
રાયને વીનવે સાંભળો નાહરે ! લાલ;
દીશે ધર્મ ઘણા ભૂતળ વિષેરે,
તેમાં જૈન ધર્મ વાહ વાહ! રે લાલ. પુ૦ ૭
અલખ[1] નિરંજન[2] પરમેશ્વરૂ રે,
ચિદાનંદ અરિહંત રે લાલ;
વિરમ્યા દોષ અઢારથી રે,
જે સર્વજ્ઞ શિવ–કંતરે[3] લાલ. પુ૦ ૮
એહવા જિનને ભાવે સેવતાં રે,
કર્મ કરીનો નિખોડરે લાલ;
હરિહર બ્રહ્મા વિષ્ણુ મહેશ્વરારે,
ન કરે તેહ પ્રભુની હોડ રે લાલ. પુ૦ ૯
રામા રંગે રાચ્યા રહે રે,
જે માચ્યા પર પરણિત[4] રે લાલ;
તે કેમ તરશે તારશે રે !,
વારશે અઘ[5] નહિ ગર્વિત રે લાલ. પુ૦ ૧૦
પ્રભુ તો પ્રેમદા[6] સંગે નવિ રહે રે,
ન ધરે શસ્ત્ર ન ચઢે વાહન[7] રે લાલ;
સંગીત નાટક પૂજા નવિ ગમે રે,
વેદ વિકાર રહિત ભગવાનરે લાલ. પુ૦ ૧૧

---

૧ છદ્મસ્થ આત્મા જેનું સ્વરૂપ જાણી શકે તેવા. ૨ કર્મરૂપ અંજન–મેલ રહિત. ૩ મુક્તિરૂપી સ્ત્રીના પતિ. ૪ પુદ્ગલિક સુખમાં. ૫ પાપકર્મ. ૬ સ્ત્રી. ૭ હાથી ઘોડા વિગેરે.

અંગે અંગી[1] ન ધરે પરમેશ્વરૂ રે,
નવ ઇચ્છે દીપકને ધૂપરે લાલ;
અકળ અરૂપી તે પરમાતમા રે,
તો કેમ પૂજાએ અરૂપરે? લાલ. પુ૦ ૧૨

કાષ્ઠ[2] લેષ્ઠુ[3] ધાતુ પ્રતિમા કરી રે,
તેહને અજ્ઞાની કહે દેવ રે લાલ.
ભાવ મિથ્યાત્વી તેહની આગળે રે,
નૃત્ય કરે પૂજા ને સેવ રે લાલ. પુ૦ ૧૩

દગશું[4] ન દેખે કર્ણે[5] ન સાંભળે રે,
નહિ નાસિકા ચલણુ[6] પ્રચારરે લાલ;
જેહને કારિગરોએ બનાવિયા રે,
તે પ્રભુ કેમ ઉતારે પાર રે? લાલ. પુ૦ ૧૪

પંચ મહવ્વય[7] ધારી ગુરૂ કહ્યારે,
જે નિર્મમ ને છે નિર્માય રે લાલ;
તેહ સાધે અપવર્ગને રે,
જે નિર્વાંછક મુનિરાય રે લાલ. પુ૦ ૧૫

ક્ષાંત્યાદિક યતિ ધર્મના રે;
નાયક દાયક નાણુ રે લાલ;
સંસાર સમુદ્રથી તારવા રે,
સદ્ગુરૂ વહાણુ સમાન રે લાલ. પુ૦ ૧૬

---

૧ કપડાં અને ઘરેણાં વિગેરેની રચના. ૨ લાકડાની. ૩ માટીના ઢેફાની. ૪ આંખથી. ૫ કાને. ૬ સુંઘવાનો ૭ મહાવ્રત.

દુર્ગતિ પડતાં જંતુને રે,
ધરી રાખે તે ધર્મ રે લાલ;
કષ્ટો કાપે આપે સન્મતિ રે,
તેહ કરો તજી ભર્મ રે લાલ. પુ૦ ૧૭
એ ત્રણ તત્ત્વ સાચાં કરી રે,
અહો વિભુ! ધારો હૃદયની માંય રે લાલ;
લલિત એ નિસુણી ઉપદેશને રે,
પ્રતિબોધ પામ્યો નરરાય રે લાલ. પુ૦ ૧૮
ધર્મ કરો સવિ ભવિ જનો રે!,
હૃદય કરી ઉજમાળ રે લાલ;
નિયતિહરિ સૂરિ સન્નિધે રે,
સામજ[૧] કહે બાવીશમી ઢાળ રે લાલ. પુ૦ ૧૯

દોહરાઃ—

દયા પળાવે દેશમાં, માંડે શત્રુકાર[૨];
શ્રાવક ધર્મ તણી ક્રિયા, શીખે વિવિધ પ્રકાર. ૧

ઉભય કાળ પ્રતિદિન કરે, પ્રતિક્રમણ મન પ્રીત;
પરમેષ્ઠિ પદ નિત્ય જપે, ભાવે ભાવના ચિત્ત. ૨

એક દિન છંદ[×] પૂરી કરી, બેઠો અવનીનાથ[૩];
એહવે એક નર આવીને, પ્રણમે જોડી હાથ. ૩

સ્વામી! આપણી સીમમાં, આવ્યો શ્વેત સામજ[૪];
પ્રભુ! પધારો તેહને, લેવા થઇને સજ્જ. ૪

---

૧ નાગચંદ્ર, ૨ દાનશાળા. ૩ રાજા. × સભા. ૪ હાથી.

પરિકર[૧] નિકર[૨] લઈ કરી, ચાલ્યો નૃપ ઉછરંગ;
અનુક્રમે તે આવીયા, સીમાને અનુખંગ[૩]. ૫
અરણ્ય[૪] તણા મધ્ય ભાગમાં, સુભગ[૫] સરોવર એક;
નિર્મળ નીરે પૂરીયું, પંકજની[૬] બહુ બહેક[૭]. ૬
તસ નિકટે ડેરા દીયા, કીધો કટક[૮] પડાવ;
મેલે ભટને મહીપતિ, કરી[૯] લેવાને તાવ[૧૦]. ૭
ભૂપતિ સુમતિ કરી અદન[૧૧], બેઠા સરોવર તીર[૧૨];
સર[૧૩] શોભા જોવે બિહું, વાયે મંદ સમીર[૧૪]. ૮
કરતા વાતો વિનોદમાં, મંત્રીશ્વર ને રાય;
જો જો હવે જંગલ વિષે, મંગળ માળા થાય. ૯

## ઢાળ ૨૩ મી.

[ માળી કેરે બાગમેં, દોય નારિંગ પક્કે રે લોલ—એ દેશી. ]

એહવે રવિ મંડળ[૧૫] નભે[૧૬], આવ્યો છે મધ્યે રે લોલ;
અહો આવ્યો છે મધ્યે રે લોલ, તેહવે એક મુનિ દૂરથી;
આવત તે દરધ્યે[૧૭] રે લોલ. અહો આ૦ ૧

---

૧ કુટુંબ પરિવારનો. ૨ સમુદાય. ૩ નજીક. ૪ જંગલ. ૫ સરસ. ૬ કમળ-ફુલની. ૭ સુગંધ. ૮ સેના. ૯ હાથી. ૧૦ ત્યારે. ૧૧ ભોજન. ૧૨ કિનારે. ૧૩ તળાવ. ૧૪ પવન. ૧૫ સૂર્યનો માંડલો. ૧૬ આકાશે. ૧૭ રસ્તે.

આતપ પાવક[૧] જેહવો,
બહુ તિહાં પર ઝળતો રે લોલ; અહો તિ૦
પદ[૨] ન દેવાએ પૃથવીયે,
વ્રતધર મુનિ ભમતો રે લોલ. અહો વ્ર૦ ૨
ખુલ્લાં પયતલ[૩] જેહનાં,
ઉન્હી વાળુકારે લોલ; અહો ઉ૦
પૂરણ ખંતી[૪] પાત્ર તે,
પલ[૫] શોણિત[૬] શૂક્રાંરે લોલ. અહો પ૦ ૩
ભગ્ન[૭] શકટ[૮] પરે જેહનાં,
ખડ હડતાં અસ્થિ[૯] રે લોલ; અહો ખ૦
ક્રોહાદિક[૧૦] ચિહું[૧૧] સિંધુને[૧૨],
પીવા તે અગસ્તિ[૧૩] રે લોલ. અહો પી૦ ૪
પિયર[૧૪] શુદ્ધા છ કાયના,
ચાલે દૃગ નીચે રે લોલ; અહો ચા૦
જયણાયે પદ તે ઠવે,
સ્વેદે ભૂમિ સિંચે રે લોલ. અહો સ્વે૦ ૫
ધન્ય મુનિ જગ એહવા,
પરનું હિત વાંછે રે લોલ; અહો પ૦

---

૧ અગ્નિ. ૨ પગ. ૩ પગનાં તળીયાં. ૪ ક્ષમા. ૫ માંસ. ૬ લોહી. ૭ ભાંગેલા. ૮ ગાડાની પેઠે. ૯ હાડકાં. ૧૦ ક્રોધાદિક—ક્રોધ, માન માયા અને લોભ. ૧૧ ચાર. ૧૨ સમુદ્રને. ૧૩. અગસ્ત્ય ઋષિ. ૧૪ માતા પિતા.

જાણે કાયા એ કારિમી,

તન તાપે ભ્રાંછે[1] રે લોલ. અહો ત૦ ૬

જે અવસર સુખી જીવડા,

બેસે શીતળ ઠામે રે લોલ; અહો બે૦

તે સમે વિચરે સંયમી,

તે ન્યાયે શિવ પામે રે લોલ. અહો તે૦ ૭

તે મુનિ આવે સંચર્યો,

તપ જપથી પૂરો રે લોલ; અહો ત૦

માનું આવે નૃપ કને,

પુણ્ય પુંજ સનૂરો રે લોલ. અહો પુ૦ ૮

સર નિકટે વટ વિટપને,[2]

નીચે મુનિ આવ્યા રે લોલ; અહો ની૦

પ્રાસુક[3] સ્થાનક જોઇને,

ઉપગરણને ઠાવ્યાં રે લોલ. અહો ઉ૦ ૯

ઉભો ધ્યાનની તાલીમાં,[4]

દગ નાસાયે[5] સ્થાપી રે લોલ; અહો દ૦

સાક્ષાત પ્રતિમા ઉપશમ,-

રસની તે વ્યાપી રે લોલ. અહો ર૦ ૧૦

એહવા મુનિને દેખીને,

ભૂપ મંત્રી હરખ્યા રે લોલ; અહો ભૂ૦

---

૧ તપે. ૨ વડ વૃક્ષને. ૩ નિર્દોષ-નિર્જીવ. ૪ ધૂનમાં. ૫ નાકની દાંડી ઉપર નજર.

ગુણ મણિ રોહણ[1] મુનિવરૂ,
વૈરાગી પરખ્યા રે લોલ. અહો વૈ૦ ૧૧
જંગમ તીરથ ભેટવા,
નૃપ મંત્રી ઉલ્લાસે રે લોલ; અહો નૃ૦
અંબર[2] છેડા મુખ દઈ,
આવ્યા મુનિ પાસે રે લોલ. અહો આ૦ ૧૨
એટલે તે ગુણ ધર ગુરૂ,
કાઉસગ્ગથી વિરમ્યા રે લોલ; અહો કા૦
પંચ અભિગમ સાચવી,
પંચાંગથી[3] પ્રણમ્યા રે લોલ. અહો પં૦ ૧૩
ધર્માશીષ મુનિ દિયે,
બેઠા તે નિવેશ રે લોલ; અહો બે૦
મિષ્ટ મંજુલ[4] ગિરા[5] થકી,
પ્રારંભે ઉપદેશ રે લોલ. અહો પ્રા૦ ૧૪
જીવિત તટિની[6] પૂર જ્યું,
નટપેટક[7] સયણા રે લોલ; અહો ન૦
શરદ અભ્રસમ[8] ઈંદિરા[9],
આપદે નહિ શરણાં રે લોલ. અહો આ૦ ૧૫
ધર્મ વિના ઇણ જીવડે,
સહ્યાં દુઃખ ઘણેરાં રે લોલ; અહો સ૦

---

૧ રોહણાચળ પર્વત. ૨ કપડું. ૩ પાંચ અંગ નમાવીને. ૪ મીઠી. ૫ વાણીથી. ૬ નદીનો. ૭ નટ વેષ. ૮ શરદ ઋતુનાં વાદળાં. ૯ લક્ષ્મી.

લક્ષ ચોરાશી યોનિમાં,
ફરિયો બહુ ફેરા રે લોલ. અહો ફ૦ ૧૬
એમ ભમતાં ઇણુ જીવડે,
ભવિતવ્યને યોગે રે લોલ; અહો ભ૦
મણુઅ[1] નિવાસ પુરી લહી,
ફસિયો તિહાં ભોગે રે લોલ. અહો ફ૦ ૧૭
ક્રોધાદિક વસેં જઈ પડ્યો,
ગ્રંથી ભેદ[2] ન કીધો રે લોલ; અહો ગ્રં૦
સપ્ત[3] જે પાપપુરી[4] તણી,
તેણે વાટજ લીધી રે લોલ. અહો તે૦ ૧૮
તે ભણી ભીમ[5] ભવોદધિ[6],
તારણ એક ધર્મ રે લોલ; અહો તા૦
બાળે ઉપશમ[7] અગ્નિથી,
સમિધ[8] સમ કર્મ રે લોલ. અહો સ૦ ૧૯
એમ સુણી મુનિ દેશના,
હરખ્યો તે નરિંદો રે લોલ; અહો હ૦
ઉદય થયો સમકિતનો,
અંતરંગ[9] દિણુંદો[10] રે લોલ. અહો અં૦ ૨૦

---

૧ મનુષ્ય. ૨ મિથ્યાત્વ રૂપ ગાંઠનો ભેદ—ગાંઠનું છૂટવું અર્થાત્ સમકિતની પ્રાપ્તિ થવી તે. ૩ સાત. ૪ નરકપુરી. ૫ ભયંકર. ૬ સંસાર રૂપ સમુદ્ર. ૭ શાંતિ રૂપ. ૮ ઈંધણ—બળતણ. ૯ અંતરાત્મામાં. ૧૦ સૂર્ય.

ઢાળ ઢળંતી ત્રેવીશમી,

ફણિનૃજી[1] ગાઇ રે લોલ; અહો ફ૦
નિયતિ હરિ સૂરિ સેવથી,
લહિયે ચતુરાઈ રે લોલ. અહો લ૦ ૨૧

દોહરા:—

કર કૈરવ[2] જોડી નમી, પૂછે મુનિને રાય;
તરૂણ પણે કિમ વ્રત ગ્રહ્યું ?, તે કહો કરી સુપસાય. ૧
લલિત[3] ગિરાયે મુનિ કહે, સાંભળો મહાનુભાવ[4] ?;
ચિત્રકારી[5] મુજ ચરિત્ર જે, સંભળાવું ચિત્ત ચાવ. ૨
એહ ભૂગોળની[6] ઉપરે, નયર **ચંદ્રપુર** એક;
વિમળાચંદ્ર તિહાં નરપતિ, ન્યાયી શૂર વિવેક. ૩
ન્યાયવંતને બંધુ પરે, જાણે તેહ નરિંદ;
પરરામાથી[7] પરંમુહો[8], ગુણ ગણ કેરો વૃંદ[9]. ૪
રાણી **ચંદ્રપ્રભા** ભલી, પાણી[10] પદ્મ[11] સમાન;
ખાણી ગુણ સોહગ[12] તણી, વાણી કોકિલ[13] માન. ૫
રાયહાણી[14] કંદર્પની[15], પહિચાણી મુખચંદ;
રીશાણી દોષાવલી, જાણી દગ્ અરવિંદ[16]. ૬

---

૧ નાગચંદ્રજી. ૨ કમળ. ૩ સુંદર. ૪ દેવોને પ્રિય. ૫ આશ્ચર્ય પમાડનાર. ૬ પૃથ્વી મંડળ ઉપર. ૭ પરસ્ત્રીથી. ૮ વેગળો. ૯ સમુહ. ૧૦ હાથ. ૧૧ કમળ-ફૂલ. ૧૨ સૌભાગ્ય. ૧૩ કોયલ. ૧૪ રાજધાની ૧૫ કામદેવની. ૧૬ આંખ રૂપ કમળ.

અતિ પ્રીતે તે દંપતી, ભોગવે પુણ્ય પ્રકાશ;
દોગુંદક[1] નિર્જર પરે, વિલસે સુખ વિલાસ. ૭
વિમળચંદ્ર નૃપ એકદા, બેઠો સભા મુઝાર;
એહવે જે કૌતુક થયો, તેહ સુણો સુવિચાર. ૮

## ઢાળ ૨૪ મી.

[ કંત તમાકુ પરિહરો—એ દેશી. ]

હવે પરિચ્છદે[2] આવીયો, વાડવ[3] નામે મુકુંદ; મેરે લાલ.
ણુમી ઉપહારે[4] ધર્યું, અમૃત ફળ અમંદ[5]; મેરે લાલ.
ધિક્ ધિક્ ધણુના[6] સ્નેહને!. એ ટેક. ૧
વમળચંદ્ર વાડવ પ્રત્યે, પૂછે ફળનું નિદાન[7]; મે૦
વેપ્ર કહે વસુનાથને[8], સાંભળ અહો રાજન! મે૦ ધિ૦ ૨
તની વિપ્ર હું આંહિંનો, મુકુંદ મહારૂં નામ; મે૦
વન વર્જિત તર્જિત જને, પહોંતો હરસિદ્ધિ[9] ધામ[10]. મે૦ ધિ૦ ૩
કરી ઉપાસના દેવીની, કહે મુજને સંતુષ્ટ. મે૦
માગ માગ તવ મેં કહ્યું, હરો દરિદ્રતા દુષ્ટ. મે૦ ધિ૦ ૪
તવ અમૃત ફળ એ દિયું, વર્ણવી કહ્યો ગુણ તાસ; મે૦
ખાતાં નિરામય[11] તન રહે, થાયે જરાનો નાશ. મે૦ ધિ૦ ૫

---

૧ દેવ. ૨ સભામાં. ૩ બ્રાહ્મણ. ૪ ભેટમાં. ૫ ઉત્તમ. ૬ સ્ત્રીના. ૭ મુળ કારણ. ૮ રાજાને ૯ એ નામની માતા. ૧૦ મંદિર. ૧૧ રોગ રહિત.

પ્રમુદિત પણે મેં ફળ લઈ, રજ્જુ કર્યું તુમ આય; મે૦
લીધું ફળ હર્ષિતપણે, પારિતોષ[૧] દિયે રાય. મે૦ ધિ૦ ૬
પ્રભૂત દાન ભૂદેવ લહી, રંજિત થઈ ગયો ગેહ; મે૦
ઉર્વીપ[૨] ઉઠી આવીયો, ધણુ[૩] પાસે ધરી નેહ. મે૦ ધિ૦ ૭
અતિ પ્રેમે પ્રમદા પ્રત્યે, અર્પ્યું હરખેણ; મે૦
શીર્ષ[×] ચઢાવીને લિયું, ભૃત[૪] પિયૂષ[૫] કરી નેણ[૬]. મે૦ ધિ૦ ૮
ગજપાળક[*] એક રાણીનો, છે પ્રિયંકર[૭] ચાર; મે૦
દંતી[૮] સહાયથી આવતો, વાતાયનથી[૯] આગાર[૧૦]. મે૦ ધિ૦ ૯
થઈ આસક્ત સા તેહશું, વિલસે ભોગ અનુપ; મે૦
પ્રીતિ પય[૧૧] પાણી પરે, ભોળો ન જાણે ભૂપ. મે૦ ધિ૦ ૧૦
પ્રૌઢ પ્રીતિના યોગથી, નૃપ–દત્ત અમૃત ફળ; મે૦
દીધું કુંતારને[૧૨] હેજથી, રાણી રહિત અકલ. મે૦ ધિ૦ ૧૧
મહાવત ફળ લઇ પ્રાતનો[૧૩], આવ્યો ગણિકાગાર[૧૪]; મે૦
વિષય કટારી વિભાવરી[૧૫], વિષયી જનની નાર. મે૦ ધિ૦ ૧૨
ગણિકા કણિકા[૧૬] રચણની, લાવણ્ય અણીકા[૧૭] સમાન; મે૦
સ્નેહયંત્ર ક્ષણિકા[૧૮] સમી, પ્રગટ કપટ નિધાન. મે૦ ધિ૦ ૧૩

---

૧ ઇનામ. ૨ રાજા. ૩ સ્ત્રી. ૪–૫–૬ અમી ભરી દૃષ્ટિ. ૭ વ્હાલો. × માથે ચઢાવીને. ૮ હાથીની. ૯ ગોખેથી ૧૦ મહેલમાં. * માવત. ૧૧ દૂધ. ૧૨ હાથીનો માવત. ૧૩ સવારમાં. ૧૪ ગણિકાને ઘેર. ૧૫ રાત્રિ. ૧૬ ભંડાર. ૧૭ સેના–સમૂહ. ૧૮ ચટકો.

यतः—उपजाति-

माया करंडी नरकस्य हुंडी, तपो विखंडी सुकृतस्य भंडी।
नृणां विखंडी चिरसेविता चेद्, वृथा गतं तस्यनरस्य जीवनम् ॥१॥

પૂર્વ દોહરા:-

સ્નેહ વશે મહાવત દિયે, તેહ અમૃત ફળ તામ; મે૦
પ્રમુદિત પણે [1]પણ્યાંગના, લીધું ફળ ઉદ્દામ. મે૦ ધિ૦ ૧૪
નાયકા [2]ભૂનેતા કને, ભેટ ધર્યું ફળ એન; મે૦
ફળ ઓળખી નૃપ પૂછતો, આપ્યું તુજને કેણ ?. મે૦ ધિ૦ ૧૫
ગણિકા કહે માવતે દિયું, અવર ન જાણું ભેદ; મે૦
ગુણકારી જાણી વિભુ !, દીધું આણી ઉમેદ. મે૦ ધિ૦ ૧૬
[3]કુંભિપાળકને તેડીને, પૂછે ફળ અવદાત; મે૦
[4]દર્પ હૃદયમાં ધારીને, [5]આખી સઘળી વાત. મે૦ ધિ૦ ૧૭
વાણી સુણી મહાવત તણી, ચિંતે એમ રાજન; મે૦
[6]સહી તો મારી માનિની, થઈ એહ શું ગુલતાન. મે૦ ધિ૦ ૧૮
નહિ તો કિમ એ ફળ દિયે ?, પ્રીતિ તણી એ રીત; મે૦
લલના લુબ્ધાણી ખરી, કરી મહાવતથી પ્રીત. મે૦ ધિ૦ ૧૯
એહને તો હું જાણતો, સુકુલિણી શિરદાર; મે૦
પણ એ કુલટા નીવડી, નિઃસ્નેહી એ નાર. મે૦ ધિ૦ ૨૦
અહો અહો એહની કપટતા !, તૃણ સમ ગણીયો મુજ્જ; મે૦
ચોરી દૃષ્ટિ માહરી, માવતથી કરી ગુજ્જ. મે૦ ધિ૦ ૨૧

---

૧ વેશ્યાએ. ૨ રાજા. ૩ માવત. ૪ ભય—અને ગર્વ. ૫ કહી.
૬ નક્કી.

એ રાણીને શું કરૂં ?, થઇ મુજને ઝેર સમાન; મે૦
તે સોનું શું કીજીએ ?, જેહથી ત્રુટે કાન. મે૦ ઘિ૦ ૨૨
થયો વિરકત સંસારથી, વિમળચંદ્ર ભૂપાળ; મે૦
ઢાળ ચોવીશમી એ કહી, વિષીયરજી[૧] ઉજમાળ. મે૦ ઘિ૦ ૨૩

### દોહરા.

રાજ રૂદ્ધિ રમણી તજી, વિમળચંદ્ર મહારાજ;
યોગી વેશ અંગીકર્યો, આતમને હિત કાજ. ૧
અંગે ભગવાં પહેરીયાં, મખમલ ટોપી શીશ;
હાથે લઈ જપમાળિકા, સંભારે જગદીશ. ૨
ચાલ્યો યોગી વિદેશમાં, જોતો અટવી વન;
તટ[૨] નત[૩] ઉન્નત[૪] ઉત્તરે, કાહું[૫] કરીને મન. ૩
ગામે ગામે પુરઃસરે[૬], રમતો યોગી રામ;
એમ ભૂ[૭] ભમતો આવીયો, રત્નપુરીયે તામ. ૪
દીઠો મઠ પુરી બાહિરે; બેઠો યોગી એક;
રાજઋષિ[૮] તે યોગીને, પ્રણમે જઇ સુવિવેક. ૫
આદરમાન દઈ તદા, બેસાડે તસ પાસ;
જ્ઞાન તણી વાતો કરે, માનું જ્ઞાનાવાસ[૯]. ૬

---

૧ નાગચંદ્રજી. ૨ નદી પ્રમુખનાં કિનારાં. ૩ નીચી જમીન-ખાણો વિગેરે. ૪ ઉંચી જમીન-પર્વતો વિગેરે. ૫ મજબૂત. ૬ આગળ ચાલે. ૭ પૃથ્વી. ૮ રાજઋદ્ધિ ભંડાર છોડીને થયેલ ત્યાગી. ૯ જ્ઞાનના ભંડાર.

એમ કરતાં રજની[1] થઇ, અસ્ત થયો દિનકાર[2];
સસનેહા સુરિજન! હવે, જો જો કપટાચાર. ૭

## ઢાળ ૨૫ મી.

( નાનો નાહલોરે. એ દેશી )

યોગી કહે ભૂધવ[3] ભણીરે, જાઓ તમે અન્ય ઠામકે;
સાજન ! સાંભળો રે. એ ટેક.
રમણ કરીશ હું ધ્યાનમાંરે, નહિ ઈહાં કોઈનું કામકે. સા૦ ૧
નૃપ કહે માહરે તો ઇહાંરે, રહેવું છે એક રાતકે; સા૦
જાઇશ ઉત્તર પંથમાં રે, પ્રફુલ્લિત થયે પ્રભાત કે. સા૦ ૨
મઠના એક પ્રદેશમાં રે, શયન કરીશ હું હેવ કે; સા૦
ધ્યાનમાં વ્યાઘાત નહિ કરૂંરે, નિદ્રાવશ સ્વયમેવકે. સા૦ ૩
એક અલાયદો ઓરડો રે, દીધો શયનને કાજકે; સા૦
ભૂપ તિહાં સૂતો જઇ રે, સુગુણ સરોવર પાજ[4]કે. સા૦ ૪
ઝૂંશી[5] બાર[6] દઈ તદારે, ભિતર રહ્યો યોગિંદ કે; સા૦
દીપક જ્યોતિ ઝગમગેરે, માનું ઉદયો દિણુંદ[7] કે. સા૦ ૫
ઉર્વીપ[8] ઓરીમાં[9] રહી રે, કરતો મનમાં વિચારકે; સા૦
કિમ મુજ અળગો કાઢીયોરે, ઝટિલે ઝટપટ વારકે. સા૦ ૬
કોઈક કારણ સંભવે રે, કરૂં હવે તાસ તલાસ કે; સા૦
એમ આલોચી આવિયોરે, પર્ણકુટિની પાસકે. સા૦ ૭

---

૧ રાત. ૨ સૂર્ય. ૩ રાજા. ૪ પાળ. ૫ ઝુંપડી. ૬ બારણાં. ૭ સૂર્ય. ૮ રાજા. ૯ ઓરડીમાં.

દ્વાર છિદ્રે દગ માંડીને રે, જુવે યોગીની રીતકે; સા૦
દીપકાભાસથી[1] દેખતો રે, જે કરે ઝટિલ અભીતકે.[2] સા૦ ૮
કાઢી ઝટાથી ડાબલી રે, છાંટે મંત્રીને વારિકે;[3] સા૦
એટલે સ્વતઃ[4] તે ઉઘડી રે, નીકળી સુંદર નારીકે. સા૦ ૯
માનું પ્રગટી પન્નગી[5] રે, પુહવીતલથી[6] એહકે; સા૦
એ તો કૌતુક સારિખું રે. દીશે છે સસનેહકે. સા૦ ૧૦
પલ્લવ[7] સાથરો[8] પાથરી રે, રતિ ક્રીડા[9] કરી જામકે; સા૦
સ્મર[10] તણા શ્રમથી[11] ઋષિ રે, નિદ્રાવશ થયો તામકે. સા૦ ૧૧
તેહવે ધમ્મિલથી[12] નારીયેં રે, લીધી ડાબલી એકકે; સા૦
મંત્ર જળે છટકાવથી રે, નર નિકસ્યો અતિરેકરે.[13] સા૦ ૧૨
તેહ સૂતા જઇ સેજમાં રે, રતિ[14] મકરધ્વજ[15] જેમકે; સા૦
સુખ વિલસે વિષયિક તિહાં રે, દંપતી વધતે પ્રેમકે. સા૦ ૧૩
ક્રીડા કરી મન મોજશું રે, યુગ્મ[16] ઘટિકા પ્રમાણકે; સા૦
ડાબલીયે નર ગોપવ્યો રે, યોગી ન જાણે વિન્નાણકે.[17] સા૦ ૧૪

---

૧ દીવાના અજવાળાથી. ૨ ભય વગર. ૩ પાણી. ૪ પોતાની મેળે. ૫ નાગ કન્યા. ૬ પૃથ્વી. ૭ પાંદડાંની. ૮ બિછાનું. ૯ વિષય-ક્રીડા. ૧૦ કામ દેવ. ૧૧ થાક. ૧૨ અંબોડામાંથી. ૧૩ ઘણો જ સુંદર. ૧૪ કામદેવની સ્ત્રી. ૧૫ કામદેવ. ૧૬ બે. ૧૭ ખાનગી કામ.

વેણીયે રાખી ડાબલી રે, સૂતી આવી પાસકે; સા૦
એટલે યોગીંદ જાગીને રે, રાખે ડબીમાં તાસકે. સા૦ ૧૫

ખેલ અખેલ એ દેખીને રે, આવ્યો શયનાગાર[1]કે; સા૦
અહો! અહો! ધિગ્ ધિગ્ કામને રે!, ધૂત્યો અખિલ[2] સંસારકે. સા૦ ૧૬

સુર[3] અસુર[4] વાસવ[5] જિશ્યા રે, ગોવિંદ[6] કોવિદ[7] જાણુકે; સા૦
બ્રહ્મા મહેશાદિક[8]ને રે, કામે મનાવી આણુકે. સા૦ ૧૭

કૌશિક[9] રવિ[10] વાયસ[11] શશી[×] રે, દેખે તે વિશ્વાવીશ[12]કે; સા૦
પણ કામી રજની દિને રે, પેખે નહિ જગદીશ[13]કે. સા૦ ૧૮

પંચાનન[14] કરિવર[15] અહિ[16] રે, જીતે ભુજબળે લોક કે; સા૦
પણ જે જીતે કામને રે, તે તો જગમાં કોકકે. સા૦ ૧૯

**यतः वसंतति०**

**मत्तेभकुंभदलने भुवि संति शूरा, केचित्प्रचंड मृगराज वधेऽपिदक्षाः।**
**किंतु ब्रवीमि बलिनां पुरतः प्रसह्य, कंदर्प दर्पदलने विरला मनुष्याः॥**

**પૂર્વ ઢાળ.**

એ સંસાર અસારમાં રે, ગ્રહીયે જાસ આધારકે; સા૦
તે તો વિષયે લુબ્ધ છે રે, તો કોણ તારણહાર કે?. સા૦ ૨૦

---

૧ સૂવાની જગ્યાએ. ૨ આખો. ૩ દેવ. ૪ રાક્ષસ, ભૂત વિગેરે. ૫ ઇન્દ્ર. ૬ શ્રીકૃષ્ણ. ૭ ચાલાક. ૮ મહાદેવ વિગેરે. ૯ ઘૂવડ. ૧૦ સૂર્ય. ૧૧ કાગડો. ૧૨ ચોકસ. × ચંદ્ર ૧૩ પરમેશ્વર. ૧૪ સિંહ. ૧૫ હાથી. ૧૬ સાપ.

અવનીપ[1] એમ આલોચીને રે, પ્રાતે ગયો પુરમાંહેકે; સા૦
માંગી ભિક્ષા ભોજન કરીરે, સૂતો વનમાં ઉત્સાહેકે. સા૦ ૨૧
પૂરણ ઢાળ પચીશમી રે, નિસુણો! શ્રોતા વૃંદ કે; સા૦
નિયતિ હરિ સૂરિ રાજનોરે, બાળ કહે છે ફણીંદ[2]કે. સા૦ ૨૨

દોહરાઃ—

એહવે તેણે અવસરે, રત્નપુરી પતિ જેહ;
સાસહ[3] દુઃસહ નિગદથી[4], પહોંતો યમ ઘર તેહ. ૧
સંતતિ નહિ તે ભૂપને, કરે સચિવ વિચાર;
નૃપવિણ રાજ શોભે નહિ, દીપક વિણ આગાર. ૨
સચિવે શણગાર્યો તુરત, સિંધુર[5] શુંડાદંડ;
માનું અંજન[6] ગિરિ અનુજ[7], મદઝર મયંગલ ચંડ. ૩
શુંઢે કળશ સમર્પિયું, ચાલ્યો ગયવર[8] તામ;
જનગણ સહુ કેડે ફરે, ઢુંઢયું સઘળું ગામ. ૪
ભમતો પુર બાહિર હવે, આવ્યો તે ગજરાજ;
વિમળચંદ્રની ઉપરે, નામ્યું કળશ નિવાજ. ૫
તેડી આવ્યા નયરીમાં, કીધો તસ રાજન;
દિસ દિદાર[9] દેખી કરી, હરખ્યા સહુ સાજન. ૬

૧ રાજા. ૨ નાગચંદ્રજી. ૩ દમનો દરદ. ૪ રોગથી. ૫ હાથી.
૬ અંજન-કાળા વર્ણવાળો પર્વત. ૭ ભાઈ. ૮ હાથી. ૯ કાંતિવાળો ચ્હેરો-દર્શન.

ચંદ્રમાળા તે ભૂપની, પરણ્યો પુત્રી પ્રેમ;
વિવિહ પરે સુખ ભોગવે, સચી[1] પુરંદર[2] જેમ. ૭
રાજ્યથી શોભે ભૂપતિ, હીરાથી જેમ હેમ;
શ્રોતાજન હવે સાંભળો, રાજ તજે નૃપ કેમ? ૮

## ઢાળ ૨૬ મી.

( દેશ મનોહર માળવો. એ દેશી )

ચંદ્રમાળા એકદા સમે, સોળ સજી શણગાર; લલના;
બેઠી વાસ[3] ગવાક્ષમાં, સખિયનને પરિવાર, લલના;
અહો ધિગ્ ! દુર્જય કામને !. એ ટેક. ૧
આવ્યો મથાળે દિવાકરૂ, પુરી શોભા નિરખંત; લ૦
આવાગમન કરે જનો, પેખી મન પુલકંત. લ૦ અ૦ ૨
દીઠો એક નર તેહવે, અતિ સુશોભિત અંગ; લ૦
માનું રમવા આવીયો, નયરી માંહિ અનંગ[4] લ૦ અ૦ ૩
કંદર્પ[5]ના આવેશથી, થઈ મૂર્ચ્છાગત તેહ; લ૦
ધડ હડીને ધરણી ઢળી, શુદ્ધિ ન રહી દેહ. લ૦ અ૦ ૪
મૂર્ચ્છિત દેખી રાણીને, ચેટીએ છાંટી નીર; લ૦
કીધી સચેતન તેહને, ઢોળી મંદ સમીર[6]. લ૦ અ૦ ૫
ચેટી[7] કહે એ શું હતું ?, મૂર્ચ્છા પામ્યા કેમ ?; લ૦
તે કારણ મુજને કહો, જાણ્યું જાએ જેમ. લ૦ અ૦ ૬
ચેટીને ચતુરા[8] કહે, સાંભળ રે ગુણ ગેહ !; લ૦
હમણાં નર એક દેખતાં, લાગો નવલો નેહ. લ૦ અ૦ ૭

---

૧ ઇન્દ્રાણી. ૨ ઇન્દ્ર. ૩ મહેલના. ૪-૫ કામદેવ. ૬ પવન. ૭ દાસી. ૮ રાણી.

અંગજ છે તે કેહનો ?, ચેટી ! કહે મુજ તેહ; લ૦
જિમ જાણી તુજ તેડવા, મૂકું તેહને ગેહ. લ૦ અ૦ ૮
ચેટી ગુણ પેટી કહે, તે તેટી[1] તતખેવ; લ૦
જૈની ધનદ[2] જિશ્યો ધની, ધનદ તનય ધનદેવ. લ૦ અ૦ ૯
પત્ર પ્રેમે પ્રેમદા લખી, દીધું ચેટી હથ્થ; લ૦
દેજે હેજે પત્ર એ, કહેજે મુજ પરમથ્થ[3]. લ૦ અ૦ ૧૦
ચેટીને એમ શીખવી, મુકી તેણેં તિવાર; લ૦
તે પણ આવી પાધરી, શ્રેષ્ઠીને આગાર. લ૦ અ૦ ૧૧
પ્રચ્છન્ન[4] પત્ર કરમાં દઇ, દાસી કહે સસનેહ; લ૦
રાણીને તુમથી અતિ, બંધાણો છે નેહ. લ૦ અ૦ ૧૨
મળવા મન તલસે ઘણું, કરીને કોઈ પ્રપંચ; લ૦
પોધારો કરૂણા કરી, મહેલે થઇ રોમાંચ[5]. લ૦ અ૦ ૧૩
ચેટી ચરી[6] શ્રવણે[7] સુણી, કરી આલોચ સ્વયમેવ; લ૦
દાસીને કહે સુરંગથી, આવીશ હું તતખેવ. લ૦ અ૦ ૧૪
અતિ હર્ષે દાસી જઇ, ભાંખી સઘળી વાત; લ૦
ચરી સુણી ચતુરા તણી, હરખી સાતે ધાત. લ૦ અ૦ ૧૫
ધનદેવે ચતુર શિલ્પો[8] ભણી, તેડાવ્યા ધરી ખંત; લ૦
સુરંગ ખણાવી સ્વ ધામથી[9], રાણી મહેલ પર્યંત. લ૦ અ૦ ૧૬

---

૧ વાત. ૨ કુબેર ભંડાર. ૩ મનની વાત. ૪ છાની રીતે. ૫ ઉત્સાહ સહિત. ૬ હકિકત. ૭ કાને. ૮ ડાહ્યા કારીગરો. ૯ પોતાના ઘરથી.

એક અલાયદી ઓરડી, તેમાં કર્યું તસ દ્વાર; લ૦
દોરડી છેહડો તિહાં ઠવ્યો, ગોરડીને હિતકાર. લ૦ અ૦ ૧૭
રામા[1] રજ્જુ[2] ખેંચે યદા, આવે તદા ધનદેવ; લ૦
તેહજ ઓરીમાં[3] રહી, કરે વિષય રસ સેવ. લ૦ અ૦ ૧૮
અહો! અહો! મલિકની[4] માનિની[5], જુવો કેવાં કરે કામ?; લ૦
ભોળો ભૂપ જાણે નહિ, વનિતા થઇ એ સકામ[6]. લ૦ અ૦ ૧૯
કામિની ન હોવે કેહની, નિજપતિ છંડી રાય; લ૦
રાંક સાથે રમે રંગથી, જાણે જીવિત પ્રાય. લ૦ અ૦ ૨૦
નારી રંગ પતંગ જિસ્યો, જાતાં ન લાગે વાર; લ૦
જેહવી વાદળ છાંહડી, જિમ ચપળા[×] ચમકાર. લ૦ અ૦ ૨૧
ધન્ય તજે ધણુ[7] સ્નેહને, એહ છવ્વીશમી ઢાળ; લ૦
નિયતિહરિ સૂરિ સન્નિધે, કહે મણિધર[8] ઉજમાળ. લ૦ અ૦ ૨૨

દોહરા.

એકદા વિમળ મહીપતિ, સૂતો વર સયણીય[9];
આશો માસની ચાંદની, ખીલી રહી રયણીય[10]. ૧
ગત પ્રચલા[11] સૂતો વિભુ[12], ન કરે અંગ પ્રચાર[13];
મધ્યક્ષપા[14] થઇ જેટલે, તેટલે ઉઠી નાર. ૨

---

૧ રાણી. ૨ દોરડું. ૩ ઓરડીમાં. ૪ રાજાની. ૫ રાણી. ૬ વિષય લંપટ. ૭ સ્ત્રી. × વીજળી. ૮ નાગચંદ્રજી. ૯ સેજા. ૧૦ રાત. ૧૧ નિદ્રા રહિત. ૧૨ રાજા. ૧૩ અંગની હાલવા ચાલવાની ક્રિયા. ૧૪ અધરાત.

પ્રચલા[1] વશ જાણી પતિ, જાયા ચાલી જામ;
તામ વિચારે મહીપતિ, જાએ એ કિણ ઠામ ?. ૩

ઓઢી તિમિર પછેડડો[2]; ભૂપતિ ચાલ્યો પુંઠ;
ગોરી ઓરીમાં ગઈ, કીધું કારજ દુઠ. ૪

ચતુરા ચરિત્ર વિલોકીને, ચમક્યો ભૂપતિ ચિત્ત;
ઐ ઐ ! ! કહાણી એહવી, જાણી ન મે સંશયિત. ૫

મનમાં સહી નિશ્ચય થયો, એ કુલટા શિરતાજ;
રાચી માચી કોઈથી, સાચી જાણી આજ. ૬

મહાસતી કરી જાણતો, પણ ધૂતારી એહ;
જેમ વખાણી ખીચડી; દશને[3] લાગી તેહ. ૭
ચિત્ત થકી એમ ચિંતવી, થયો તરૂણીથી[4] વિરક્ત[5];
પણ ન જણાવ્યું નારીને, નિજ હૈડાનું અહિત[6]. ૮

## ઢાળ ૨૭ મી.

( સખિરી આવ્યો વસંત અટારડો. એ દેશી. )

સખિરી રાજ્યરમા[7] રામા[8] તજી, હાં રે હાં રામા તજી;
ચાલ્યો વૈરાગ્યેણ સુગુણ જન ! સાંભળો. એ ટેક.
સ૦ અધ્વે[9] જૈન યતિ મળ્યા, હાં૦ ય૦
ધર્માકર નામેણ. સુ૦ ૧

---

૧ સ્ત્રી. ૨ અંધેર પછેડા. ૩ દાંતે. ૪ સ્ત્રીથી. ૫ અભાવ વાળો. ૬ અભાવ. ૭ લક્ષ્મી. ૮ રાણી. ૯ રસ્તામાં.

સ૦ અભિવંદન વિધિશું કરી, હાં૦ વિ૦
બેઠો નિસ્તંબે[1] નરેશ; સુ૦
સ૦ જ્ઞાની જ્ઞાન થકી લખી[2], હાં૦ થ૦
આરંભ્યો ઉપદેશ. સુ૦ ૨
સ૦ એ સંસાર અસારમાં, હાં૦ અ૦
કોઈ કોઇનો નહિ જાણ; સુ૦
સ૦ સાચો એક જિન ધર્મ છે, હાં૦ ધ૦
કરો તેહ પ્રમાણ. સુ૦ ૩
સ૦ દેવ ગુરૂ ને ધર્મની, હાં૦ ધ૦
શ્રદ્ધા કરીયેં સુજાણ; સુ૦
સ૦ દોષ અઢાર રહિત સદા, હાં૦ ર૦
આપે ઇસીતિવા[3] ઠાણ. સુ૦ ૪
સ૦ હાસ્યાદિક[4] ષટ્[5] વેગળા, હાં૦ વે૦
ક્ષય કર્યા ચાર કષાય[6]; સુ૦
સ૦ પ્રેમ પંચાસ્રવ[7] મદ નહિ, હાં૦ મ૦
કેલિ[8] અઢાર એ થાય. સુ૦ ૫
સ૦ રત્નત્રયી[9] યુત ગુરૂ કહ્યા, હાં૦ ગુ૦
ધારક મહાવ્રત ભાર; સુ૦

---

૧ નજીક. ૨ જાણી. ૩ મોક્ષ સ્થાન. ૪ હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક અને દુગંછા. ૫ છ. ૬ ક્રોધ, માન, માયા અને લોભ. ૭ હિંસા, અસત્ય, ચોરી, મૈથુન–અબ્રહ્મ અને પરિગ્રહ. ૮ ક્રીડા, કુચેષ્ટા કે રમત ગમત. ૯ જ્ઞાન, દર્શન અને ચારિત્ર સહિત.

સ૦ શય્યા પાત્ર ને વસ્ત્ર જે, હાં૦ વ૦
શુદ્ધ માન લિયે આહાર. સુ૦ ૬

સ૦ સ્યાદ્‌વાદ નિર્મિત કહ્યો, હાં૦ નિ૦
નહિ જિહાં પક્ષપાત; સુ૦
સ૦ હિંસા રહિત દયા મયી, હાં૦ દ૦
જૈન ધર્મ તે વિખ્યાત. સુ૦ ૭

સ૦ દુવિધ ધર્મ જિન ભાંખીયો, હાં૦ ભાં૦
સાગાર ને અણુગાર; સુ૦
સ૦ તપજપ સંયમ આદરો, હાં૦ આ૦
વરિયે નિર્વૃત્તિ[1] નાર. સુ૦ ૮

સ૦ એહવી સુધા મયી દેશના, હાં૦ દે૦
સાંભળી વિમળ ભૂપાળ; સુ૦
સ૦ સંવેગી[2] મન થઇ કહે, હાં૦ થ૦
ઉદ્ધરો મુજને કૃપાળ !. સુ૦ ૯

સ૦ તેહ ગુરૂની સન્નિધે, હાં૦ સ૦
દીક્ષા ગ્રહી થઈ ધીર; સુ૦
સ૦ દ્વિવિધ[3] શિક્ષા[4] અભ્યાસતો, હાં૦ અ૦
થયો શ્રુતધર ગંભીર. સુ૦ ૧૦
સ૦ અદ્‌ભુત વૈરાગ્યનો ધણી, હાં૦ નો૦
તપ કરે વિચિત્ર પ્રકાર; સુ૦

---

૧ મુક્તિરૂપી સ્ત્રી. ૨ વૈરાગ્યવાન્. ૩-૪ બે પ્રકારની ગ્રહણ અને આસેવન રૂપ શિક્ષા.

સ૦ અપ્રમાદી નિત્ય વિચરતો, હાં૦ વિ૦
લબ્ધિ તણો ભંડાર. સુ૦ ૧૧
સ૦ કાંઇ અસાધ્ય ન તપ થકી, હાં૦ ત૦
યોગ્ય જાણી ગુરૂરાય; સુ૦
સ૦ એકલવિહાર આણા કરે, હાં૦ આ૦
સદ્ગુરૂ કરી સુપસાય. સુ૦ ૧૨
સ૦ સિંહ પરે તે વિચરતો, હાં૦ વિ૦
પરિષહ ને ઉપસગ; સુ૦
સ૦ તે મૃગથી બીહે નહિ, હાં૦ બી૦
સાધંતો અપવર્ગ[1]. સુ૦ ૧૩
સ૦ તે હું વિમળચંદ્ર મુનિવરૂ, હાં૦ મુ૦
ભમતો આવ્યો આંહિં; સુ૦
સ૦ મુજ વૃત્તાંત કહ્યું સવિ, હાં૦ ક૦
ઈત્થં ભૂત ઉમાહી. સુ૦ ૧૪
સ૦ મંત્રી નૃપ વિસ્મિત થયા હાં. વિ૦
નિસુણી સચ્ચરિત્ર[2] કલ્લોલ; સુ૦
સ૦ ધન્ય ધન્ય એ નિસ્પૃહી મુનિ, હાં. નિ૦
ધર્મનો રંગ છે ચોલ. સુ૦ ૧૫
સ૦ નૃપ કહે કરકંજ[3] જોડીને, હાં. જો૦
તારો તારક! મુજ; સુ૦
સ૦ દીર્ઘ[4] કર્મી વળી હું અછું, હાં. હું૦
મંદમતિ ને અબુઝ. સુ૦ ૧૬

---

૧ મોક્ષ. ૨ સત્પુરૂષના જીવનનો વિસ્તાર. ૩ હાથ રૂપ કમળ. ૪ ભારે.

સ૦ શ્રી ગુરૂ થયો ચિત્ત જાણીને, હાં. જા૦
ગૃહિ[1] ધર્મ દીયો તાસ; સુ૦
સ૦ સચિવે પણ અંગી કર્યા; હાં. અં૦
દ્વાદશ વ્રત ઉલ્લાસ. સુ૦ ૧૭
સ૦ મુનિવર ગયા અન્ય સ્થાનકે, હાં. સ્થા૦
સત્યાવીશમી ઢાળ; સુ૦
સ૦ નિયતિ હરિ સૂરિનો કહે, હાં. નો૦
શિષ્ય ફણીધરજી[2] રસાળ. સુ૦ ૧૮

## દોહરા.

સર[3] તીરે આવી વળી, બેઠા દોય જગીશ;
મુનિ ગુણ ગણ સ્તવના કરે, મંત્રીશ્વર ને મહીશ[4]. ૧
એટલે તે નર આવીયા, ગ્રહી દ્વિરદ[5] મયમંત[6];
કરી કૂટ[7] બાંધવ જેહવો, શુભ લક્ષણ ઉન્નત[8]. ૨
નૃપ દેખી રંજિત થયો, પાદપે[9] બાંધ્યો માતંગ[10];
હવે શ્રોતાજન સાંભળો, ઉત્તમ નિરતિ[11] પ્રસંગ. ૩
એહવે આદિત્ય આથમ્યો, કરે વિહંગ[12] વિશ્રામ;
થઈ રજની[13] ઉદયો શશી[14], શીતળ ઉજ્વળ દામ[15]. ૪

---

૧ શ્રાવક ધર્મ. ૨ નાગચંદ્રજી. ૩ તળાવના. ૪ રાજા. ૫ હાથી. ૬ મદોન્મત્ત-ઉદ્ધત. ૭ પર્વત જેવો. ૮ ઉંચો. ૯ ઝાડે. ૧૦ હાથી. ૧૧ હકિકત. ૧૨ પક્ષી. ૧૩ રાત. ૧૪ ચંદ્ર. ૧૫ દહાડો.

નિદ્રાવશ માનવ થયા, તવ નૃપ તનને કાજ;
ડેરા[1] બાહિર નીકળી, આવ્યો સરની પાજ. ૫
તેહવે દૂરથી આવતો, દીઠો એક ઝટિલ;
મિથુન[2] સિંહ આગળ કર્યા, રજ્જુએ[3] બાંધી કુટિલ. ૬
રૂપચંદ્રપુર ભણી જતો, યોગી ભગવે વેશ;
જોવા જેવો જાણીને, પુંઠે થયો નરેશ. ૭

## ઢાળ ૨૮ મી.

( કાળી ને પીળી વાદળી રે રાજેંદ્ર. એ દેશી. )

પૌર્ણિમ[4] પિત્રપવન[5] કને રે, સાજન ! ઉભા રાખ્યા સિંહ;
શુદ્ધ કરી ખસ્તની[6] ઋષિરે, સા૦ કરતો યોગી અબીહ[7];
જોજોરે ભવિ ! પુણ્યતણાં ફળ એહ. એ ટેક.

ધોરીવત[8] સિંહને કરીરે, સા૦
કર્ષણી[9] વત ખેડંત;
માષા[10] વાવ્યા તેહમાં રે, સા૦
ત્વરિત[11] વિદ્યાથી ઉગંત. જો૦ ૨

હરિ[12] પરિ હરિયા[13] યોગીયે રે, સા૦
લીધા તે અડદ અમોલ;
પાછળથી મહી ભૃત ગ્રહેરે, સા૦
આવ્યા પુરની પોળ. જો૦ ૩

---

૧ તંબુ. ૨ બે. ૩ દોરડા વડે. ૪ યોગી. ૫ સ્મશાન. ૬ જમીન. ૭ ભય રહિત. ૮ બળદની પેઠે. ૯ ખેડુત. ૧૦ અડદ. ૧૧ જલ્દી. ૧૨ સિંહ. ૧૩ છોડી મૂક્યા.

અડદ તણા છટકાવથી રે, સા૦
તતક્ષણ ઉઘડી પોળ;
યોગી નૃપ પુરમાં ગયા રે, સા૦
કોઈક શ્રેષ્ઠીને મોલ[1]. જો૦ ૪

તસ અંગજ[2] અતિ સુંદરૂ રે, સા૦
બત્રીશ લક્ષણ વંત;
વિદ્યાથી નિદ્રિત[3] કરી રે, સા૦
ચાલ્યો ઉપાડી મહંત. જો૦ ૫

અનુક્રમે ગિરિ દરિયે[4] ગયો રે, સા૦
કનકસેન નૃપ લાર[5];
પ્રમિલા[6] હરી તેહની તદારે, સા૦
જાગ્યો યુવક તે વાર. જો૦ ૬

દેહે ચંદન ચર્ચીયું રે, સા૦
મહકે જાસ સુગંધ;
સ્થંભ અદંભમાં[7] તેહને રે, સા૦
બાંધ્યો ગાઢે બંધ. જો૦ ૭

અનળ[8] કુંડ ઉપર ઠવીરે, સા૦
તેલ કડાહ વિશાળ;

---

૧ ઘેર. ૨ દીકરો. ૩ નિદ્રાવશ. ૪ પર્વતની ગુફામાં. ૫ પાછળ–પાછળ.
૬ નિદ્રા. ૭ મજબૂત ૮ અગ્નિનો.

યોગી કર માળા ગ્રહી રે, સા૦
મંત્ર જપે ઉજમાળ. જો૦ ૮
જિમ જિમ માળા ફેરવે રે, સા૦
તિમ તિમ છીજે દોર;
શ્રેષ્ઠિ તનુજ[1] વિલપે ઘણું રે, સા૦
કરતો શોર બકોર. જો૦ ૯
મંત્ર માળા પૂરી થઇ રે, સા૦
બંધન ત્રુટયાં તમામ;
બળ બાકુળની આહુતિ રે, સા૦
દીધી યોગીયે તામ. જો૦ ૧૦
તે નરને ઉપાડીને રે, સા૦
નાંખે કુંડે જે વાર;
દોટ દઈ આવ્યો વહી રે, સા૦
કુંદનસેન[2] તે વાર. જો૦ ૧૧
નિર્દયી ! નિષ્ઠુર ! કઠોરડા રે!, સા૦
એ શું કરે અકાજ;
મૂક યુવકને નિર્ઘૃણી રે !, સા૦
નહિંતર મારીશ આજ; જો૦ ૧૨
યોગી ધસી આવ્યો યદારે, સા૦
કનકસેનની સામ;
સાહિ[3] જટાને ક્ષેપિયો[4] રે, સા૦
તેલ કડામાં તામ. જો૦ ૧૩

---

૧ દીકરો. ૨ કનકસેન. ૩ પકડીને. ૪ નાંખ્યો.

કનકપુરૂષ[1] યોગી થયો રે, સા૦
મહદ વિદ્યા પ્રયોગ;
ધીરજ દીધી વણિકને રે, સા૦
લૌકેશે[2] કીધ અશોગ. જો૦ ૧૪

હેમ[×] પુરૂષ લઇ ચાલિયા રે, સા૦
કનકસેન ને વણિક;
પદ કુળમાં પુરૂષો ઠવી રે,
આવ્યા પોળ નજીક. જો૦ ૧૫

અડદ શક્તિથી ઉઘાડીયાં રે, સા૦
ગોપુર કેરાં દ્વાર;
ભૂપે તેહ વણિકને રે, સા૦
મૂક્યો તેહને આગાર. જો૦ ૧૬

ફરી આવ્યો પટમંડપે[3] રે, સા૦
કીધું શયન મહી રાણ;
ક્ષપા[4] ગઇ સુખમાં વહી રે, સા૦
હવે નભ ઉદયો ભાણ. જો૦ ૧૭

વારણ[5] લઇ વસુધાપતિ રે, સા૦
આવ્યા નિજપુર તામ;
ગજશાળા વિશાળમાં રે, સા૦
બાંધ્યો કરી[6] ઉદ્દામ[7]. જો૦ ૧૮

---

× ૧ સોનાનો પુરૂષો. ૨ રાજાએ. ૩ તંબુમાં. ૪ રાત્રિ. ૫–૬ હાથી. ૭ ઉદ્ધત.

પંચ વિષય સુખ ભોગવે રે, સા૦
માનિનીયો[1] મહીપાળ[2];
માંડી સોવન પુરૂષની રે, સા૦
દાન તણી શુભ શાળ. જો૦ ૧૯

સુરપુરથી[3] સુર બે ચવી રે, સા૦
ઉદર દરી[4] ઉત્પન્ન;
કનકસેના ઇંદુમતિ રે, સા૦
પ્રસવ્યા પુત્ર રતન્ન. જો૦ ૨૦

સુણી વધામણી પુત્રની રે, સા૦
મહીપતિ હરખ્યો મન;
જન્મ મહોત્સવ પુત્રો તણા રે, સા૦
કરતો પુલકિત[5] તન. જો૦ ૨૧

ગુણશેખર મણિશેખરૂ રે, સા૦
અંગજ[6] અભિધા[7] દીધ;
જયંત[8] સદૃશ દોય દીપતા રે, સા૦
પિતરૈ[9] વંછિત સિદ્ધ. જો૦ ૨૨

સપ્ત વર્ષના તે થયા રે, સા૦
માનું કુળના સ્થંભ;

---

૧ રાણીયો. ૨ રાજા. ૩ દેવલોકથી. ૪ ગુફામાં. ૫ ખીલતું. ૬ પુત્રો. ૭ નામ. ૮ ઇન્દ્ર. ૯ માવિત્રોના.

[1]કોવિદ પાસે [2]અનુભવી રે, સા૦
કળા વિચિત્ર [3]અચંભ. જો૦ ૨૩
યુવક વયે પરણાવીયા રે. સા૦
[4]ધરણીપ [5]ધીય ઉદાર;
તેહશું સુખ વિલસે સદા રે, સા૦
[6]નિર્જર પરે મનોહાર. જો૦ ૨૪
પ્રવીણ થયા અતિ ધર્મમાં રે, સા૦
કરતા થઇ ઉજમાળ;
[7]ચક્ષુ:શ્રવણજી વર્ણવી રે, સા૦
અઠ્યાવીશમી ઢાળ. જો૦ ૨૫

## દોહરા:—

એહવે ભૂતળ વિહરતા, ગુણ સુંદર મુનિરાય;
પુર પાવન કરવા ભણી, પોધાર્યા શુભ ઠાય. ૧

ચઉ નાણી વાણી સુધા, મુગ્ધ જનોના [8]તાય;
[9]પ્રાસુક સ્થાન વિલોકીને, ઉત્તરિયા વનમાંય. ૨

પંચાસ્રવ દૂરે કર્યા, વાર્યા પંચ પ્રમાદ;
પંચ ક્રિયાથી વેગળા, તજે પંચ રસ સ્વાદ. ૩

---

૧ કળા શીખવનાર આચાર્ય. ૨ મેળવી. ૩ આશ્ચર્યકારી. ૪ [રા]જાઓની. ૫ દીકરીઓ. ૬ દેવની પેઠે. ૭ નાગચંદ્રજી. ૮ તાત[પૂ]ર્ણ કરનાર. ૯ નિર્દોષ.

પંચ સંવર ધારક મુનિ, કારક પંચ સજઝાય;
પંચેંદ્રિયને સમરતા[1], પંચ ભાવના ભાય. ૪

यदुक्तमागमे. अनुष्टुप्-

पंचासव परिन्नाया, तिगुत्ता छसु संजया ।
पंच निग्गहणा धीरा, निग्गंथा उज्जुदंसिणो ॥ १ ॥
आया वयंति गिम्हेसु, हेमंतेसु अवाउडा ।
वासासु पडिसंलीणा, संजया सुसमाहिया ॥ २ ॥
परिसह रिउदंता, धूयमोहा जिइंदिया ।
सव्वदुक्ख-पहीणट्ठा, पक्कमंति महेसिणो ॥३॥ [દશ વૈ. અ. ૩]

પૂર્વ દોહરાઃ—

કાનનપાળે[2] વીનવ્યો, નિસુણી રંજ્યો ભૂપ;
મુગટ વિના ભૂષણ સકળ, આપે ભૂપ અનુપ. ૫
સસનૂરી[3] અંતે ઉરી, પુત્રાદિક મનોહાર;
શણગાર્યા ગજ રથ તૂરિ[4], નગર તણા નરનાર. ૬
આરામે આવ્યા યદા, સાધ્યા અભિગમ પાંચ;
પંચાંગે અભિવંદના, કરતો નૃપ રોમાંચ[5]. ૭
નરનારી વૃંદે[6] સભા, શોભાવી સાનંદ;
યોગ્ય સમય જાણી તદા, દિયે ઉપદેશ મુણીંદ. ૮

---

૧ વશ કરતા. ૨ વનપાળકે. ૩ શોભતી. ૪ ઘોડા. ૫ ઉલ્લાસ ભાવથી. ૬ સમુદાયે.

## ઢાળ ૨૯ મી.

[ જીરે મારે જાગ્યો કુમર જામ. એ દેશી ]

જીરે મારે આ સંસાર અસાર, સાર ન મળશે સર્વદા; જીરેજી.
જી૦ ચિંતી થા હુંશિયાર, નહિંતર પડશે આપદા. જી૦ ૧
જી૦ જન્મ્યો તે જાનાર, નથી રહેવાનું કોઈને; જી૦
જી૦ મરણ સમય નરનાર, સઘળા રહેશે રોઈને. જી૦ ૨
જી૦ જે કીધા અપરાધ, લેખો ચોક્કસ પૂછશે; જી૦
જી૦ ખુંચી લહેશે ખાંધ, ત્યારે કશું નવ સૂઝશે. જી૦ ૩
જી૦ જમ કરશે ઉત્પાત, ત્યારે રડીશ નિહાળીને; જી૦
જી૦ રડે ચોરની માત, કોઠીમાં મ્હોં ઘાલીને. જી૦ ૪
જી૦ આ ભવ ખોયો વ્યર્થ, પરભવ સારો નહિ થશે; જી૦
જી૦ કીધા બહુ અનર્થ, બાવો બેથી રહી જશે. જી૦ ૫
જી૦ થાશે સઘળું ધૂળ, ત્હારૂં એહમાં કાંઈ નથી; જી૦
જી૦ ઉડે જેમ આકતૂલ[1], મહા તોફાની પવનથી. જી૦ ૬
જી૦ ઝાઝા મ કર જતન, દેહ છેહ દેશે આહીં; જી૦
જી૦ રંકને ઘરે રતન, ક્યારે પણ ટકશે નહિ. જી૦ ૭
જી૦ ભલે મળે સુરવાસ, તેમાં મતલબ શું સરે ?; જી૦
જી૦ મીઠી તો પણ છાશ, દૂધની ગરજ નહિ સરે. જી૦ ૮
જી૦ જ્યારે છોડીશ દેહ, થવાનું તો થઈ રહ્યું; જી૦
જી૦ પાછું નાવે ગેહ, મડદું મશાણે જે ગયું. જી૦ ૯
જી૦ ધિગ્ ધિગ્ રે બેભાન !, ખોયું સઘળું ગાંઠનું; જી૦
જી૦ જેમ ધોબીનું શ્વાન, નહિ ઘરનું નહિ ઘાટનું. જી૦ ૧૦

---

૧ આકડાનો રૂ.

જીં૦ આંચ્યો ભીડી મૂંઠ, અંતે કર કીધા ખુલ્લા; જીં૦
જીં૦ વાયુ પ્રમાણે પુંઠ, તેં તો આપી વેવલા. જીં૦ ૧
જીં૦ અવેજ ખોયું રે ફોક, હવે શું બનશે બાપડા ?!; જીં૦
જીં૦ ખાધા નહિ તેં પોંક, હાથ બળ્યા અમથા જડા !. જીં૦ ૧
જીં૦ ફિટ ફિટ રે મસ્તાન !, ત્હારૂં નહિ ચાલે નકી; જીં૦
જીં૦ ગાડા નીચે શ્વાન, ભાર ઉપાડે મન થકી. જીં૦ ૧
જીં૦ પુઠે ફરે કૃતાંત[1], જેમ ગેડી આગળ દડો; જીં૦
જીં૦ ભાળે નહિ કમજાત, ડાંગ ન દેખે મીંદડો. જીં૦ ૧૪
જીં૦ હૈયડામાં ઇચ્છાય, સેખશલ્લીથી સો ગુણી; જીં૦
જીં૦ ઓલવી ના ઓલાય, બાવાની બળતી ધૂણી. જીં૦ ૧૫
જીં૦ હારી બેઠો માલ, પણ તૃષ્ણા નવિ ઉપશમે; જીં૦
જીં૦ જુવટે હાર્યો માલ, જુગારી બમણું રમે. જીં૦ ૧૬
જીં૦ અહિં આવીને જીવ !, હતો ન હતો જ્યમ થયો; જીં૦
જીં૦ રળિયા ગઢવી જેમ, ઉલટો માથે તેં કર્યો. જીં૦ ૧૭
જીં૦ મફત ગમાવી શુંઠ, ભર્યા પાપના તેં ઘડા; જીં૦
જીં૦ બકરી કાઢી ઉંટ, તેં નાંખ્યો રે બાપડા !. જીં૦ ૧૮
જીં૦ જે જે કીધાં અકાજ, બાન્ધ્યાં પાસરને ઈહાં; જીં૦
જીં૦ નથી પોપાંનું રાજ્ય, ખાંડા ખેલ ખરો તિહાં. જીં૦ ૧૯
જીં૦ સગપણ ત્રુટયું રે તામ, ખાલી રહેશે કોટડી; જીં૦
જીં૦ મુવો માલીયો જામ, પરવારી રહે ગોઠડી. જીં૦ ૨૦
જીં૦ મતલબના સહુ યાર, આવીને મળશે નહિ; જીં૦
જીં૦ રોનારા તો અનેક, સાથે ચાલે કો નહિ. જીં૦ ૨૧

---

૧ યમ.

જી૦ એવું જાણી સત્યાર્થ, સંભારો જગતાતને[1]; જી૦
જી૦ સુધારો નિજ કાજ, માની મ્હારી વાતને. જી૦ ૨૨
જી૦ કનકસેનાને રાસ, ઢાળ એ ઓગણત્રીશમી; જી૦
જી૦ કહે મુનીંદ્ર[2] ગૂઢાંઘ્રિ, શ્રોતાજનને મન ગમી. જી૦ ૨૩

**દોહરા.**

મુનિવાણી શ્રવણે સુણી, પામ્યા ભવિ આનંદ;
દિવાકર[3] તેજે કરી, વિકસે જેમ અરવિંદ[4]. ૧
ભૂમીશ્વર અલવેસરૂ, વાધ્યું મન વૈરાગ્ય;
પામી અવસર વીનવે, મુનિવરને મહાભાગ્ય ! ૨
કાપાલિકે[5] કેમ હરી ?, મુજ વામા[6] સસનેહ;
પ્રૌઢ પ્રીતિ તે પર વધી, કહો મુજ કારણ તેહ. ૩
એહવી નૃપની વીનતિ, અવધારી મુનિરાય;
પૂર્વભવ નૃપને કહે, સાંભળજો ચિત્ત લાય. ૪

**ઢાળ ૩૦ મી.**

[ આસણુરારે યોગી. એ દેશી ]

જંબૂ[7] દક્ષિણ ભરત મુઝાર,
આર્ય સાર્દ્ધ[8]પચ્ચીશ ઉદારરે;
ભવિયણ! સુણો ભાવે; એ ટેક.
જયપુર નામા તિહાં એક દ્રંગ[9],
ગઢ મંદિર મ્હેલ ઉત્તંગરે[10]. ભ૦ ૧

---

૧ પ્રભુને. ૨ નાગચંદ્રજી. ૩ સૂર્ય. ૪ કમળ. ૫ રૂદ્રનાથ યોગીએ. ૬ સ્ત્રી. ૭ જંબુદ્વીપના. ૮ સાડા પચ્ચીશ. ૯ નગર. ૧૦ ઉંચા.

ચંદ્રશેખર નામે તિહાં રાય, પ્રિયા પ્રિયમંજરી સુખદાયરે; ભ૦
એકદા આખેટકે[1] નૃપ પહુંતો, વન ઘનમાં[2] સુભટ સંજુત્તોરે. ભ૦ ૨
કુરંગ[3] ગણુ દેખી નૃપ રૂઠું, અશ્વ દોડાવ્યો તસ પુંઠ રે; ભ૦
મૃગ દગ વંચી નગમાં[4] પુલાય, ભમે એકાકી નર રાયરે. ભ૦ ૩
અટતો ચિહું દિશે નયન વિકાસી, દીઠા દંપતી ભિલ્લ વિલાસી રે; ભ૦
રૂપાગાર[5] તરૂણ વય નારી, ભૂમીશને[6] લાગી પ્યારી રે. ભ૦ ૪
કરથી સર[7] સાંધી યમ દ્વાર, પહોંચાડ્યો ભિલ્લી ભરતાર રે; ભ૦
ભિલ્લનો જીવ થયો તે યોગી, ભિલ્લી રૂદતી પ્રિય વિજોગી રે. ભ૦ ૫
ભટકત નૃપ ભટ ત્યાં કને આવ્યા, અન્ન પાન વાહનને લાવ્યા રે; ભ૦
અશ્વારૂઢ થઈ નૃપ ચાલ્યો, ભિલ્લ માનિની લઇ મન મહાલ્યોરે[8]. ભ૦ ૬
નિજ નિલયે[9] આવ્યો નર નાથ, પ્રિયતમા[10] ભિલ્લી પણ સાથરે; ભ૦
પ્રીતિયે સ્થાપી તે પટનાર, પ્રૌઢા[11] સુખ વિલસે ઉદારરે. ભ૦ ૭
અન્ય દિવસ વળી મૃગયા[12] હિત, ગયો ગહને[13] કાંતારે[14] અજિત[15] રે; ભ૦
એક મૃગ યૂથ વિછૂટો દીઠો, રેવતને[16] દોડાવ્યો ઉક્કિઠ્ઠો[17] રે. ભ૦ ૮
મૃગ કૂદી[18] જિમ કૂદી ત્રાસે, જૂદી વાટ ગ્રહીને નાશે રે; ભ૦
તુરંગ[19] પયોધિ[20] તરંગ જ્યું દોડે, બહુ ઉર્વી ઉલ્લંઘી ઘોડે રે. ભ૦ ૯

---

૧ શિકાર કરવા. ૨ ઝાડીમાં. ૩ હરણ. ૪ પર્વતમાં. ૫ રૂપનું ઘર. ૬ રાજાને. ૭ બાણ. ૮ મનમાં આનંદ પામતો. ૯ મહેલે. ૧૦ વ્હાલી. ૧૧ અત્યંત. ૧૨ શિકાર. ૧૩ જેમાં પ્રવેશ કરવો દુષ્કર હોય તેવું. ૧૪ વન. ૧૫ રાજા. ૧૬ ઘોડાને. ૧૭ અત્યંત. ૧૮ કૂદડી. ૧૯ ઘોડો. ૨૦ સમુદ્ર.

ગહ્વર[1] તરૂવર એક ઉક્દ્રિ, ધરણીધવે[2] મુનિ તિહાં દીઠરે; ભ૦
માસોપવાસી ઉદાશી મુણીંદા, કિમ ઉદ્ભટ વેશ નરિંદારે ?; ભ૦ ૧૦
મધુર ગિરાયે પયંપે મુણીંદા, કિમ ઉદ્ભટ વેશ નરિંદારે ?; ભ૦
નૃપ કહે મૃગયાહેતે અહિં આવ્યો, પણ તૃણચર[3] કરમેં ન પાયોરે. ભ૦ ૧૧
શીર્ષ ધૂણિ તવ કહે રૂષિ રાયા, પાપે દુર્ગતિ દુઃખદાયારે; ભ૦
કટુક ફળ છે પાપનાં ભ્રાતા !, સાચ વાચ માન નર ત્રાતારે[4] ! ભ૦ ૧૨
વિશુદ્ધ[5] ધર્મમાં અબુદ્ધ[6] તે રાયા, સમજાવ્યો મુનિ ચિત્ત લાયારે; ભ૦
શ્રાવક વ્રત અનુસરિયાં બાર, થયો સેંઠો સમકિત ધારરે. ભ૦ ૧૩
સદ્ગુરૂ વચને નિસ્તરે જીવ રંગે, લટથી ભમરી થાય પ્રસંગેરે; ભ૦
મોટી હિંસા આ ભવમેં કીધી, વળી ભિલ્લની ભજ્જા[7] લીધીરે. ભ૦ ૧૪
પંચત્વપદ[8] ભિલ્લને દીધું, એ દુષ્ટ કાર્ય શું કીધું રે; ભ૦
તેહ આલોચના ઋષિ પાસે, સ્વસ્થાને પહોંતો ઉલ્લાસે રે. ભ૦ ૧૫
ભિલ્લની ભજ્જા અજ્જા[9] સમીપે, વ્રત ધારક થઈ શુભ દીપે રે; ભ૦
દંપતી દુઃખ હરણી કરે કરણી, દયા પાળે ભવજળ[10] તરણીરે[11]. ભ૦ ૧૬
અંત સમય અણસણ આરાધી, મેલી રાજ ઋદ્ધિની ઉપાધિ રે; ભ૦
આયુ પૂરણ કરી દંપતિ ઉપના, નૃપ કુળમાં લહી તુમે પ્રગનારે[12]; ભ. ૧૭
રે નૃપ ! શુક થયો તે વેતી[13], કહું કર્મની વાતો કેતીરે ?; ભ૦

૧ ગાઢું-ઘાટું. ૨ રાજાએ. ૩ પશુ. ૪ રાજા. ૫ કેવળીએ ભાંખેલા. ૬ અજાણ. ૭ સ્ત્રી. ૮ મૃત્યુ. ૯ આર્યાજી પાસે. ૧૦ સંસાર રૂપ સમુદ્રને. ૧૧ તારનાર-નાવા સમાન. ૧૨ વિવેક-બુદ્ધિ. ૧૩ તેને લઈને.

પામ્યા કષ્ટ મહારે વિજોગ, તે તો જીવહિંસાના ભોગરે. ભ૦ ૧૮
જો વળી જૈન ધર્મ સંગ કીધો, તો એ મણુઅ તણો ભવ લીધોરે;ભ૦
હસતાં હસતાં કર્મ જે ભૂંટે[1], રોતાં રોતાં તે નવ છૂટે રે. ભ૦ ૧૯
ડાઘ દામરનો જે થયો દુકૂલે[2], જળ ધોયે ન જાએ ઉકુલે[3] રે; ભ૦
કાપાલિકે જે હરી તુજ નારી, તે ભિલ્લનું વૈર સંભારી રે. ભ૦ ૨૦
ગુણ-સુંદર મુનિવર એમ કહેતા, સુણે કનકસેન ભૂનેતારે; ભ૦
ઢાળ એ ત્રીશમી કરીજીયે[4] ભાંખી, કનકસેના ચરિત્ર છે શાખીરે. ભ.૨૧

દોહરા:-

અહો સ્વામી! મેં પૂરવે, જીવ હિંસા કરી દ્વેષ;
ભિલ્લ તણી ભામિની[5] હરી, તે ફળ પામ્યો એષ. ૧
એમ કહેતાં નૃપ રાણીને, જાતિ સ્મરણ ઉપ્પન્ન;
જેહવું મુનિયે ભાંખીયું, તેવું દીઠું નિપ્પન્ન[6]. ૨
ખટપટ ટળી સવી જ્ઞાનથી, ઝટપટ[7] થયો નરેશ;
લટપટ કરી મુનિને કહે, અટપટ[8] ઘો મુનિ વેશ. ૩
મુનિ કહે દેવાણુપ્પિયે!, મા પડિબંધ કરેહ;
સ્વજન તણી આણા લઇ, ચારિત્ર ચિત્ત ધરેહ. ૪
કરી વંદન મુનિ રાજને, ભૂપતિ આવ્યો ગેહ;
ચરણ[9] કરણ[10]ની ઉપરે, પ્રગટયો પૂરણ નેહ. ૫

---

૧ બાંધે. ૨ કપડામાં. ૩ ખારા કે સાબુથી. ૪ નાગચંદ્રજીએ. ૫ સ્ત્રી. ૬ બનેલું. ૭ દીક્ષા લેવા ઉતાવળો. ૮ આકરો. ૯ ચારિત્ર રૂપ ચરણ સિંતેરી. ૧૦ ક્રિયા રૂપ કરણ સિંતેરી ઉપર.

અગ્રેજ[1] સુત રાજ્યે ઠવ્યો, કીધો લહુ[2] જુવરાજ;
જુગલ રાણી મંત્રીશ્વરૂ, સજ્જ થયા સંજમ કાજ. ૬
ચાર સહસ્સ નર નારીઓ, થયા ભૂપને સંગ;
પ્રૌઢ આડંબરે પરિવર્યા, આવ્યા મુનિ અનુખંગ.[3] ૭

## ઢાળ ૩૧ મી.

[ રાગ–ધન્યાશ્રી. ]

ભૂપે ભૂષણ સહુ પરિહરિયા, જાણી ભાર સમાનજી;
દુકૂલ[4] અનુકૂળ તે પણ વર્જ્યા, અહિ[5] કંચુકી માનજી;
ધન્ય ધન્ય કનકસેન મુનિરાયા, કીર્ત્તિ સુધામય પાયાજી. એ ટેક. ૧
પંચ મુષ્ટી કર્યું કેશનું લુંચન, અવનીપ[6] થઇ અનુકૂળજી;
માનું શું અધુના ઉખેડયાં ?, કર્મ તરૂનાં[7] મૂળજી. ધ૦ ૨
રાય ઋષિયે લિંગ[8] મુનિનું, ધાર્યું ચડતે ભાવેજી;
મુહપત્તિ ને ધર્મધ્વજ[9] ગુરૂ, સમર્પે શિવ–દાવે[10]જી. ધ૦ ૩
સત્યાવીશ ગુણ ધારક હુવા, ગુણ સ્થાનક છઠ્ઠું પામ્યાજી;
ચરણ કરણ અનુકરણ તે કરતા, વિષય વિકારા વામ્યાજી. ધ૦ ૪
ચોરાશી ઉપમાથી ઉપમિત, જિતેન્દ્રિય મુનિ રાયાજી;
લક્ષ ચોરાશી યોનિ જંતુના, પ્રતિપાળક કહાયાજી. ધ૦ ૫
પંચ મેરૂ સમ પંચ મહાવ્રત, અતુળી બળ ઉપાડે જી;

---

૧ મ્હોટો. ૨ નાના દીકરાને. ૩ પાસે. ૪ રેશમી વસ્ત્ર. ૫ સાપ. ૬ રાજા. ૭ કર્મ રૂપ વૃક્ષનાં. ૮ વેશ. ૯ રજોહરણ. ૧૦ મોક્ષ પ્રાપ્ત કરાવવા માટે.

પંચ કરણ[૧] પંચાનનની[૨] પરે, ઘાલે સંવર વાડેજી. ધ૦ ૬
હોય સાહુણી[૩] ગુરૂણી સંગે, સંજમ રંગે પાળેજી;
સુમતિ સાધુ સમતાવંતા, વહે ચરણ ઉજમાળેજી. ધ૦ ૭
દ્વાદશાંગી અતિ આરાહી[×], સ્થવિર તણે પરસંગેજી;
ઉગ્ર ક્રિયા કરે ઉગ્ર વિહારી, ક્ષમા સમ દમ ઉપરંગેજી[૪]. ધ૦ ૮
ત્રિકરણ નિર્મળ છે જેહનાં, ભવિયણને પ્રતિ બોધેજી;
તપ જપ સંજમનો ખપ કરતા, કર્મ તણાં શિર રોધેજી[૫]. ધ૦ ૯
જિય કોહ જિયમાણ તપોધન, માયા જિય જિય લોહેજી.
જિય નિંદા થઈ સહજ સ્વભાવી, આગમ નયન આપોહેજી[૬]. ધ૦ ૧૦
અવધિ જ્ઞાન તણે અનુસારે, આયુષ કર્મ વિચારીજી;
માસ તણી હિતકર આરાધે, સંલેખણા સુખકારીજી. ધ૦ ૧૧
શુદ્ધ દેવ ગુરૂ ધર્મ ત્રિકરણે, નિશ્ચળ ચિત્તે ધ્યાયીજી.
તૃપ્તિ ભાવ ભાવ્યો મન શુદ્ધે, પરમ મહોદય પાઇજી. ધ૦ ૧૨
સુમતિ મુનિવર જ્ઞાન રસીલા, કનકસેન ઋષિ રાયજી;
સવ્વટ્ઠસિદ્ધ[૭] વિમાને પહોતાં, તેત્રીસ અયર[૮] ને આયજી. ધ૦ ૧૩
હોય પવત્તણી[૯] વિજય વિમાને, યોગ[૧૦] વશે ઉત્પન્નજી;
દેવ સંબંધી ભોગવે ભોગા, પૂરણ વિકસિત મનજી. ધ૦ ૧૪
તિહાંથી આયુ પૂર્ણ કરીને, અવતરશે તે વિદેહેજી,
ઉત્તમ કુળ વળી ઉત્તમ વર્ણે, ધર્મી ધનિકને ગેહેજી. ધ૦ ૧૫

---

૧ મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ, કષાય અને અશુભ યોગ રૂપ પાંચ કરણ. ૨ સિંહની. ૩ બે સાધ્વીઓ. × ભણ્યા. ૪ પૂર્ણ શ્રદ્ધાથી. ૫ તોડે. ૬ જુવે. ૭ સર્વાર્થ સિદ્ધ વિમાન. ૮ સાગરોપમને. ૯ સાધ્વીઓ. ૧૦ સંયમ.

તિહાં પણ મુનિપણું શુદ્ધ લઈને, કેવળી પદ અનુસરશેજી;
ભુવિ[1] ભમતાં ભવિજન પડિબોહી[2], શિવ રમણીને વરશેજી. ધ૦ ૧૬
શ્રી જિનવીરે ધર્મ પ્રકાશ્યો, દાન શીલ તપ ભાવોજી;
આપ આપને સ્થાનકે મ્હોટા, એ છે ગુણ પ્રસ્તાવોજી. ધ૦ ૧૭

ઉપસંહાર:-

એહ ચરિત્ર કનકસેનાનું, શીલ સંબંધે ગાયુંજી;
પૌર્ણિમ[3] પર્ણકુટિયે[4] રહીને, રાખ્યું શીલ સવાયુંજી. ધ૦ ૧૮
કનકસેના સતીની પરે જે કોઈ, પાળે શીલ અભંગજી;
તે પણ વંચ્છિત સુખ અનુભવશે,લહેશે જ્ઞાન તરંગ જી. ધ૦ ૧૯

પ્રશસ્તિ:-

વિધિમુખ[5]શિવમુખ[6]નિધિ[7]વર હિમકર[8], સંવત્ સંજ્ઞા એહ જાણોજી;
મધુ[9] માસ પૂર્ણિમા દિવસે, અર્કવાર[10] સુપ્રમાણોજી. ધ૦ ૨૦
કચ્છ સ્વચ્છ મનમોહન દેશે, અર્જુનપુર[11] સુવિશેષેજી;
શેષકાળ[12] કર્યો મન રંગે, સદ્ગુરૂને આદેશે જી. ધ૦ ૨૧
નિર્ગ્રંથ[13] ગચ્છ ગગનવિકાસન[14], અર્કદેવ[15] સૂરિ રાયાજી.
સેવક રંગસૂરિ[16] મુકુંદજી[17], પાનેંદ્ર[18] મુનિ રાયાજી. ધ૦ ૨૨

---

૧ પૃથ્વી ઉપર. ૨ પ્રતિબોધ આપીને. ૩ યોગીની. ૪ ઝૂંપડીમાં. ૫ બ્રહ્માના મોઢાં ચાર. ૬ પાંચ. ૭ નવ. ૮ ચંદ્ર-એક. ૯ ચૈત્ર. ૧૦ રવિવાર. ૧૧ અંજાર. ૧૨ માસ કલ્પ-એક માસ. ૧૩ સાધમાર્ગી સમુદાય રૂપ. ૧૪ આકાશમાં પ્રકાશ પાડનારા. ૧૫ સૂર્ય સમાન, દેવજી સ્વામી. ૧૬ રંગજી સ્વામી. ૧૭ કેશવજી સ્વામી. ૧૮ પાનાચંદજી સ્વામી.

તસ પદ સેવક પંડિત પ્રવરા, નિયતિ હરિ[૧] સૂરિ રાજેજી;
જાસ દિવાજે[૨] કુમતિ[૩] તણા મદ, સહસા દૂરે ભાજેજી. ધ૦ ૨૩
કૃપા પ્રસાદ લહીને તેહનો, ઉરગ[૪] મુનિ ઉલ્લાસેજી,
એકત્રીશ ઢાળ તણી કરી રચના, કનકસેનાને રાસે જી. ધ૦ ૨૪
બિંદની[૫] હરિ ગુરૂ ભ્રાતા વચણે, કીધો એહ પ્રયાસજી;
મંગળ પ્રાપ્તિ શ્રોતા ઘર હોજો, વાસુકિ[૬] વયણ વિલાસજી. ધ૦ ૨૫

---

ઈતિ શ્રી લોંકાગચ્છાંતર્ગત–કચ્છાષ્ટકોટિ–બૃહત્પક્ષીય સંપ્રદાય–
તિલકાયમાન–પૂજ્યપાદ–આચાર્ય શ્રી કર્મસિંહજિત્સ્વામિ–
ચરણાંબુજ ભ્રમર–મુનિ શ્રી નાગચંદ્ર વિરચિત–શીલધર્મ
માહાત્મ્ય દર્શક–શ્રી કનકસેન–કનકસેના–રાસોડયં
સમાપ્તઃ સર્વ ગાથા ૮૭૫

———:x:———

---

૧ કર્મસિંહજી સ્વામી. ૨ શાસન–આજ્ઞામાં. ૩ દુષ્ટ બુદ્ધિવાળા માણસોના. ૪ નાગચંદ્રજી મુનિ. ૫ તિલોકચંદ્રજી. ૬ નાગચંદ્રજી સ્વામી.

સ્વ૦ આચાર્ય શ્રી કર્મસિંહજી સ્વામી સ્મારક
શાસ્ત્રમાળા મણકો ૩૫ મો.

# અભ્યાખ્યાન પાપસ્થાનક દોષ દર્શક:—
# સતી ધનવતીનો રાસ.



: રચયિતા :
જૈન મુનિ નાગચંદ્રજી.



: પ્રકાશક :
શાહ આસંવીર કુરપાર.
કચ્છ—તણુવાણા.

વીર સંવત ૨૪૬૭ શ્રી વીર જયંતી, બુધવાર

स्वागत्ता वृत्तम्

કોઇ ઉપર જુઠો આળ જો દેશો;
તો ધનવતીની પરે દુઃખડાં સહેશો.

——:o:——

॥ सर्व जिनाय नमः ॥

# અભ્યાખ્યાનોપરિ પુણ્યપાળ–ધનવતી સતી રાસ.

## દોહરાઃ—

ધર્મનાથ ધરમાતમા, ધર્મ પરમ દાતાર;
દુર્ગતિ પડતાં જીવને, ધર્મ તણો આધાર. ૧
શ્રી જિનવીરે ભાંખીયા, પાપનાં સ્થાન અઢાર;
આળ કર્મ તેહમાં વડું, વિરૂઆં ફળ દેનાર. ૨

## यतः–

हिंसाऽसूनृतचौर्य मैथुन धनाकांक्षाः क्रुधं मानकं,
माया लोभकलींश्च रत्यरतिमभ्याख्यानपैशून्यके ।
द्वेषं प्रेम परापवाद वदनं, माया मृषा भाषणं,
मिथ्यादर्शन शल्यपातक पदं चाष्टादशापि त्यज ॥१॥

## પૂર્વ દોહરાઃ–

સતીયો પણ એ પાપથી, પામે કષ્ટ અપાર;
અભ્યાખ્યાન[1] ન સેવશો, અહો શ્રોતા નરનાર! ૩
ત્રયોદશમ[2] પાપ સ્થાન પર, ધનવંતી દૃષ્ટાંત;
ભો ભવ્યો! આળસ તજી, નિસુણો થઇને શાંત. ૪

---

૧ કોઇ ઉપર ખોટા આળ ચઢાવવો. ૨ તેરમું.

## ઢાળ ૧ લી.

[ દેશ મનોહર માળવો. એ દેશી ]

જંબૂ[1]–ભારહ[2]–વાસમાં, દેશ બત્રીશ હજાર, લલના;
સાડા પંચવીશ આર્ય છે, અન્ય અનારજ ધાર; લ૦
શીલ સંબંધ શ્રોતા ! સુણો. ૧
દેશ કુણાલે શોભતી, નયરી સાવરથી સાર; લ૦
માનું વાસવપુરી સમી, વસતા વરણ અઢાર. લ૦ શી૦ ૨
પર ઉપગારે આગળા, પાંગળા પર ધન લેણ; લ૦
પરત્રિય[3] દેખણ આંધળા, સુવિહિત[4] વસતા સેણ. લ૦ શી૦ ૩

**यतः–**

**परपरिवादे मूकः परनारी वक्र निरीक्षणेप्यंधः ।**
**पंगुः परधन हरणे, स जयति लोके महा पुरुषः ॥१॥**

**પૂર્વ ઢાળ.**

જિત શત્રુ નામે નરપતિ, ન્યાયે રામ સમાન; લ૦
રાણી શાણી તેહની, ગુણ સુંદરી અભિધાન. લ૦ શી૦ ૪
તે પુરિમાં નિવસે ભલો, પુણ્ય–પાળક શાહ; લ૦
વિનયી વિવેકી વિચક્ષણો, ચાલે રૂડે રાહ[5]. લ૦ શી૦ ૫
ધનવતી તેહની ભામિની[6], ધરણી[7] પરે ક્ષમાવંત; લ૦
સદ્‌ગુણ ધારિણી મંજુષા[8], દંપતિ ધર્મિ સંત. લ૦ શી૦ ૬
જીવાદિક નવ તત્ત્વનો, ગુરૂ મુખે જાણ્યો અર્થ; લ૦
આણા શ્રી જિનરાજની, પાલન કરવા સમર્થ. લ૦ શી૦ ૭

---

૧ જંબુદ્વીપના. ૨ ભરતક્ષેત્રમાં. ૩ પારકી સ્ત્રી. ૪ લાયકાતવાળા. ૫ રસ્તો–આચાર. ૬ સ્ત્રી. ૭ પૃથ્વી. ૮ પેટી.

વળી તે નયરીમાં વસે, ઇભ્ય-પુત્ર કુળ-કર્મ; લ૦
નાસ્તિક મત અંગી-કર્યો, ચિત્ત વસીયો અધર્મ. લ૦ શી૦ ૮
પુણ્ય-પાળને તેહથી, બાળ-પણાથી પ્રીત; લ૦
સજ્જનની સંગત થકી, દુર્જન ન તજે સ્વરીત. લ૦ શી૦ ૯
હંસ સમીપ વસે સદા, *વાયસ ન હુવે શ્વેત; લ૦
તેમ મિથ્યા-મતિ માનવી, ન ભજે શુદ્ધ સમકેત[1]. લ૦ શી૦ ૧૦
પુણ્ય-પાળ એકદા સમે, સૂતો નિજ શયનીય[2]; લ૦
ત્રણ યામ[3] વીતી ગયા, ચોથે પ્રહરે રજનીય[4]. લ૦ શી૦ ૧૧
ચિંતે જાઉં વિદેશમાં, માયા મેળવવા કાજ; લ૦
તો વૃદ્ધ વયમાં મુજને, ધર્મે મળશે સાજ. લ૦ શી૦ ૧૨
વાત કરી તવ નારીને, લલના કહે લ્યો સાથ; લ૦
દોષનો સંભવ નારીને, એકલી રહેતાં નાથ! લ૦ શી૦ ૧૩
પરદેશે બંધન ઘણું, નારીનું કહેવાય; લ૦
કરીશ ભલામણ મિત્રને, રહેજે આનંદમાંય. લ૦ શી૦ ૧૪
એમ સમજાવી નારીને, આવ્યો મિત્ર સમીપ; લ૦
ગમન તણી કહી વાતડી, સમજાવીને ખિપ્પ[5]. લ૦ શી૦ ૧૫
દીધી ભલામણ ઘરતણી, સ્વીકારી કુળ કર્મ; લ૦
કહે વહેલા મળજો ફરી, મેળવી ઋદ્ધિ અખર્વ[6]. લ૦ શી૦ ૧૬
વહાણે ચઢીને ચાલીયો, પુણ્ય-પાળ પરદેશ; લ૦
નાગચંદ્ર પૂરી થઇ, ઢાળ પ્રથમ સુવિશેષ. લ૦ શી૦ ૧૭

---

૧ સમકિત. ૨ સેજા. ૩ પહોર. ૪ રાત્રિ. * કાગડો. ૫ ક્ષિપ્ર-જલ્દી. ૬ અત્યંત.

## દોહરા.

હવે ભવિયણ! તમે સાંભળો, સતી ચરી ચિત્ત લાય;
પણ નિસુણી કરતા રખે, અંધ આરશી ન્યાય. ૧
પતિ વિરહથી **ધનવતી**, કરતી ધર્મ સદાય;
ત્યાગવૃત્તિ માંહે રહે, ન કોઈને ઘર જાય. ૨
મિત્ર ભલામણ પ્રેરીયો, નિત્ય આવે કુળકર્મ;
કાર્ય હોય તે દાખવે, સતી **ધનવતી** સહ શર્મ. ૩
જુગલ[1] માસ કરતાં ગયા, આવ જાવ ઈણ ભાત;
હવે શ્રોતા જન! સાંભળો, નિપટ રસીલી વાત. ૪

## ઢાળ ૨ જી.

[ ઇડર આંબા આંબલી રે. એ દેશી. ]

એક દિવસ **ધનવતી** સતીરે, દેહ શુદ્ધિને કાજ;
ન્હાવા બેઠી ચોકમાં રે, લેઈ મંજન સાજ;
ભવિક જન! જો જો કર્મનાં કામ, જે ન ફરે દીધે દામ. ભવિ૦૧
સતી કહે દાસી પ્રત્યે રે, વાસજે ખડકી દ્વાર;
તહત કરી દાસી પડી રે, અન્ય પ્રવૃત્તિ મુઝાર. ભ૦ ૨
દ્વાર ન ઢાંકયાં દાસીયેરે, સતી નિર્ભીક કરે સ્નાન;
કુળકર્મ પોતો એહવે રે, કરી આસવનું[2] પાન. ભ૦ ૩
સતીનું શરીર નિહાળતાંરે, પ્રગટયો કામ વિકાર;
પંચબાણુથી[3] વિંધીયોરે, અહો અહો રૂપ અપાર! ભ૦ ૪
લાજ મર્યાદા છોડીને રે, આવે સતીને નજીક;
પગરવથી ચમકી સતીરે, ભાળે સા સહ–ભીક. ભ૦ ૫

---

૧ બે. ૨ મદીરા–દારૂ. ૩ કામથી.

પતિના મિત્રને દેખતાં રે, સત્વર પહેર્યાં ચીર;
કહે અધુના[1] અળગા રહો રે, સ્નાન કરૂં અહો વીર! ભ૦ ૬
કામી કુળ નવિ ઓળખે રે, કહાણી એ મશહૂર;
નાકારાને અવગણી રે, આવ્યો સતીને હજૂર. ભ૦ ૭
બે શરમો એમ બોલતો રે, માનિની! માનો કેણુ;
હું મોહ્યો તુજ રૂપમાં રે, જોતાં ન ધ્રાપે નેણુ. ભ૦ ૮
વૃશ્ચિક[2] ડંક સમા સુણી રે, દુષ્ટનાં વચનો રે કાન;
શૌર્યથી આક્રોશી કહે રે, રે શું બોલે બેભાન? ભ૦ ૯
શીલ શૃંગાર છે માહરૂં રે, ન તજું કોટી ઉપાય;
જા ક્ષેમે તુજ મંદિરે રે, નહિતર ભાંગીશ પાય. ભ૦ ૧૦

यतः-

गुरूपदेशो शतमंडनानि, सत्यं मुखे लंकरणं च सत्यम् ।
करांबुजे कंकण मेवदानं, सर्वांग शृंगार करं च शीलम् ॥१॥

**પૂર્વ ઢાળ.**

કુળકર્મ સુણીને કોપીઓ રે, કહે રાતા કરી નયણુ;
રે રંડા! શું બોલતી? રે, અણુ વિચાર્યાં વયણુ. ભ૦ ૧૧
પણુ હવે યાદ તું રાખજે રે, જો કુળકર્મ મુજ નામ;
તો કરી કોઈ ઉઠાવને રે, છંડાવું તુજને આ ગામ. ભ૦ ૧૨
સતી કહે સુખ દુઃખ જેહવાં રે, લખીયાં લલાટે રે મુજ;
ભોગવીશ હું તેહવાં રે, પણુ વશ ન થાઉં તુજ. ભ૦ ૧૩

यतः—

सहित गगन विहारी कल्मषध्वंसकारी,
दश शतकर धारी ज्योतिषां मध्य चारी ।
विधुरपिविधियोगाद्ग्रस्यते राहुणासौ,
लिखितमपि ललाटे प्रोज्झितुं कः समर्थः ॥ ५ ॥

---

૧. હમણાં. ૨ વીંછી.

## પૂર્વ ઢાળ.

આજ પછી મુજ મંદિરે રે, નવી આવીશ કોઇવાર;
એમ અવ-હેરી કાઢીઓ રે, દઇ શત[1] વાર ધિક્કાર. ભ૦ ૧૪
કુળકર્મ નિજઘરે આવીયોરે, પણ રહ્યો સતી પર રોષ;
અહર્નિશ[2] હવે શોધતો રે, ધનવતી કેરા દોષ. ભ૦ ૧૫
સતી ગૃહમાં રહી સાચવે રે, ધર્મ નિયમ શુદ્ધ શીલ;
દીન અનાથને પોષતી રે, ઉત્તમ કામે ન ઢીલ. ભ૦ ૧૬
કર્મ ન છૂટે પ્રાણીયાં રે, સુણજો સહુ નરનાર!;
ઢાળ બીજી પૂરી થઇ રે, નાગચંદ્ર સુવિચાર. ભ૦ ૧૭

## દોહરા.

સતી અશુભ કર્મોદયે, સાવરથી પુરી માંચ;
રોગ થયો છલકા તણો, જન ગણને દુઃખ દાય. ૧
નૃપ ઉપાય કરે ઘણા, પણ નવિ થાએ શાંત;
લોક થોક મળી એમ કહે, બેસીને એકાંત. ૨
રોગ થયો સ્વભાવથી, કે કોઈ દેવનો કોપ?;
કે કોઈ યોગી કોપિયો?, જન ગણ કરતા રોપ. ૩
એહવે ત્યાં કર્ણુ આવીઓ, કુળકર્મ કર્મ કઠોર;
સાંભળી જનમુખની ચરી, બોલે એમ નિઠોર. ૪

## ઢાળ ૩જી.

[ કપુર હોવે અતિ ઉજળો રે. એ દેશી. ]

સજ્જન જનને ખલ[3] જનો રે, આપે કષ્ટ સદાય;
"ધર્મેજય ક્ષય પાપનો રે", એ છે સિદ્ધો ન્યાય.
સુગુણુજન! જુઓ જુઓ કર્મની વાત. ૧

---

૧ સો. ૨ રાતદિવસ. ૩ દુષ્ટ સ્વભાવવાળા.

કુળકર્મ ચિત્તમાં ચિંતવેરે, હઉં ધનવતી પર આળ;
થાશે ફજેતી ગામમાં રે, જાશે નાશી તત્કાળ. સુ૦ ૨
એમ ચિંતી કહે લોકને રે, જે એ રોગ પ્રસિદ્ધ;
પુણ્ય–પાળની નારીએ રે, જન મારણને કીધ. સુ૦ ૩
લોક કહે શું બોલીઓ રે ?, એ તો ધર્મિણી નાર;
ન કરે સતી થઈ એહવું રે, અનિષ્ટ કાર્ય કોઈ વાર. સુ૦ ૪
દુષ્ટ કહે મેં ભાળીયુંરે, રાક્ષસીનું કરે રૂપ;
રાક્ષસી વિદ્યા સાધતી રે, કરીને રૂપ વિરૂપ. સુ૦ ૫
મેં ઘર છોડ્યું તેહનું રે, દેખી એહ બનાવ;
જૂઠ ચરી એહવી કહી રે, લોક માંહે લઈ દાવ. સુ૦ ૬
અલીક[૧] વાત એ સાંભળી રે, લોક થયા સશંક;
શાકિની કહી બોલાવતા રે, ન ટળે વિધિના અંક[૨]. સુ૦ ૭

यतः–

कृत कर्म क्षयो नास्ति, कल्प कोटि शतैरपि ।
अवश्य मेव भोक्तव्यं, कृतं कर्म शुभाशुभम् ॥ १ ॥

પૂર્વ ઢાળ.

આંગળી ચિંધી જન કહે રે, એણે કીધો રોગ પ્રચાર;
ગલીએ ગલીએ વિગોવતા રે, લોક દીયે ધિક્કાર. સુ૦ ૮
વાત નગરીમાં વિસ્તરી રે, દુષ્ટ[૩] થયો રળિયાત;
ખોંચાડી ભૂધવ કને રે, જૂઠ સતીની વાત. સુ૦ ૯
નૃપ કોપી કહે સચીવને રે, કાઢો ભૂંડી નાર;
દુર્બળ કન્ના રાજવી રે, નહિ તસ દીર્ઘ વિચાર. સુ૦ ૧૦

૧ ખોટી. ૨ લખ્યા લેખ. ૩ કુળકર્મ.

[1]સચિવ કહે કોટવાળને રે, [2]તલવર લઇ [3]ભટ ચાર;
ચાલ્યો સતીને કાઢવા રે, સતી સુણે વાત વિચાર. સુ૦ ૧૧
ઘર ભળાવી પાડોશીને રે, સતી ચાલી દઈ દ્વાર;
ચડ વડી [4]ચર લઈ આવીયો રે, પાછળથી તે [5]તલાર. સુ૦ ૧૨
પાડોશી મુખ સાંભળી રે, [6]આરક્ષક વળ્યો તામ;
[7]નરવર આગળ દાખવી રે, વીતી વાત તમામ. સુ૦ ૧૩
પિયરીયે જાવા તણો રે, સતીયે સંકલ્પ કીધ;
દૂતી પણ તજે દેવતા રે, એ છે ઉક્તિ પ્રસિદ્ધ. સુ૦ ૧૪
કાક તાડી હવે ન્યાયથી રે, રોગ થયો ઉપશાંત;
કુળ કર્મ કહે લોકને રે, જુવો શાકિની એકાંત. સુ૦ ૧૫
લોક કહે સાચી સવી રે, ભાષિત તાહરી વાત;
નાગચંદ્રે ત્રીજી કહી રે, આગળ સુણો અવદાત. સુ૦ ૧૬

દોહરા.

લોક શું જાણે મર્મને ?, બોક સરીખા જેહ;
ફોક [8]અલીક વાતો કરે, [10]ઢોક દઈને તેહ. ૧

यतः—अनुष्टुप्

गतानुगतिको लोको, न लोकः पारमार्थिकः ।
वालुका लिंग–मात्रेण, गतं मे ताम्रभाजनम् ॥ १ ॥

પૂર્વ દોહરા.

જીવ અજ્ઞાને આવર્યો, કરે નિત્ય પર [11]પરિવાદ;
રખે કરો કોઇ પ્રાણીયા !, લિખિત લેખથી વાદ. ૨

---

૧ પ્રધાન ૨ કોટવાળ. ૩ સુભટ. ૪ સેવકપુરુષ. ૫–૬ કોટવાળ. ૭ રાજા. ૮ કહેલી. ૯ ખોટી. ૧૦ ખંતથી. ૧૧ નિંદા.

કુળકર્મ રંજિત થયો, ધન્ય માને અવતાર;
પૌરષપણું મન આણુતો, બાંધે કર્મ અપાર. ૩
હસતાં કર્મ જે બાંધશો, રોતાં નવિ છૂટંત;
સતી સંતાપી તેહનું, ભવિ! સુણો ફળ શું લહંત. ૪

## ઢાળ ૪થી.

[ ખિભીક્ષણ વાત વિચારે એ. એ દેશી. ]

અતિ પુણ્ય અતિ પાપનું રે, ફળ મળે ત્રણ દિન માંય;
કુળકર્મ કોઢી થયો રે, સતી કલંક પસાય;
કર્મગતિ વાંકડી રે, દ્વેષે ન બાંધશો કોય; શેરી છે સાંકડી રે. એ ટેક.૧
વિણઠું અંગ એક રાતમાં રે, વ્યથા વિપુલ સર્વાંગ;
દુઃસહ દુર્ગંધ નીકળે રે, કોહ્યાં અંગ ઉપાંગ. ક૦ ૨

यतः-अनुष्टुप्

लंघनैः पच्यते रोगः, फलंकालेन पच्यते ।
कुमित्रैः पच्यते राजा, पापी पापेन पच्यते. ॥ १ ॥

## પૂર્વ ઢાળ.

પ્રૌઢી પીડા કોઢની રે, દેખીને ઘર જન;
અગણિત ઉપચારો કર્યા રે, કિમપિ કરાર ન તન્ન. ક૦ ૩
કંટાળી ઘર જન સહુ રે, રાખ્યો ગુપ્તાગાર;
થોડે જળે જિમ માછલી રે, ટળવળે તે નિરાધાર. ક૦ ૪
અશન[1] ઉંચેથી આપતા રે, ન કરે કોઈ સંભાળ;
નરક સમાં દુઃખ ભોગવે રે, ન ટળે કર્મની ચાલ. ક૦ ૫

यतः—शार्दूल०

वृक्षं क्षीण फलंत्यजंति विहगाः, शुष्कं सरः सारसा,
निर्द्रव्यं पुरुषं त्यजंति गणिका, भ्रष्टं नृपं सेवकाः ।

---

૧ ખાવાનું.

**निर्गंधं कुसुमं त्यजंति मधुपा, दग्धं वनांतं मृगाः,**
**सर्वः स्वार्थवशो जनोभिरमते, नो कस्य को वल्लभः ॥२॥**

**પૂર્વ ઢાળ.**

સતી કર સ્પર્શનથી થશે રે, કુળકર્મને કરાર;
હવે શ્રોતા જન! સાંભળો રે, ધનવતીનો અધિકાર. ક૦ ૬
સતી નિજ કર્મને નિંદતી રે, આવી પિયર માંય;
ભાઈ ભોજાઈ ધાઇ મળ્યાં રે, ધનવતીને ઉમાય. ક૦ ૭
ભાઇ કહે બાઇ! પ્રતે રે, પઉધાર્યા મુજ ગેહ;
કૃતપુણ્ય[1] કીધો મુજને રે, પણ કિમ થઈ કૃશ દેહ?. ક૦ ૮
સતીયે ઇત્થંભૂ[2] કહી રે, ભાઈ આગળ સવી વાત;
અનુજ[3] ધીરજ આપી કહે રે, દુઃખ ન ધરો તિલમાત. ક૦ ૯
સાદરે રાખી નિજ ઘરે રે, દુઃખ વિસારણ કાજ;
ભાઈ ભક્તિ કરે ઘણી રે, ધર્મમાં કરતો સાજ. ક૦ ૧૦
કોઈ સમય ધનવતી મને રે, યાદ આવે ગત વાત;
અશ્રુપાત[4] કરે અતિ રે, સમજાવે વળી ભ્રાત. ક૦ ૧૧
ભાઈ બાઈનું દુઃખ શમાવવા રે, સોંપે પોતાનો બાળ;
પાળજો લાલજો એહને રે, દુઃખ થશે વિસરાળ. ક૦ ૧૨
ભાઈ વચને ભત્રીજને રે, સંભાળે ધરી પ્રીત;
પ્રવૃત્તિમાં દુઃખ વિસર્યું રે, સંસારની એ રીત. ક૦ ૧૩
કષ્ટમાંહે પણ ધર્મને રે, નવ છોડે ધન્ય તેહ;
સમરે શ્રી જિનરાજને રે, પાળે નિયમો નેહ. ક૦ ૧૪
અનુકૂળ સમયે ભોજાઈને રે, આપે ધર્મનો બોધ;
અવસર લહી એકાંતમાંરે, કરતી આતમ શોધ. ક૦ ૧૫

---

૧. ભાગ્યશાળી. ૨. પહેલેથી છેલ્લે સુધી વીતેલી. ૩ ન્હાનો ભાઇ. ૪ રડવું.

સુખમાંહિ દુઃખ ઉપજે રે, અશુભ કર્મને યોગ;
અશુભોદયે સતીને જુવો રે, કેવો મળે સંયોગ ?. ક૦ ૧૬

यतःअनुष्टुप्

अहो ! संसार वासेऽस्मिन्, विधेर्विलसितं महत् ; ।
दुर्घटं घटते कस्मात्, सुघटं विघटं भवेत्. ॥३॥

ચાર માસ વીત્યા સુખે રે, પૂરવ દુઃખ થયું શાંત;
નાગચંદ્રે ચોથી કહી રે, આગળ સુણો તજી ભ્રાંત[1]. ક૦ ૧૭

દોહરા.

ભ્રાત દાસ એક તરૂણ છે, શેઠને પ્રિય અતિ તેહ;
કામ કાજ ઘરનું કરે, સંભાળે સહુ ગેહ. ૧
ધનવતી રૂપે મોહીયો, લાલચ લાગી તાસ;
લાલચ ભૂંડી વિષયની, એ જગ મોટો પાશ. ૨
એક દિવસ ધનવતી તણાં, ભાઇ ભોજાઇ જેહ;
કોઈક કાર્ય ઉદ્દેશીને, પર ગામે ગયાં તેહ. ૩
પાછળ મંદિર[2]માં રહ્યાં, ધનવતી ને તે દાસ;
અનુચર[3] ચિંતે માહરી, ફળશે આજે આશ. ૪

ઢાળ ૫મી.

[ ઝુમખડાની દેશી. ]

મધ્યાન્હે ધનવતી સતી, જમી બેઠી આવાસ;
કરમ ગતિ સાંભળો. એ ટેક.
પુસ્તક ધર્મનાં વાંચતી, એહવે આવ્યો દાસ. ક૦ ૧
દાસ સતીને એમ કહે, જો માનો મુજ વાત; ક૦
તો દાખવું તુમ આગળે, મન કરીને રળીયાત. ક૦ ૨

---

૧ અસ્થિરતા. ૨ ઘરમાં. ૩ દાસ.

લોભે ભાવે ધનવતી કહે, કહે શું કહેવું તુજ ?; ક૦
દાસ કહે તવ ગહગહ્યો[1], અંતરની જે ગુઝ. ક૦ ૩
તું તરૂણી પતિ–વિરહિણી, હું પણ તરૂણે વેશ; ક૦
જોગ જોડો તાહરો માહરો, સરખો છે સુ–વિશેષ. ક૦ ૪
તુજ ભ્રાતા ઘર ધન ઘણું, તેમાંથી હરી ધન; ક૦
નાશી જાઇયે આ રયણીમાં, કોઇ ન જાણે જન. ક૦ ૫
કર્ણશૂચી[2] સમ સાંભળી, દાસનાં કટુક વચન; ક૦
ક્રોધારૂણ[3] નયણે કહે, રે શું બોલે અધન્ન ?. ક૦ ૬
રે ભુંડા ! મુજ ભાઇયે, પાળી મોટો કીધ; ક૦
તે ગુણ તું ભૂલી ગયો, લુણ હરામ તેં કીધ. ક૦ ૭
ભાઈ જો જાણશે વાતડી, કરશે ઘરથી દૂર; ક૦
થાશે ફજેતી તાહરી, પામીશ દુઃખ પ્રચૂર. ક૦ ૮
ન કરીશ એહવી હવે ચરી[4], કહું છું તુજને સાફ; ક૦
મહાદોષ એ તાહરો, આજ કરૂં છું માફ. ક૦ ૯
સુણી શિખામણ સતી તણી, ભય પામ્યો અતિદાસ; ક૦
ખીજાણો અતિ મન વિષે, ઉઠયો થઇને નિરાશ. ક૦ ૧૦
સ્વસ્થાને ચલી આવીયો, ચિંત્તે મનમાં દુષ્ટ; ક૦
શેઠ આવ્યાં રખે ધનવતી, મુજને કરશે ભ્રષ્ટ. ક૦ ૧૧
વૈરી વ્યાધિ જે આપણા, તેનો કરવો ઉપાય; ક૦
પાણી પેલી પાળ બાંધવી, ચિંત્તે એમ શઠ રાય. ક૦ ૧૨

**યતઃ–અનુષ્ટુપ્**

**उपदेशो न दातव्यो, यादृशे तादृशे नरे ।**
**पश्य वानर मूर्खेण, सुगृही निर्गृही कृता ॥१॥**

---

૧ હોંશ રાખીને. ૨ કાનને સોય સરખા. ૩ ક્રોધથી લાલ થયેલાં. ૪ વાત.

## પૂર્વ ઢાળ.

સહદેવ સંધ્યાએ આવીયો, પ્રણમે સતીનાં પાય; ક૦
પણ ધનવતીએ દાસની, વાત ન દાખી કાંય. ક૦ ૧૩
સહુ સૂતા રયણી સમે, છળ તાકી રહ્યો દાસ; ક૦
સતીને ઘરથી કાઢવી, કરીને કોઇ આયાસ[1]. ક૦ ૧૪
મધ્ય નિશાએ[2] સા સતી, શરીર શંકા દૂર કાજ; ક૦
ઉઠી ગઈ વાટક[3] વિષે, આવ્યો દાસનો વાજ[4]. કા૦ ૧૫
ધનવતીને ઓરડે, સુતો શેઠનો બાળ; ક૦
દાસ દુષ્ટ તિહાં આવીયો, કર કાતી[5] વિકરાળ. ક૦ ૧૬
પંચ વરસનો બાળ તે, કુસુમ પરે સુકુમાળ;
નાગચંદ્ર શ્રોતા! સુણો, એ થઇ પાંચમી ઢાળ. ક૦ ૧૭

## દોહરા.

દુષ્ટે કાતીથી કર્યો, બાળકનો શિરચ્છેદ;
ઉપર વસ્ત્ર ઓઢાડીયું, દાસે ધરી ઉમેદ. ૧
બાળ હત્યા કરતાં થકાં, નાવી મનમાં મહેર;
કાતી સતી શયનાસને[6], ગોપવી રાખી સુપેર. ૨
નિમક હરામી એહવો, કરીને કાળો કેર;
પ્રફુલિત થઈને આવીયો, દાસ તે આપણે ઘેર. ૩
વૃદ્ધ શંકા[×] નિવારીને, સતી નિજ સદને[૭] આય;
કાળો કેર દાસે કર્યો, સતી નવ જાણે કાંય. ૪

---

૧ યુક્તિ. ૨ રાત્રિને વિષે. ૩ વાડામાં. ૩ ટાણું. ૫ છરી. ૬. બિછાના નીચે. × દિશા જંગલ. ૭ ઘેર.

## ઢાળ ૬ ઠી

[ ધન જે પુરૂષ નારી તજે. એ દેશી. ]

પ્રાત: સમયે જાગી સતી, સમરે શ્રી નવકાર હો;
આવશ્યકની ક્રિરિયા કરે, કરવા [1] અઘ [2] પરિહાર હો. ૧
ધન્ય કૃતપુણ્ય [3] ધનવતીસતી, જેણે રાખ્યું શીલ અટંક હો;
શીલવંત નરનારીનો, વાળ ન હોવે વંક હો. ધ૦ ૨

યત:–માલિની–

हरति कुल-कलंकं लुंपते पाप-पंकं,
सुकृत मुपचिनोति श्लाघ्यतामातनोति ।
नमयति सुरवर्गं हंति दुर्गोपसर्गं,
रचयति शुचिशीलं स्वर्गमोक्षौ सलीलम् ॥१॥

### પૂર્વ ઢાળ.

ક્રિયા કરી પ્રતિક્રમણની, પછે ઉઠાવતી બાળ હો;
પણ તે તો જાગે નહિ, નજીક આવે તવ ચાલહો. ધ૦ ૩
વસ્ત્ર કરે જવ વેગળું, છેદ્યું દીઠું શીશ હો;
[4] શોણિત શય્યામાં ભર્યું, આ શ્યો જુલમ જગદીશ હો ! ધ૦ ૪
સતી ભય ભ્રાંત થઇ અતિ, થર થર કંપે તન્ન હો;
આક્રંદ ઉંચે સ્વરે કરે, રે શું એ નિષ્પન્ન હો ?. ધ૦ ૫
ભાઇ ભોજાઈ ધાઇને, આવ્યા સુણી પોકાર હો;
મૃત તનુજને દેખીને, તે પણ કરતા શોર હો. ધ૦ ૬
હા ! સુત કોણે મારીઓ, ?, વહાલો પ્રાણાધાર હો;
[5] અંધયષ્ટિ સમ એ હતો, કુળ તણું શ્રુંગાર હો. ધ૦ ૭

---

૧ પાપનું. ૨ પ્રાયશ્ચિત્ત. ૩ ભાગ્યશાળી. ૪ લોહી. ૫ અંધાને લાકડી સમાન.

ધનવતી કહે ન લહું કશું ?, રાત્રીમાં થયું એય હો;
મૌન રહ્યો ભાઈ સુણી, સ્મશાને ચાલ્યા લેયહો. ધ૦ ૮

પરિજન સમૂહ ને દાસ તે, આવ્યા છે તસ લાર હો;
પિતૃવને[1] વાતો કરે, લોક થોક તેણી વાર હો. ધ૦ ૯

કોણે માર્યો હશે બાળ એ ?, તવ બોલ્યો તિહાં દાસહો;
વાત જાણું છું એ સવી, પણ કહેતાં લહું ત્રાસ હો. ધ૦ ૧૦

જન આગ્રહ કરે ઘણો, તવ બોલે તે પાપી હો;
શાકિની ધનવતીએ શિશુ[2], રાતનો નાંખ્યો કાપી હો. ધ૦ ૧૧

રૂધિરનું પાન કરતી હતી, દીઠી મેં અર્દ્ધ રાતે હો;
સેજા તળે કાતી ઠવી, શંકા હુવે તો જુવો જાતે હો. ધ૦ ૧૨

સાવર્થીમાં બહુ લોકને, મારી આવી આંહિં હો;
બળતી ગાડર શેઠજી !, વ્યર્થ[3] ઘાલી ઘરમાંહિં હો. ધ૦ ૧૩

પયભાજન[4] માંજારીને[5], કાયમ ન રહે સોંપે હો;
તેમ શાકિનીને[6] સોંપતાં, માર્યો બાળ એ ચાંપેહો[7]. ધ૦ ૧૪

જો વિશ્વાસ ન મુજમાં, તો કરો કાતી તલાશ હો;
હજી જો રહેશે ગામમાં, તો કરશે જન નાશ હો. ધ૦ ૧૫

વાત સુણી એ દાસની, જન થયા શંકાશીલ હો;
નાગચંદ્રે છઠ્ઠી કહી, શીલથી થાશે લીલ હો. ધ૦ ૧૬

---

૧ સ્મશાનમાં. ૨ બાળકને. ૩ ફોકટ. ૪ દૂધનું ઠામ. ૫ બિલાડીને. ૬ ધનવતીને. ૭ નિર્દયપણે.

## દોહરા.

કાતી તપાસ કરી જને, ધનવંતી સેજા હેઠ;
દીઠી રક્તલેપિત[1] તદા, જન મન શંકા પેઠ. ૧
લોકે જાણી ડાકિની, ખેદે ભરાણો ભાઇ;
વેંચી ઉંઘ ઉજાગરો, લીધો મેં દુઃખ દાઈ. ૨
રોતાં સહુ છાનાં રહ્યાં, પણ ન રહે સતી ત્યાંય;
પૂરવનું દુઃખ ઉલટયું, વળી નૂતન દુઃખ દાય. ૩
ભોજાઈ મેણું દીયે, શું એ કરતી ફંદ ?;
માઠું લાગે એવડું, તો શાને હણ્યો નંદ ?. ૪

## ઢાળ ૭ મી.

[ અરણીક મુનિવર ચાલ્યા ગોચરી. એ દેશી. ]

વચન સુણી વેધાલાં એહવાં, સતી મન ચિંતે એમોજી;
પ્રૌઢાં[2] કર્મ કર્યાં જે પરભવે, ભોગવ્યાં વિણ ટળે કેમોજી ?;
કર્મથી બળીયોરે જગમાં કોઇ નહિ. એ ટેક. ૧
એહને શંકારે આવી મુજમાં, તો હવે ન રહું આંહિંજી;
એમ ચિંતી ઘર છોડી ભાઈનું, સતી ચાલી વનમાંહિંજી. ક૦ ૨
ખોટે મિશ પણ કોઇ ન રોકતા, દાસ થયો મન રાજીજી;
ભુંડું કરતાંરે ભુંડું નિપજે, નવી સમજે પણ પાજીજી. ક૦ ૩
સતી ગયા પછી ત્રીજે વાસરે[3], દાસ થયો તે કોઢીજી;
કરે[4] લૂલા તેમ ઉભય[5] થયા વળી, ભોગવે વેદન × પોઢીજી. ક૦ ૪

---

૧ લોહીથી ખરડેલી. ૨ આકરાં. ૩ દિવસે. ૪ હાથ. ૫ બન્ને.
× આકરી.

यतः—अनुष्टुप्

त्रिभिः पक्षैः त्रिभिर्मासैः, त्रिभिर्वर्षैः त्रिभिर्दिनैः ।
अत्युग्र पुण्य पापाना,-मिहैव फल मिक्षते ॥ १ ॥

**પૂર્વ ઢાળ:-**

સાજો ન થયોરે ઉપચારો કર્યે, તવ અળગે આગારે[1]જી;
શેઠે રાખ્યોરે વેગળો તેહને, અજ[2] પરે પડયો પુકારેજી. ક૦ ૫
વાવ્યો આક ન ઉગે સેલડી, અચળ કરમના લેખોજી;
આ ભવે કીધાંરે આ ભવે આવીયાં, ઉદયે કર્મ એ દેખોજી. ક૦ ૬
સતીની વાત સુણો હવે સજ્જનો!, પ્રહર એક રહ્યો દહાડોજી;
વસ્ત્ર ગ્રંથિ[3] ગ્રહી માર્ગ લઇ ચલી, કોઇ ન આવ્યો આડોજી. ક૦ ૭
આગળ જાતાં રે હાથી વન તણો, આવ્યો સતીની પુંઠેજી;
મરણ ભય જગ મોટો ભાંખીયો, દોડે બાંધી મુંઠેજી. ક૦ ૮

यतः अनुष्टुप्-

अमेध्य मध्ये कीटस्य, सुरेंद्रस्य सुरालये ।
समा च जीविताकांक्षा, समं मृत्यु भयं द्वयोः ॥२॥

**પૂર્વ ઢાળ.**

તેહવે વનથી સિંહ એક નીકળ્યો, હાથી હણીયો ઝપાટે જી;
માંસ માતંગ[4]નું રે હરિ[5] ભક્ષણ કરે, સતી ચાલી ઉજ્જડ વાટેજી. ક૦ ૯
આવી વિષમી રે સરિતા[6] વાટમાં, નિમગ[7]જળા સમ જાણો જી;
ઉંડી ભૂંડીરે ભરી બહુ નીરથી, મચ્છ કચ્છનો તિહાં ઠાણો જી. ક૦ ૧૦

---

૧ (જૂદા) ઘરમાં. ૨ બકરાની પેઠે. ૩ કપડાંની ગાંઠડી. ૪ હાથીનું. ૫ સિંહ. ૬ નદી. ૭ જેમાં પડેલી વસ્તુને ભમાડીને તળીયે બેસાડી દે તેવી નદી.

અસ્ત થયો અંજનીપતિ[1] તેહવે, સ્થાન ભયંકર ભારી જી;
પર્વત ઝાડી ઝુકી રહી જોરથી, શૂરા હિંમત જાય હારી જી. ક૦ ૧૧
અણુ જાણી અવનીમાં રાતનો, નવી કરવો વિહારોજી;
એમ ધારી કોઇ ઝાડ તળે સતી, રાત્રિએ નિવસે તિવારો જી. ક૦ ૧૨
સ્થાન ભયંકર જાણીને તદા, પચ્ચખે ચારે આહારો જી;
પાપ અઢારે રે વોસરાવે વળી, શરણાં લેવે ચારો જી. ક૦ ૧૩
સૂતી સતી સાગારી અનશને, પણ નિદ્રા નવિ આવે જી;
શ્વાપદ[2] આપદ દુઃખ વળી ભૂખડી, ગત દુઃખ ચિત્ત ચડી આવેજી.ક૦ ૧૪
માણુસ માત્ર મળે નહિ ત્યાં કને, સતી ચિંતે મન માંહિંજી;
કોણુ મેં કીધાં રે વિરૂઆં[3] કર્મ આ, ઉદયે આવ્યાં આંહિં જી. ક૦ ૧૫
સતી સાધુ જનને સંતાપિયા, કે દીધાં તસ આળો જી;
કે ધર્મીને કષ્ટમાં નાંખીયા, મનમાં થઈ ઉજમાળો જી. ક૦ ૧૬
એમ ચિંતવતી રે નિંદતી કર્મને, નવી ઇહાં કોઇનો દોષો જી;
સાતમી ઢાળે રે **નાગચંદ્ર** કહે, ભવી! નવી કર્મને પોષો જી. ક૦ ૧૭

**यतः आर्या०**

**सव्वो पुव्व कयाणं, कम्माणं पावए फल-विवागं ।**
**अवराहेसु गुणेसु य, निमित्त-मित्तो परो होइ ॥२॥**

**દોહરા.**

થયું અંબર[4] રાતે વરણુ, ઉગ્યો જબ દિનકાર[5];
સંથારો સતી પારતી, ગણીને ત્રણ નવકાર. ૧

---

૧ સૂર્ય. ૨ શિકારી પશુઓ. ૩ આકરાં. ૪ આકાશ. ૫ સૂર્ય.

અચિત્ત ફળાદિક વાવર્યાં, વાપર્યું ગળીને નીર;
તિહાંથી ચાલી ધનવતી, આવી નદીને તીર. ૨
વિષમો કાંઠો તેહનો, નવિ ઉત્તરવા લાગ;
મહા પરિશ્રમે ઉત્તરી, તીર સતી મહા ભાગ. ૩
પ્રભૂત[1] પૂર જળનું વહે, જાવું પહેલે પાર;
સાહસ કરી સરિતા મહીં, સતીયે કીધ પેસાર. ૪
તરતી સતી સલીલમાં, આવી જામ વિચાલ;
તેહવે ત્યાં જે નીપનું, તે સુણો બાળ ! ગોપાળ! ૫

ઢાળ ૮ મી.

[ શ્રીરામજીયે વનમાં મેલી—એ દેશી. ]

જળના પૂરમાં મચ્છ એક મોટો, આવે ધનવતી સામે હો;
ડર પામી સતી ભાળી તેહને, હવે જાઉં કોણ ઠામે હો. ?
બાંધ્યાં કર્મ ન છૂટે પ્રાણિ !, એ જિનવરની વાણી હો. ૧
ત્રાણ શરણ ઈહાં નહિ કોઇ માહરો, એક જિનવરનું શરણું હો;
આ ભવમાં તેમ પર ભવે હોજો, જો થાએ મુજ મરણું હો. બાં૦ ૨
એહવે મચ્છ તે મોઢું વિકાસી, સતીને ગળી ગયો આવીહો;
હોઇ અચેતન જળજને[2] ઉદરે, રહે સ્થિર થઈને ઠાવીહો. બાં૦ ૩
મચ્છ ચાલ્યો પોતનપુરે આવ્યો, ધીવરે નાંખી જાળહો;
ભાવી યોગે મચ્છ તે તેમાં, આવી ગયો તતકાળહો. બાં૦ ૪

यतः मालिनीवृत्तम्

उदयति यदि भानुः पश्चिमायां दिशायां,
प्रचलति यदि मेरुः शीततां याति वह्निः ।
विकसति यदि पद्म पर्वताग्रे शिलायां,
तदपि न चलतीयं भाविनी कर्म रेखा ॥१॥

---

૧ ઘણું. ૨ મચ્છને.

## પૂર્વ ઢાળ.

ધીવર ઘણા રંજિત થઈ મચ્છને, કાઢે જળથી બ્હારેહો;
તીરે આણી વિદાર્યો શસ્ત્રે, નીકળી નારી તિવારેહો. બાં૦૫

વિસ્મય પામી ધીવર સ્વામી, મૂર્ચ્છા નિવારણ આશીહો[1];
કરે ઉપચાર વળી તવ મૂર્ચ્છા, નિરખે નયન વિકાશીહો. બાં૦૬
ધીવર પૂછે કોણ તું બાઇ?, કેમ આવી મચ્છ ઉદરેહો?;
વીતી વાત સંક્ષેપેં જણાવી, ધીવર આગળ સુપરેહો. બાં૦૭

ધનવતી પૂછે કોણ નગર એ?, કોણ તમે છો ભાઈહો?;
પોતનપુર ધીવર છૈએ અમે, મ કરીશ ચિંતા બાઈહો. બાં૦૮

સતી ચિંતે મોસાળે આવી, માતુલ[2] છે મુજ આંહિહો;
આદર ભાવથી રાખશે મુજને, તે ભણી જાઉં ત્યાંહિહો. બાં૦૯

શરીર શુદ્ધ કીધું સરિતામાં, દુકૂલ[3] જળથી ધોયાંહો;
એહવે કામ પ્રસંગે આવતાં, માતુલને તિહાં જોયાહો. બાં૦૧૦
જાઈ ધાઈ મળી મામાને, મામો પણ મળ્યો હેજેહો;

પૂછી વીતી વાત જણાવી, ગેહે આણી અવિજે[4] હો. બાં૦૧૧
ધૈર્ય દઈ રાખી નિજ ગેહે, નિર્દોષી ગણી બાળાહો;
સતી રહી તિહાં કાળ ગમાવે, પણ કિમ ટળે કર્મ ચાળાહો? બાં૦૧૨

સતી માતુલ તાપસનો સેવક, સેવે તાપસ કુળનેહો,
એક દિવસ કુળપતિ જમવાને, નોતરીયો અનુકૂળનેહો. બાં૦૧૩
આવ્યો ભાવ્યો ભોજન કરતે, કુળપતિએ સતી દીઠીહો;

લાવણ્ય રૂપાગાર અનુપમ, પ્રગટી વિષય અંગીઠી[5]હો. બાં૦૧૪

---

૧ આશાવાળા. ૨ મામા. ૩ કપડાં. ૪ તરતજ. ૫ આગ.

यतः अनुष्टुप्

दर्शनाद्धरते चित्तं, स्पर्शनाद्धरतेबलम् ।
संभोगाद्धरते वीर्यं, नारी प्रत्यक्ष राक्षसी ॥२॥

## પૂર્વ ઢાળ.

રામા[1] સ્વ વશ કરવા કામાં, યોગી કરે જુવો કેવાં હો;
ભોજન કરી બેઠો આસન પર, ધરણુ કરે અતિ સેવાહો. બાં૦ ૧૫
એહવે યોગી નાંખે નિસાસો, વળી નિજ મસ્તક ધુણે હો;
ધરણો શંકા આણી પૂછે, કહે તે યોગી નિસુણે હો. બાં૦ ૧૬
કહેવા યોગ્ય નથી વાતડલી, કહ્યા વિના નવિ ચાલે હો;
એમ કહી એકાંતે ધરણને, વાત કહે ઉજમાળે હો. બાં૦ ૧૭
એ તુજ ભાણેજી વિષ કન્યા, રાખવા યોગ્ય ન ઘરમાં હો;
એહથી તુજ ભામાને[2] કાલે, પીડા થાશે કોઈ તનમાં હો. બાં૦ ૧૮
એમ શંકા નાંખીને પાપી, નિજ સ્થાને ગયો ચાલી હો;
આઠમી ઢાળે નાગેંદુ[3] પભણે, આગે સુણો પુણ્યશાળી હો. બાં૦ ૧૯

## દોહરા:—

ધરણ વાણી ગુરૂની સુણી, મનમાં થયો ભય ભ્રાંત;
ચિત્ત ડામાડોળે ચડયું, કિમપિ ન થાએ શાંત. ૧
પાછળથી ધરણો ગયો, કુળપતિ[4] કેરે સ્થાન;
ચરણ નમી કહે તારીયે, સેવકને ભગવાન. ૨
નારી જો રોગી થશે, તો થાશે મુજ દુઃખ;
મારગ દર્શાવો પ્રભુ !, જિમ હું પામું સુખ. ૩
યોગી સ્વાર્થ નિજ સાધવા, કહે સુણ માર્ગ અચૂક;
કાળી દ્વીપે લઈ જઇ, ભગિની સુતાને[5] મૂક. ૪

---

૧ ધનવતીને. ૨ સ્ત્રીને. ૩ નાગચંદ્રજી. ૪ તાપસ. ૫ ધનવતીને.

## ઢાળ ૯ મી.

[ વીણુ મ વાઇસરે, વિઠ્ઠલ વારૂ તુજને. એ દેશી. ]

અંધશ્રદ્ધાળુ જે થયા માનવ, પ્રજ્ઞા[1] તો તેણે વેંચી;
દૃષ્ટિ રાગી દુષ્ટ ગુરૂનાં, વચન ન સમજે પેચી[2];
સુગુણા ! સુણજો રે; સુભગ એહ વાતડલી;
એથી મીઠીરે નહિ સાકર સૂખડલી. ૧
ધરણુ કહે કેમ જીવે એકલડી ?, ડરી મરે તે દ્વીપે;
તેહનો દોષ હરણુ કરવા કોઇ, કરો ઉપાય નિખેપે[3]. સુ૦ ૨
યોગી કહે તું મૂક તે દ્વીપે, મંજુષામાં[4] નાંખી;
પાછો વળજે સત્વર ભાઈ !, પાછું ન જોઈશ આંખી. સુ૦ ૩
પાછળ હું જાઇશ તે ઠામે, સાધીશ વિદ્યા મોટી;
દૂર કરીશ દોષો તસ સઘળા, વાત ન જાણીશ ખોટી. સુ૦ ૪
તહત કરી ધરણો ઘરે આવ્યો, સતીને કહે સુણો બાઈ !;
સમાચાર આવ્યા તુજ પિયુના, તેડાવે તુજ ત્યાંહીં. સુ૦ ૫
તે ભણી ચાલો મૂકી આવું, એમ કહી બેઠા વ્હાણે;
અનુક્રમે કાળી દ્વીપે આવ્યા, થાતે અસ્તજ ભાણે[5]. સુ૦ ૬
વ્હાણુ નાંગર્યું દ્વીપમાં આવ્યા, જોવે સુંદર વનરાઈ;
ધરણુ કહે રહેશું એક રાત્રી, દ્વીપ અછે સુખદાઈ. સુ૦ ૭
ભોળી ધનવતી કાંઇ ન જાણે, માતુલ કપટ કહાણી;
લાકડ પોલો જન કપટાઇ, સમજે શું સરળા પ્રાણી ? સુ૦ ૮

---

૧ બુદ્ધિ. ૨ દાવ પેચવાળાં. ૩ તત્કાળ. ૪ પેટીમાં. ૫ સૂર્ય.

દ્વીપે જાઇને ભોજન કીધાં, સાંજ વેળા જબ થાવે;
પેટી વ્હાણુથી લાવી ધરણો, સતીને ભિતર ઠાવે. સુ૦ ૯
સતી કહે કિમ ઠાવો મુજને ?, માતુલ કહે સુણુ બાઇ !;
રાત્રિમાં પશ્યતહરનું[1] ભય, વળી શ્વાપદ[2] ભય આંઇ. સુ૦ ૧૦
સતી કહે તો તુમને કિમ નહિ ?, સાચ કહો મુજ કહાણી;
સરળ સ્વભાવી તવ કહે મામો, ચોગી કથિત સવીવાણી. સુ૦ ૧૧
કપટ કેળવી લાવ્યો તુજને, પાછળ આવશે ચોગી;
દોષ નિવારશે વિષ કન્યાનો, ગુરૂની વિદ્યા અમોગી[3]. સુ૦ ૧૨
આઠ દિવસ પછી આવી તુજને, લઈ જાઇશ મુજ ગેહે;
ફિકર મ રાખીશ મનમાં કાંઈ, સાચ કહું છું નેહે. સુ૦ ૧૩
વાત સુણી આશય સવી સમજી, વિષયી તે ચોગીનો;
સતી ચિંતે હવે ઘાટજ ઘડવો, આંહિં રહી ચોગીનો. સુ૦ ૧૪
ધરણુ પ્રતે ધનવતી એમ પભણે, જાઓ સુખે તુમ ગેહે;
દ્વીપમાં રહીશ આનંદથી એકલી, મળીશ ચોગીને નેહે. સુ૦ ૧૫
રાખી જાઓ મંજુષા આંહિ, શયન કરીશ હું તેમાં;
આઠ દિવસ નિર્ગમીશ[4] સુખેથી, સંશય નાણુશો એમાં. સુ૦ ૧૬
ધરણો રળીયાયત[5] થઇ પાછો, આવ્યો આપણે ગેહે;
પુલકિત[6] વદને[7] નિજ ગુરૂ આગળ, વાત કરી સહુ નેહે. સુ૦ ૧૭
ચોગી હવે સતી આગળ જાવા, થયો અતિ ઉજમાળ;
નાગચંદ્ર કહે શ્રોતા ! નિસુણો, એ થઈ નવમી ઢાળ. સુ૦ ૧૮

---

૧ ચોરનું. ૨ શિકારી પશુનું. ૩ ફળદાયક. ૪ પસાર કરીશ. ૫ ખુશી. ૬ હસતે. ૭ મોઢે.

દોહરાઃ—

સતી રજનીએ પેટીમાં, કીધો જઈને વાસ;
પ્રાતે દ્વીપ માંહે ફરે, કરે માનવની તલાશ. ૧
એહવે એક વૃદ્ધ નિરખીઓ, યોગી મહાદયાળ;
શાંત દાંત વિનયી તપી; રામદાસ ગુણમાળ. ૨
સતી પ્રણમી તે યોગીને, યોગી પૂછે તામ;
રે બાઇ! તું કોણ છે ?, કહે રહે છે કોણ ઠામ? ૩
સતીયે કહી સવી વાતડી, યોગીએ ધીરજ દીધ;
ધનવતી મન પ્રફુલ્લિત થઈ, ભાગ્યે મળીયા સિદ્ધ. ૪

ઢાળ ૧૦ મી.

( હરિમાં મન લાગ્યો. એ દેશી. )

રામદાસ કહે બાઇને, તુજ માતુલ ગુરૂ દુષ્ટરે;
સુગુણા ! સાંભળો. એ ટેક.
તેને શુદ્ધો ઓળખું, યોગ થકી છે ભ્રષ્ટરે. સુ૦ ૧
તે લંપટીને આપવું, શાસન[1] કોઈ ઉક્કિટ્ઠુ[2] રે; સુ૦
ટેવ ટળે જેમ તેહની, શુભ થાએ તસ દિટ્ઠુ રે. સુ૦ ૨
એમ કહી વનથી આણીયા, ચપળ કપી[3] તિહાં દોયરે; સુ૦
પેટીમાંહે પૂરીયા, કરીને યુક્તિ કોય રે. સુ૦ ૩
મારગમાં પેટી ઠવી, ગુપ્ત રહ્યા તે દોયરે; સુ૦
સઘન[4] ઘટા[5] વનરાજીમાં[6], દુષ્ટની વાટડી જોય રે. સુ૦ ૪
એહવે તે પણ આવીઓ, વિષયની ધારી આશ રે; સુ૦
પેટી ભાળી હર્ષીયો, આવી ઉઘાડે ઉલ્લાસ રે. સુ૦ ૫

---

૧ શિક્ષા. ૨ આકરી. ૩ વાંદરો. ૪ ધાટી. ૫ છાવડ.
૬ ઝાડોની હાર.

છાનેથી યોગી સતી, જૂવે નાટક તેહરે; સુ૦
રોષ કરી કપી ઉછળ્યા, પડીયા યોગીને દેહરે. સુ૦ ૬
નખથી તનુને વિદારતા, દંતથી માંસ તોડંતરે; સુ૦
નાઠો ત્રાઠો યોગટો, કપી પણ પુંઠે દોડંતરે. સુ૦ ૭
રે રે મૂકાવો મુજને, ધાય દોડીને કોયરે; સુ૦
એમ કહી ફિરકી સમ ફીરે, બાવરો બનીયો સોયરે. સુ૦ ૮
હાથે કર્યાં વાગ્યા હૈયે, કરીઉં કર્મ કરૂર રે; સુ૦
લેણાનું દેણું થયું, એમ ચિંતવતો ઉર રે. સુ૦ ૯
ભૂલ્યો વિષયની વાતડી, મુંઝાણો અતિ તામરે; સુ૦
સતી યોગી પ્રચ્છન્ન રહી, જુવે તમાસો તામરે. સુ૦ ૧૦
સતીને ઉરમાં ઉપની, દયા યોગી પર તામરે; સુ૦
રામદાસને વીનવે, કપીથી છોડાવો સ્વામરે!. સુ૦ ૧૧

यतः अनुष्टुप्

अयं निजः परो वेति, गणना लघुचेत्तसाम् ।
उदारचरितानां तु, वसुधैव कुटुंबकम् ॥१॥

પૂ૦ ઢા૦

રામે તામ છોડાવીઓ, વાનરથી યોગિંદરે; સુ૦
શોણિત[1]નાં ઝરણાં ઝરે, કરતો અતિ આક્રંદરે. સુ૦ ૧૨
રામ કહે રે પાપીઆ!, સતીપર દીધો આળરે; સુ૦
કડવાં ફળ તું તેહનાં, પામ્યો અહિં તતકાળરે. સુ૦ ૧૩
સતી પણ આવી તિહાં કણે, દેખી યોગી અંગરે; સુ૦
ઓષધિએ વ્રણ[2] રૂઝવ્યાં, ધનવતીએ સઉમંગરે. સુ૦ ૧૪

---

૧ લોહીનાં. ૨ ચાઠા.

પછી સતી સમજાવતી, રે યોગી! સુણુ વાતરે; સુ૦
ત્યાગી ભોગ ઇચ્છા કરે, તેહની દિશા એ થાતરે. સુ૦ ૧૫
કિંપાક ફળ સમ વિષયનાં, સુખ કહ્યાં છે અનિઠરે; સુ૦
નારી બારી નરકની, શીલ દહન અંગીઠિરે[1]. સુ૦ ૧૬
જે વિશ્વાસે રહ્યા એહને, તે લહે દુઃખની રાશિરે; સુ૦
નાગેંદુ દશમી કહી, ઢાળ સુણો સુવિલાસરે. સુ૦ ૧૭

## દોહરાઃ—

સતી તેહને સમજાવવા, આપે એક દૃષ્ટાંત;
ઉભય યોગી દત્ત ચિત્તથી, સાંભળે થઈને શાંત. ૧
લીલાપુર નામે નગર, સમરસિંહ ભૂપાળ;
સચિવ[2] તેહનો બુદ્ધિલ છે, બુદ્ધિવંત ગુણમાળ. ૨
સુભગા તેહની ભામિની[3], દુઃશીલામાં શિરદાર;
બાળનાથ યોગી થકી, સેવે વિષય વિકાર. ૩
ભોળો પતિ જાણે નહિ, દઇતાનો[4] દુરાચાર;
મહાસતી કરી જાણતો, શંકા નહિ લગાર. ૪

## ઢાળ ૧૧ મી.

( કંત તમાકુ પરિહરો. એ દેશી )

સમરસિંહ નૃપ એકદા, બેઠો સભામેં આય; મેરે લાલ.
સભાજનોની સમક્ષમાં, પ્રશ્ન કરે એક રાય. મેરે લાલ.
સાંભળજો ભવી! ભાવથી. એ ટેક. ૧

---

૧ આગ. ૨ પ્રધાન. ૩ સ્ત્રી. ૪ સ્ત્રીનો.

સતી નારી કોને ઘરે ?, આપો ઉત્તર તાસ; મે૦
મૌન રહ્યા સહુ સાંભળી, લોક રહ્યા વિમાસ. મે૦ સાં૦ ૨
બીય[1] તિય[2] વાર ભૂધવ કહે, પણ ન કથે જન કોય; મે૦
તવ બુદ્ધિલ મંત્રી કહે, મુજ ઘર મહાસતી હોય. મે૦ સાં૦ ૩
નૃપ કહે સતી ત્રિય જેહને, ધન્ય તેહનો અવતાર; મે૦
એમ વાતો કરી તે ગયા, ભૂપાદિક સ્વાગાર[3]. મે૦ સાં૦ ૪
રાતે હવે તે નરપતિ, ઓઢી પછેડો અંધાર; મે૦
પુર ચર્યા જોવા ચલ્યો, આવ્યો મંત્રી આગાર. મે૦ સાં૦ ૫
દોઢ પ્રહર થઈ યામિની[4], સૂતા સહુ ઘર જન; મે૦
કોઈક યુક્તિ કેળવી, જાવા મંત્રી આસન્ન[5]. મે૦ સાં૦ ૬
આવી ઉભો પ્રચ્છન્નપણે[6], ઘર પછવાડે રાય; મે૦
બુદ્ધિલ સૂતો સેજમાં, પદ્મિની[7] ચાંપે પાય. મે૦ સાં૦ ૭
હળવે હાથે ચાંપતાં, પ્રમિલા[8] વશ પતિ થાય; મે૦
તવ સા ઉઠી ઉમહી, પુરૂષ વેશ બનાય. મે૦ સાં૦ ૮
કર કરવાલ[9] ગ્રહી ચલી, ભૂપતિ વિસ્મિત થાત; મે૦
કિહાં જાશે એ કામિની ?, એકલી માઝમ રાત. મે૦ સાં૦ ૯
જીવ્યાથી જોયું ભલું, એમ ચિંતી નરપાળ; મે૦
તે પણ પુંઠે સંચર્યો, જોવા સુભગા[10] ચાલ. મે૦ સાં૦ ૧૦
પુર બાહિર હવે આવતાં, સરિતા એક વિશાળ; મે૦
તરી પહેલે કાંઠે ગઈ, પુંઠલ તરીયો ભૂપાળ. મે૦ સાં૦ ૧૧

---

૧ બીજી. ૨ ત્રીજી. ૩ પોત પોતાને ઘેર. ૪ રાત્રિ. ૫ પાસે. ૬ છાની રીતે. ૭ સ્ત્રી. ૮ નિદ્રા. ૯ તલવાર. ૧૦ સ્ત્રીની.

પડુગિરિને શૃંગે જઈ, બાળનાથ ભેટંત; મે૦
નૃપ એ ચરિત્ર જોઇ સવી, નિજ આવાસે આવંત. મે૦ સાં૦ ૧૨
એક પ્રહર સુભગા તિહાં, રહીને નિજ ઘર આય; મે૦
પુરૂષવેશને પાલટી, હવે પરભાત થાય. મે૦ સાં૦ ૧૩
ન્યાયમંદિરમાં[1] નરપતિ, આવી તખત બેસંત; મે૦
સભાસદો સહુ આવીયા, બુદ્ધિલ પણ આવંત. મે૦ સાં૦ ૧૪
ભૂપે ઉચ્ચારી કાલની, વાતડી સભા મુઝાર; મે૦
પુનરપિ સચિવજી બોલીયા, મ્હારે ઘર સતીનાર. મે૦ સાં૦ ૧૫
નૃપ કહે નારી ન ધીરીયે, જો શિર કાપી દેય; મે૦
નદી કિનારે રૂંખડા, કદી સિંચે કદી લેય. મે૦ સાં૦ ૧૬

यतः अनुष्टुप्

नागर जातिर दुष्टा, शीतो वह्नि निरामयः कायः ।
स्वादु च सागर सलीलं, स्त्रीषु सतीत्वं न संभवति ॥१॥

પૂર્વ ઢાળ.

વાત કહી સમજાવીને, મંત્રીને ભૂપાળ; મે૦
નાગચંદ્ર મુનિયે કહી, એ ઇગ્યારમી ઢાળ. મે૦ સાં૦ ૧૭

દોહરા:—

નૃપ એકાંતે તેડીને, કહેરે સુણુ મંત્રીશ !;
તાહરે ઘર જે ભામિની, દુશીલા વિશ્વાવીશ. ૧
જોયું ચરિત્ર મેં રાત્રિમાં, તુજને કાંઈ ન ભાન;
બીજી કોઇક ભામિની, ભૂલ્યા કહે પ્રધાન. ૨
મુજ નારી તો મહા સતી, રાતે ન દે પગ બ્હાર;
તત્પર રહે મુજ સેવમાં, જુઠ ન ગણો લિગાર. ૩

---

૧ કચેરીમાં.

નૃપ કહે જોજે પારખું, તુજ નારીનો આજ;
પછી સતી કરી માનજે, કહું છું તુજ હિત કાજ. ૪

## ઢાળ ૧૨ મી.

[ કર્મ પરીક્ષારે કરણ કુમર ચલ્યો રે—એ દેશી. ]

સ્નેહ રાગનો રે જોર પ્રબળ કહ્યો રે, કરે વિવેકનો નાશ;
રાગી દોષ ન દેખે રાગીનો રે, એ જગ મોટો રે પાશ;
નારી વિશ્વાસે રે વિષમ ગતિ નિપજે રે. એ ટેક. ૧
મંત્રી વિશ્વાસુ છે મહિલા[1] તણો રે, પણ સૌમ્ય[2] ધર્મનો જાણ;
સંધ્યાએ નિજ સદને[3] આવીયોરે, જોવા સુભગા વિન્નાણ[4]. ના૦ ૨
નારી ઝારી ભરી વારી[5] તણી રે, સામી આવી પગ ધોય;
બેસાડી ભોજન પિરસ્યાં ભલાં રે, સાથે જમતાં દોય. ના૦ ૩
કપટ કરી મંત્રી કહે નારને રે, મસ્તક દુઃખે રે આજ;
ભાંભલી થઈ ભાંખે સા ભામિનીરે, કિમ વેદના શિરતાજ! ? ના૦ ૪
તૈલાદિકના ઉપચારો કરી રે, પોઢાડયો પતિ સેજ;
મસ્તક ચાંપે હળવે હાથ શું રે, કૃત્રિમ! આણે રે હેજ. ના૦ ૫
ઘડીયે ઘડીયે પૂછે પ્રેમદા રે, સ્વામી ! કેમ છે શીશ ?;
જાગે પણ ઉત્તર આપે નહિં રે, નારીને મંત્રીશ. ના૦ ૬
પ્રહર નિશાએ રે ઘોર વધાડતો રે, આવ્યો નારીને વિશ્વાસ;
પુરૂષ વેષ સજી અસિ[6] કર ગ્રહી રે, ચાલી નારી ઉલ્લાસ. ના૦ ૭
પુંઠે બુદ્ધિલ ઉઠીને ચાલ્યો રે, જેમ નવ જાણે રે નાર;
નગર વિચાલ થઇ નદી ઉત્તરીરે, આવે પહેલે રે પાર. ના૦ ૮
આગળ જાતાંરે વાઘ મળ્યો વને રે, નાંખ્યો વિદારી રે તેહ;

---

૧ સ્ત્રી. ૨ સહનશીલતા. ૩ ઘેર. ૪ ચરિત્ર. ૫ પાણી. ૬ તલવાર.

મંત્રી ચિંતેરે રાંકડી દીશતી રે, પણ મહાકાળી રે એહ. ના૦ ૯
નિર્ભય ચાલી જાએ રાનમાં રે, તવ નવ મળીયા રે ચોર;
રોકી રાખી તસ્કરે[1] જોરથી રે, ચોરને મળીયા મોર. ના૦ ૧૦
મંત્રી જાણે તસ્કર મારશે રે, ટળશે સૂતક મુજ;
ઘરણી ઘર લાયક નહિ માહરે રે, નૃપે ખરૂં કહ્યું ગુઝ. ના૦ ૧૧
સુભગા પશ્યતહરને કહે તદા રે, જાઓ મારગ લેય;
ચોર કહે આભૂષણ પહેરીયાંરે; જાશું તે સહુ લેય. ના૦ ૧૨
મ્યાનથી અસિ કાઢી કહે ચોરને રે, આવો સામારે શૂર;
આવ્યા તવ અસિ ધારાથી કર્યાંરે, નવનાં શીશો રે દૂર. ના૦ ૧૩
સ્નાન કરણ નારી નદીયે ગઇ રે; યોગી કને ગયો[2] મંત્રી;
છેદ્યું શીશ સૂતેલા યોગીનું રે, યોગીની ગ્રહી સંત્રી. ના૦ ૧૪
પર્ણકુટીની પાછળ તે રહ્યો રે, આવી પાછળથી રે નાર;
શીશ છેદેલ દીઠું યોગી તણું રે, ખેદનો ન રહ્યો રે પાર. ના૦ ૧૫
આપી જળાંજળી યોગી દેહને રે, બોલે એમ કુલંઠ;
શોધી તારારે મારણહારને રે, મારીશ નિશ્ચે ઉલંઠ. ના૦ ૧૬
ખાડો ખણી યોગીને ડાટીયોરે, સુણી મંત્રી ગયો ગેહ;
નારી સ્નાન કરી આવી ઘરે રે, ભેદ ન જાણ્યો રે રેહ. ના૦ ૧૭
પ્રાતે વાત કરી ભૂધવ કને રે, રાતની વીતીરે જેહ;
રાજા કહે ન કરીશ નારી કનેરે, લગીર વાતડી એહ. ના૦ ૧૮
નહિંતર મરણું નિશ્ચે તાહરૂં રે, જૂઠ ન ગણીશ લગાર;
લલનાથી[3] લુખે ભાવે રહે રે, મંત્રી નિજ આગાર. ના૦ ૧૯
મન ભાંગ્યું સંધાએ નહિ કદા રે, પણ ન જણાવે પ્રધાન;
બારમી ઢાળ એ નાગચંદ્રે કહીરે, ભાવી ભૂલાવે રે ભાન. ના૦ ૨૦

---

૧ ચોરોએ. ૨ કાતી. ૩ સ્ત્રીથી.

## દોહરા:-

ભોજન કરવા એકદા, બેઠો તે મંત્રીશ;
ભોજન વ્યંજન[1] પીરસીયાં, સુભગાએ સુજગીશ. ૧
લૂણ શાકમાં નાંખતાં, ભૂલી હતી સા નાર;
સ્વાદ ન આવે સખર તવ, માગે લવણ લગાર. ૨
લૂણ લેવા સુભગા ગઈ, તત્ક્ષણ ઓરડામાંય;
ઉંદર તવ ચિંચિં કરે, તે સુણી અતિ ગભરાય. ૩
દોડીને પાછી વળી, મંત્રી તવ પૂછંત;
કહે હું મૂષકથી ડરૂં, રે સ્વામી! એકાંત. ૪

## ઢાળ ૧૩ મી.

[ જોવનીયાનો લટકો દહાડા ચારનો. એ દેશી. ]

વાણી સુણી મંત્રી અતિ ક્રોધે ધમધમ્યો,
જુસ્સો બુદ્ધિલનો નવી રહ્યો હાથજો;
ક્રોધ કરી કહે જળ તરી વાઘ વિદારીયો,
માર્યા ચોરને પ્રીતિ યોગી સાથજો.
ભાવિ પદારથ ટાળ્યો ન ટળે કોઇથી. ૧
વાલમનાં વચનો સુણી ચમકી ચિત્તમાં,
માર્યો ચોક્કસ એણે મ્હારો યાર જો;
વચન પાળવા વૈર વાળવા યોગીનું,
મંત્રીને તરવારથી માર્યો ઠાર જો. ભા૦ ૨
પછે પોકારે રે! ધાવો કોઈ માનવી!,
મુજ વાલમને વૈરી મારી જાય જો;
દોડી આવ્યા લોક થોક તે આગળે,
દેખીને દિલગીર અતિ મને થાય જો. ભા૦ ૩

---

૧ શાક અથાણાં પ્રમુખ.

સતી થાવાને ચાલી સા સ્મશાનમાં,
સાંભળી નરવર આવી પભણે એમ જો;
રે ભૂંડી! પતિ મારી શું થાતી સતી?,
લાજ ન આવે તુજને દુષ્ટા! કેમ જો?. ભા૦ ૪
લોક સમૂહમાં ભૂપે સહુ કહી વાતડી,
શરમાતી સુભગા પડી ચિન્તા મુઝાર જો;
લોક સહુ રાજા આવ્યા નિજ નિજ ઘરે,
પાપણી સુભગા પોતી નરકને દ્વાર જો. ભા૦ ૫
ધનવતીએ દૃષ્ટાંત કહ્યો એ યોગીને,
સમજ્યો યોગી પ્રણમે સતીના પાય જો;
તું ગોરાણી મળી સાચી મુજ ભાગ્યથી,
ગુણ ઓસીંગલ બ્હેની! તારો ન થવાયજો. ભા૦ ૬
શીલધર્મ નવ ચૂકીશ હવે જીવ્યા લગે,
તમે પધારો મામાને આગાર જો;
સતી કહે હું જાઇશ હવે અન્ય ગ્રામમાં,
સમાચાર દેજો મામાને સાર જો. ભા૦ ૭
પગ પ્રણમી ગોપાલ[૧] ગયો સ્વ સ્થાનકે,
ધરણને આપ્યો ધનવતીનો સંદેશ જો;
શંકા ટાળી તવ ધરણો ખેદિત થયો,
હા! સતી ઉપર આણ્યો જૂઠ અંદેશ[૨] જો. ભા૦ ૮
રામદાસ ધનવતી વનમાં હવે આવીયા,
ફળ આરોગી બેઠા પાદપ હેઠ જો;
સતી પૂછે એ ત્યાગપણું કેમ આદર્યું?,
યોગી કહે નિજ વાતડી એણી પેઠ જો. ભા૦ ૯

---

૧ યોગી. ૨ વ્હેમ.

રત્નપુરિમાં મલ્લ ભૂપતિ એકદા,
વનક્રીડા કરવા ગયો સચિવ સમેતજો;
મારગમાં એક સરોવર દીઠું શોભતું,
[1]તારક સમ ત્યાં કમળો ખીલ્યાં શ્વેત જો. ભા૦ ૧૦

[2]પરિમલ લેવા [3]પંકજ એક લીધું નૃપે,
પાછળ એકેકું લીયે સહુ જન જો;
ક્રીડા કરી નૃપ વળતાં [4]સર તે ભાળીયું,
[5]કુસુમ વિહુણું પૂછે તવ રાજનજો. ભા૦ ૧૧

મંત્રી કહે જિમ એક કુસુમ આપે ગ્રહ્યું,
તિમ લોકોએ એકેકું ગ્રહ્યું ફુલજો;
લોક ગતાનુગતિક કહ્યા છે શાસ્ત્રમાં,
ભોળાજન આશય સમજે નહિ મૂળજો. ભા૦ ૧૨

નૃપ વૈરાગ્યે આવી એમ મન ચિંતવે,
અલ્પ કાળમાં શોભા ગઇ જિમ સર્વજો;
તિમ તન ધન પરિવારની શોભા માહરી,
ક્ષણમાં જાશે સ્યો ધરવો મન ગર્વજો ?. ભા૦ ૧૩

"રાજેશ્વરી નરકેશ્વરી" કહેવત લોકની,
જાણીને હવે તજવો વૈભવ ભોગજો;
ઘર આવી નિજ [6]તનુજને ગાદી દેઇને,
તાપસ થયો હું મેળવી સદ્ગુરૂ યોગજો. ભા૦ ૧૪

ગુરૂ–કુળ–વાસમાં કેતોક કાળ ગમી કરી,
એ દ્વીપે વસવા આવ્યો એકાંતજો;
વ્રત નિયમ પાળું સમરૂં ભગવાનને,

---

૧ તારાઓ. ૨ સુગંધ. ૩ કમળ. ૪ તળાવ. ૫ ફૂલ. ૬ દીકરાને.

મનન નિદિધ્યાસન[1] કરૂં મન કરી શાંતજો. ભા૦ ૧૫
સતી સુણી પરસંસે યોગી રાજને,
સમજાવે તસ જૈન ધર્મનો મર્મજો;
સૂક્ષ્મ બુદ્ધિએ તત્ત્વ રહસ્ય જાણ્યા સહુ,
સતી ઉપદેશથી અંગીકરે જિન ધર્મજો. ભા૦ ૧૬
હર્ષ ભરાણો સતી ચરણે પ્રણમી કહે,
સફળ કર્યું જીવન મારૂં તમે આજજો;
ન થવાએ ગુણઓસીંગલ તુમચો કદા,
અકથ્ય[2] કર્યો ઉપકાર તરણ[3] કરી સાજજો. ભા૦ ૧૭
હવે પ્રવ્રજ્યા[4] જૈનધર્મની આદરી,
શોધીશ સત્ત્વર આત્માનું કલ્યાણજો;
સારી સંગતથી સુધરે સારા જનો,
ઢાળ તેરમી નાગચંદ્રની વાણજો. ભા૦ ૧૮

यतः वसंतति०

जाड्यं धियो हरति सिंचति वाचि सत्यं,
मानोन्नतिं दिशति पापमपा करोति ।
चेतः प्रसादयति दिक्षु तनोति कीर्तिं,
सत्संगतिः कथय किं न करोतिपुंसाम् ॥१॥

દોહરા.

રામદાસ સતીને કહે, એક ઔષધિ મુજ પાસ;
જંગમ[5] સ્થાવર[6] વિષ હરે, કોઢ રોગ કરે નાશ. ૧

---

૧ ઉંડી વિચારણા. ૨ કહી ન શકાય તેવો. ૩ તરવાની. ૪ દીક્ષા. ૫ સાપ, વીંછી વિગેરેનું ઝેર. ૬ અફીણ, સોમલ, વચ્છનાગ વિગેરેનું ઝેર.

મહેર કરી લીયો ઔષધિ, કરજો જન ઉપકાર;
સત્પાત્રને આપતાં, થાએ લાભ અપાર. ૨

**यतः अनुष्टुप्**

**व्याजे स्याद् द्विगुणं वित्तं, व्यवसाये चतुर्गुणम् ।**
**क्षेत्रे शतगुणं प्रोक्तं, पात्रेऽनंत गुणं भवेत् ॥१॥**

## પૂર્વ દોહરો.

એમ કહી દીધી ઔષધિ, વળી કહે યોગી એમ;
દુઃખ હવે ટળીયું તુમતણું, મળશે પતિ સપ્રેમ. ૩
જ્યાં લગે પતિ પરદેશમાં, ત્યાં લગે તાપસ વેશ;
ધારો બાઇ! અંગ પર, તો ભય નહિ પરદેશ. ૪
ધનવતી યોગી વચનથી, બની તે યોગી રાય;
શ્રોતા જન! સહુ સાંભળો, હવે જે વાતડી થાય. ૫

## ઢાળ ૧૪ મી.

[ ઘોડી તો આઈ થારા દેશમાં મારૂજી.—એ દેશી. ]

એહવે એક તિહાં આવીયો, વારૂજી,
શ્રેષ્ઠી કોઢી અંગહો; સ સનેહા સાજન!
સુણો વાતડી વારૂજી!. એ ટેક.

મક્ષિકાઓ[1] બણુ બણુ કરે, વા૦ ગળીયાં સઘળાં ઉપાંગહો. સ૦ ૧

પ્રણમી બેઠો યોગીને, વા૦ પૌર્ણિમ[2] પૂછે તામહો; સ૦
કોણુ નગર કેમ આવીયા? વા૦ સો કહે નિસુણોસ્વામ હો!. સ૦ ૨
વાસી કંચનપુર તણો, વા૦ શ્રીચંદ મારૂં નામ હો; સ૦
ષટમાસ થયા કોઢી થયો, વા૦ વૈદ્યને દીયા બહુ દામ હો. સ૦ ૩

---

૧ માખીઓ. ૨ યોગી.

શાંતિ ન થઇ જબ કોઇથી, વા૦ તવ હું ચાલ્યો વિદેશ હો;સ૦
બહુ બહુ સ્થાનક ભટકીયો, વા૦ રોગ ન ટળીયો રેષ[૧] હો. સ૦ ૪
તુમ કીર્તિ સુણી જન મુખે, વા૦ આવ્યો છું તુમ પાસ હો; સ૦
મહેર કરી મહારાજજી!, વા૦ કોઢ નિગદ[૨] કરો નાશ હો. સ૦ ૫
રામદાસ કહે શેઠને, વા૦ એ તરૂણો જે સંત હો; સ૦
રોગ ટાળશે તાહરો, વા૦ કર સેવા ધરી ખંત હો. સ૦ ૬
નૌતમ[૩] યોગીને વીનવી, વા૦ અભ્યર્થના[૪] કરે જામ હો; સ૦
રામની આણા પામીને, વા૦ ઔષધિને ઘસી તામ હો. સ૦ ૭
તિલક કર્યું નિલાડમાં[૫], વા૦ અર્ધ ઘટી[૬] થઇ જામ હો; સ૦
રોગ સવી ગયો અંગથી, વા૦ શ્રીચંદ હરખ્યો તામ હો. સ૦ ૮
હર્ષે શ્રેષ્ઠી ચરણે નમે, વા૦ અકથ્ય કર્યો ઉપકાર હો; સ૦
જીવિત દાન દીધું પ્રભુ!, વા૦ એમ સ્તવે વારંવાર હો. સ૦ ૯
કરે નિમંત્રણ ઉભયને[૭], વા૦ પાઉધારો મુજ ગામ હો; સ૦
વસ્તિમાં વસતાં થકાં, વા૦ થશે ઉપકારનાં કામ હો. સ૦ ૧૦
શ્રેય વિચારી ઉભય ઋષિ, વા૦ ચાલ્યા શેઠ સંઘાત હો; સ૦
આવ્યા કંચનપુર ચોંપથી[૮], વા૦ પ્રફુલ્લિત થએ પ્રભાત હો. સ૦ ૧૧

---

૧ જરાપણ. ૨ રોગ. ૩ નવો. ૪ પ્રાર્થના. ૫ કપાળમાં ૬ ઘડી. ૭ બન્ને. ૮ હોંશથી.

શેઠ નિરામય[1] દેખીને, વા૦ પૂછે લોક ને સયણ[2] હો; સ૦
છે પ્રતાપ એ ઋષિ તણો, વા૦ મુજ ચિંતામણી રયણ હો. સ૦ ૧૨

ભક્તિથી અશન[3] કરાવીને, વા૦ ધરે શત[4] રત્નની ભેટ હો; સ૦
શું કરીયે? યોગી કહે, વા૦ ભરીએ ભિક્ષાથી પેટ હો. સ૦ ૧૩

રોગ ન ટાળ્યો ધન લાલચે, શ્રેષ્ઠીજી! ગણી ટાળ્યો ઉપગાર હો; સ૦
પણ બતાવો બજારમાં, શ્રે૦ ભાટકે[5] એક આગાર[6] હો. સ૦ ૧૪

શ્રેષ્ઠી આપે તવ તેહને, વા૦ સ્વઘર એક વિશાળ હો; સ૦
યુગલ યોગી રહે તેહમાં, વા૦ સુખે ગુમાવે કાળ હો. સ૦ ૧૫

એહવે તે પુર પરિસરે, વા૦ પઉધાર્યા મુનિ રાય હો; સ૦
રામદાસ સુણી દેશના, વા૦ લ્યે સંયમ સુખ દાય હો. સ૦ ૧૬

નિર્મળ સંયમ પાળતા, વા૦ કરતા ક્રિયાકલાપ[7] હો; સ૦
કરતા સંયમ સેવના, વા૦ ટાળ્યા ભવના તાપ હો. સ૦ ૧૭

હવે ધનદત્ત તે નયરમાં, વા૦ ટાળે જનના રોગ હો; સ૦
દામ ન લેવે કોયનાં, વા૦ પ્રશંસે સવી લોગ હો. સ૦ ૧૮

પસરી કીર્તિ વિદેશમાં, વા૦ આવે રોગી જન હો; સ૦
નાગચંદ્રે ઢાળ ચૌદમી, વા૦ સાંભળજો એક મન હો. સ૦ ૧૯

---

૧ રોગ રહિત. ૨ સગા સંબંધી. ૩ ભોજન. ૪ સો. ૫ ભાડે.
૬ મકાન. ૭ સમુહ.

## દોહરા.

ધનદત્ત નિજ પુંજી થકી, કરે ઉદર નિર્વાહ;
રાજા પ્રજાજન સહુ કહે, વૈદ્યરાજ વાહ ! વાહ !! ૧
એક ટંક ભોજન કરે, સરસ આહાર કર્યો ત્યાગ;
તેલ ફૂલ આભૂષણો, ન ધરે તે ઉત્તમાંગ[1]. ૨
જાએ ન એકલો કોઈ ઘરે, ન કરે કોઈથી એકાંત;
રાત્રે ન પરિચય કોયથી, રહે એ નિયમે શાંત. ૩
પતિ ન મળે મુજ જ્યાં લગે, ત્યાં લગે રહેવું આંહિં;
પછે ઉદય જે માહરો, થાશે તેહવું ત્યાંહિં. ૪
હવે ભવિયણ તમે સાંભળો, પુણ્યપાળની વાત;
પરદેશે આવ્યા પછી, શું શું બન્યું વૃત્તાંત ?. ૫
સરસ રસિક સંબંધ તે, સાંભળજો ચિત્ત લાય;
પણ નિસુણી કરતા રખે, ગાયક[2] મહિષી[3] ન્યાય. ૬

## ઢાળ ૧૫ મી.

( થારા ને મારા કરહલા, એ દેશી. )

પુણ્યપાળ જહાજે[4] ચઢી, આવ્યો બેનાતટ શહેર; સલુણા !
ભાટકે[5] હાટ એક ગ્રહી, કરે વ્યાપાર સુપેર[6]. સ૦
વ્યવહાર શુદ્ધિ પાળો ભવિ !. ૧
એક માસ તિહાં વીતીયો, સ્વલ્પ થયો તસ લાભ; સ૦
ઉદય મહા બળવાન છે, નવી જાણે કોઈ ગાભ[7]. સ૦ વ્ય૦ ૨

૧ મસ્તક ઉપર. ૨ ગાયન કરનાર. ૩ ભેંસ. ૪ વ્હાણ ઉપર. ૫ ભાડે. ૬ સારી રીતે. ૭ ભાવિભાવ.

એહવે તે પુર પરિસરે, સમવસર્યા મુનિરાય; સ૦
ધોરી જિનશાસન તણા, નિર્મમ[1] ને નિઃકષાય.[2] સ૦ વ્ય૦ ૩

પુરજન પુણ્યપાળ આવીયા, મુનિ-વંદનને કાજ; સ૦
પંચાંગ નામી બેઠા જનો, દીયે દેશના મુનિરાજ. સ૦ વ્ય૦ ૪

અધર્મથી જીવ આથડયો, ચોરાશીના ચોક માંય; સ૦
દંડાયો ચોવીશ દંડકે, ચઉગતિમાં ભટકાય. સ૦ વ્ય૦ ૫

પુણ્યે માનવ ભવ મળ્યો, પાળો વ્યવહાર શુદ્ધ; સ૦
ઈહ ભવે પર ભવે સુખ લહો, અહો મોક્ષાર્થિ વિબુદ્ધ[3]! સ૦ વ્ય૦ ૬

ન્યાય સંપન્ન વિભવે કરી, જે કરે ઉદર નિર્વાહ; સ૦
ઓછો અધિક લ્યે ઘે નહિ, ઉત્તમ શ્રાદ્ધ ને શાહ. સ૦ વ્ય૦ ૭

સદાચારી જન જગતમાં, જમાવે બહુ પેઠ[4]; સ૦
દ્રવ્યે ભાવે તે સુખી, લચ્છી કરે તસ વેઠ. સ૦ વ્ય૦ ૮

બોધ સુણી મુનિ મુખ થકી, બૂઝયો તિહાં પુણ્યપાળ; સ૦
નિયમ લીયે મુનિ મુખ થકી, કરજોડી તત્કાળ. સ૦ વ્ય૦ ૯

જાવ જીવ લગે માહરે, પાળવો વ્યવહાર શુદ્ધ; સ૦
મેળવવું વિત્ત[5] ન્યાયથી, વ્યવસાય[6] ન કરૂં અશુદ્ધ. સ૦ વ્ય૦ ૧૦

મુનિ કહે મોટા નિયમ છે, પાળજો રૂડી રીત; સ૦
શાહ કહે જીવિત લગે, ન કરીશ વ્રત ખંડિત. સ૦ વ્ય૦ ૧૧

---

૧ મમતા રહિત. ૨ કષાય રહિત. ૩ હે ડાહ્યા-વિવેકી જનો! ૪ શાંખ-પ્રમાણિકતા. ૫ ધન. ૬ વ્યાપાર.

નિયમ કરાવ્યા મુનિવરે, લોક કહે ધન્ય ધન્ય !! સ૦
જન્મ જીવી સફળા કર્યા, પુણ્યપાળ કૃતપુણ્ય[1]. સ૦ વ્ય૦ ૧૨
બીજા પણ બહુલા જનો, સ્વસ્વ શક્તિ પ્રમાણ; સ૦
સમજી વ્રત નિયમ લીયે, શ્રવણથી[2] એમ વિજ્ઞાણ[3]. સ૦ વ્ય૦ ૧૩
મુનિ નમી સહુ ઘરે આવીયા, શાહ કરે રોજગાર; સ૦
કૂડ કપટ ન કરે રતિ, પાળે શુદ્ધ વ્યવહાર. સ૦ વ્ય૦ ૧૪
ઓછું ન દેવે કોઈને, અધિક ન લે કોઇ પાસ; સ૦
કૂડા તોલા ત્રાજવા, નવિ રાખે નિજ પાસ. સ૦ વ્ય૦ ૧૫
ભાવ એક વળી ભાંખતો, ન કરે બીજી વાત; સ૦
નાગચંદ્ર ઢાળ પન્નરમી, નિસુણો આગળ ભ્રાત ! સ૦ વ્ય૦ ૧૬

દોહરા:—

સાચ કથનથી ગ્રાહકો, નવિ આવે તસ પાસ;
માલ ખપે નહિ તેહથી, લાભ ન થાએ તાસ. ૧
પુણ્યપાળ મન ચિંતવે, નવી ચાલે રોજગાર;
છોડીએ વ્યવસાયને, કરૂં કોઇ અન્ય પ્રકાર. ૨
એમ ચિંતી આગળ ચલ્યો, આવ્યો શ્રીપુર શહેર;
સુંદર શોભા તેહની, લીલાની જ્યાં લહેર. ૩
ચૌટામાં પૂછા કરી, છે કોઇ શુદ્ધ વ્યવહારી ?;
લોક કહે જિનદાસ છે, પરમ શુદ્ધ વ્રતધારી. ૪
પુણ્યપાળ તિહાં આવીઓ, સંભળાવી નિજ વાત;
રંજિત થઇને રાખીઓ, શેઠે સુણી અવદાત[4]. ૫

---

૧ ભાગ્યશાળી. ૨ સાંભળવાથી. ૩ વિવેક અગર સમજણ. ૪ વાત.

## ઢાળ ૧૬ મી.

[ કેશર વરણો હો કાઢ કસુંબો, મારા લાલ! એ દેશી. ]

શેઠ પયંપે[1] હો રહી મુઝ ગેહે, મારા લાલ!
કામ નામાનું હો કરો સસનેહે; મા૦
ચાકરી દેશું હો એકેક વરસે, મા૦
ભોજન સાથે હો નિષ્ક[2] બારસે. મા૦ ૧

શાહુ[3] રહીને હો કાર્ય તે કરતો, મા૦
શુદ્ધ વ્યવહારને હો તે અનુસરતો; મા૦
નામે ઠુંમે હો લેવે દેવે, મા૦
જૂઠ ન જરીએ હો અસત્ય ઉખેવે[4]. મા૦ ૨

એક દિન ખેડુત હો આવી ટોળે, મા૦
શેઠને પ્રણમી હો એણી પરે બોલે; મા૦
ગોવાળ તમારો હો ગાયો લાવી, મા૦
ખેત્રવાડીમાં હો ખાએ આવી. મા૦ ૩

તે ભણી ગ્વાળને હો કહેજો કાંઇ, મા૦
ગાયો નાણે હો ક્ષેત્રને માંઇ૦
પુણ્ય પાળ સુણતાં હો શેઠ પયંપે, મા૦
કહિશું ગોવાળને હો રહો તમે રંગે. મા૦ ૪

ખુશી થઇને હો ગયા નિજ ગેહે, મા૦
સાંજે ગ્વાળને હો શેઠ તે ન કહે; મા૦
વળી તે કર્ષણી[5] હો આવી પોકારે, મા૦
સાહિબ! ગાયો હો ગ્વાળ ન વારે. મા૦ ૫

---

૧ કહે. ૨ સોનામોર. ૩ શુદ્ધ દાનત વાળો. ૪ છોડે. ૫ ખેડુત.

મંજુલ વાણીયે હો શેઠે મનાવ્યા, મા૦
તે પણ સઘળા હો નિજ ઘર આવ્યા; મા૦
શેઠ ન ભાંખે હો ગ્વાળને કાંઇ, મા૦
પુણ્યપાળ જોવે હો તે ચિત્ત લાઇ. મા૦ ૬
ત્રીજી વારે હો તે વળી આવે, મા૦
મિષ્ટ વચનથી હો શેઠ પતાવે; મા૦
પણ કાંઇ ન કહે હો ગ્વાળને આગે, મા૦
દૂધ મધુરૂં હો શેઠને લાગે. મા૦ ૭
પુણ્યપાળ ચિંતે હો આ તે ખોટું, મા૦
સાથે મુજને હો દૂષણ મોટું; મા૦
અશુદ્ધ આહારથી હો બગડે બુદ્ધિ, મા૦
ન પળે રૂડી હો વ્યવહાર શુદ્ધિ. મા૦ ૮
પુણ્યપાળ શેઠને હો એણી પરે ભાંખે, મા૦
અશુદ્ધ એ દીશે હો તુમચે વાસે; મા૦
ક્રોધ કરીને હો શેઠ કહે છે, મા૦
ગ્વાળ પોતાનું હો કાર્ય કરે છે. મા૦ ૯
ત્હારે કાજે હો ગાયો ન ચારીશ, મા૦
એ પશુપાળને[1] હો હું નવ વારીશ; મા૦
વ્યવહાર શુદ્ધની હો જાણી ખામી, મા૦
પુણ્યપાળ ચાલ્યો હો શેઠ શિરનામી. મા૦ ૧૦
વિમળા પુરીયે હો આવે ચાલી, મા૦
શુદ્ધ વ્યવહારી હો ડોશી ભાળી; મા૦

---

૧ ગોવાળ.

આદરે રાખ્યો હો ડોશીયે તેહને, મા૦
લાયક એ છે હો મ્હારા ઘરને. મા૦ ૧૧
જાણી ગુણીયલ હો સોંપે નામું, મા૦
પુણ્યપાળ કરતો હો ઠામું; મા૦
ડોશી એકલી હો નહિ તસ સંતતિ, મા૦
ઘરમાં તેહને હો બહુલી સંપત્તિ. મા૦ ૧૨
સો જોષિ સમ હો એક એ ડોશી, મા૦
શાંખ ગામમાં હો સારી પોષી; મા૦
કોથળી ધર્મની હો તસ ઘર રહેતી, મા૦
શુદ્ધ વ્યવહારી હો મુખથી કહેતી. મા૦ ૧૩
ધન ધરમનું હો ઘરમાં વાપરે, મા૦
પુણ્યપાળ ભાળે હો તે સવી સુપરે; મા૦
ડોશી દીશે હો અશુદ્ધ વેવારી, મા૦
બુદ્ધિ બગડે હો રહેતાં મારી. મા૦ ૧૪
કહે ડોશીને હો એ તુમ ન ઘટે, મા૦
શુદ્ધ વ્યવહારમાં હો વાત એ વિઘટે[1]; મા૦
લોભ એ એવડો હો શાને કરો છો?, મા૦
માયામોસો હો દોષ વરો છો. મા૦ ૧૫
મોટકું દૂષણ હો વ્રતમાં લાગે, મા૦
સુકૃત નાશે હો દુષ્કૃત જાગે; મા૦
પર ત્રિય[2] ધર્મનું હો ધન જે ભોગવે, મા૦
પીડા નરકની હો તે જન યોગવે[3]. મા૦ ૧૬

૧ અશુદ્ધ ગણાય. ૨ પારકી સ્ત્રી અને. ૩ અનુભવે.

સુણી ડોશી મન હો ક્રોધ તે જાગે, મા૦
સાચું સ્વમાતને હો કડવું લાગે; મા૦
પોરા દૂધમાં હો કાઢે તું તો, મા૦
પુત્ર સરીખો હો ગણુતી હું તો. મા૦ ૧૭
છિદ્રગ્રાહી હો તું દુર્જન દીશે, મા૦
કહે એમ ડોકરી હો બળતી રીશે; મા૦
ન રહીશ મુજ ઘરહો કહું છું તુજને, મા૦
ગરજ ન તારી હો કાંઇ મુજને. મા૦ ૧૮
એમ સુણીને હો પુણ્યપાળ ચિંતે, મા૦
વસવું ન મુજને હો એ ઘર તંતે[1]; મા૦
શીખ લઇને હો તે હવે ચાલે, મા૦
કહે નાગેંદ્રુ હો સોળમી ઢાળે. મા૦ ૧૯

## દોહરો.

પુણ્યપાળ હવે આવીયો, ચંપા પુરી મુઝાર;
શોભા જોતો નયરીની, આવે મધ્ય બજાર. ૧

મધ્યાન્હે કોઇ શેઠને, ચોતરે આવી ચાલ;
વિશ્રાંતિ લેવા ભણી, બેઠો તે પુણ્યપાળ. ૨

શેઠ ગયો પરદેશડે, રામા એકલી ગેહ;
બેઠી વાસ-વાતાયને[2], દાસી યુત્ત સસનેહ. ૩

ભામાએ ભાળ્યો તેહને, લોભાણી તસ રૂપ;
બોલાવા પુણ્યપાળને, મોકલે દાસી ચૂપ[3]. ૪

---

૧ હઠીલાઇથી. ૨ ઘરના ગોખમાં. ૩ ગુપચૂપ.

## ઢાળ ૧૭ મી.

[ બેડલે ભાર ઘણો છે રાજ! વાતા કેમ કરો છો ?—એ દેશી. ]

દાસી કહે પુણ્યપાળને વિનયે, પોધારો અમ ગેહે;
શેઠાણી બોલાવે તુમને, કોઈક કામે નેહે;
સુગુણા! સ્નેહ ધરીને રાજ, !, નારી ચરિત્રને નિરખો. ૧

શાહ સરળપણે તે માની, આવે તે આગારે;
આદર ભાવ સા નારી આપે, સજી સોળ શૃંગારે. સુ૦ ૨

ભાવથી ભોજનનું આમંત્રે, શાહ[1] કહે નવ કરવું;
અન્ય કાર્ય જે હોવે તે કહો, પાછા મ્હારે વળવું. સુ૦ ૩

શ્યામા[2] કહે નિસુણો સાહેબજી !, તમમાં મોટી આશા;
રહો મંદિરમાં મુજ માલીક થઈ, ભોગવો સુખ સુવિલાસા.સુ૦ ૪
પારખું જોવા કહે તવ તેહને, તુજ પ્રીતમ પરદેશે;
આવે ત્યારે શી ગતિ મહારી ?, નિશ્ચે મુજ શિર ધ્વંસે[3]. સુ૦ ૫

પુલકિત[4] વદને[5] પ્રમદા[6] પભણે[7], મરદ થઇ કેમ ડરતા ?;
રત્ન–યતન પરે રાખીશ તમને, રહો પ્રેમ વર ધરતા. સુ૦ ૬

આવશે જવ પ્રીતમ પરદેશથી, તવ કરીશ તસ પાતો[8];
સુખથી જીંદગી ગાળશું આપણે, જૂઠ ન જાણશો વાતો. સુ૦ ૭

યતः इन्द्र–वज्रा०

अन्यं मनुष्यं हृदये निधाय, अन्यं नरं दृष्टिभिराह्वयंति ।
अन्यस्य दत्त्वा वचनावकाशं,–मन्येन सार्द्धं रमयंति नार्यः ॥१॥

---

૧ પુણ્યપાળ. ૨ શેઠાણી. ૩ કાપે. ૪ હસતે. ૫ મોઢે. ૬ સ્ત્રી. ૭ કહે. ૮ નાશ.

## પૂર્વ ઢાળ.

શાહ ચિંતે ભૂંડી એ ભામિની, રયણા દેવી સમાણી;
આ સંગે પણ તજવા લાયક, એમ ચિંતી કહે વાણી. સુ૦ ૮
રે ભૂંડી ! ઉત્તમ કુળે ઉપની, ઉત્તમ ઘરમાં આવી;
એહ કુબુદ્ધિ અંતરે ઉપની, મળે દુર્ગતિ ચાવી. સુ૦ ૯

यतः आर्या–

**वरमग्गिम्मि पवेसो, वरं विसुद्धेण कम्मुणा मरणं ।**
**मा गहीय वयभंगो, मा जीयं खलिय सीलस्स ॥२॥**

## પૂર્વ ઢાળ.

ભ્રકુટી ચઢાવી ભાંખે ભામા, કહેણુ ન માનીશ મારૂં;
ધાંધલ કરી પકડાવીશ તુજને, અપયશ થાશે તારૂં. સુ૦ ૧૦
શીલ રત્નનું યત્નજ કરવા, કૈતવ[૧] કેળવ્યું શાહે;
ઉદરે કર રાખીને બોલે, થાએ પીડા પેટમાંહે. સુ૦ ૧૧
વૃદ્ધશંકાએ[૨] જાવું પડશે, લાવો જળની ઝારી;
જંગલમાં જઇશ હું સત્ત્વર, લાવી નારી વારી. સુ૦ ૧૨
કહે સ્વામી ! સંડાશમાં જાઓ, તે કહે ન ગમે મુજને;
ખુલ્લી હવામાં જાવા કેરી, ટેવ પડી કહું તુજને. સુ૦ ૧૩
એમ સમજાવી આવી બાહેર, મૂકી ઝારી બારે;
અહિ[૩] કાંચળી છોડી જેમ નાશે, તેમ તે આવ્યો કાંતારે[૪]. સુ૦ ૧૪
રમણી રંગમાં રંચ ન લોભ્યો, ધન્ય ધન્ય અહો ! પુણ્યપાળ;
એણી પરે શીલ અટંકો રાખે, તેહ ખરા ગુણમાળ. સુ૦ ૧૫

---

૧ કપટ. ૨ દિશા જંગલ. ૩ સર્પ ૪ વનમાં.

જંબૂ-કુમાર ને ગજસુ કુમારા, સ્થુળિભદ્ર મુનિરાયા;
શુદ્ધ ભાવથી શીલને પાળી, અપવર્ગ[1]ના સુખ પાયા. સુ૦ ૧૬
દેવદાનવ ને ગંધર્વ દેવો, યક્ષ રાક્ષસ ને કિન્નરા;
બ્રહ્મચારી જનને તે નમતા, પાળે વ્રત જે પ્રવરા[2]. સુ૦ ૧૭
દ્રવ્યે ભાવે વ્રત એ પાળતાં, થાએ લાભ અપાર;
નાગચંદ્ર કહે ઢાળ સત્તરમી, સુણુતાં જય જયકાર. સુ૦ ૧૮

## દોહરા—

કાનનમાં[3] પાદપ[4] તળે, બેસી કરે વિચાર;
પૈસો પ્રાપ્ત થયો નહિ, હવે જાઉં આગાર. ૧

यतः आर्या—

**संपदि यस्य न हर्षो, विपदि विषादो रणेच धीरत्वम् ।**
**तं भुवन त्रय तिलकं, जनयति जननी सुतं विरलम् ॥१॥**

## પૂર્વ દોહરા—

એમ ચિંતી હવે ચાલીયો, આવ્યો લીલાપુરમાંય;
જળમારગ હવે આવીયો, ચિંતે તવ મનમાંય. ૨
બીજોરાં મુજ ગામમાં, બહુ મૂલાં વહેંચાય;
સ્વલ્પ મૂલમાં બહુ મળે, સખર બીજોરાં આંય. ૩
પૈસા યુગલ તણાં ગ્રહ્યાં, સખર બીજોરાં અઢાર;
નાંખી કરંડક[5]માં હવે, બેઠો જહાજ મુઝાર. ૪

---

૧ મોક્ષનાં. ૨ અખંડ-નિશ્ચળપણે. ૩ વનમાં. ૪ ઝાડ નીચે. ૫ કરંડીયામાં.

## ઢાળ ૧૮ મી.

( ધન ધન તે દિન માહરો. એ દેશી. )

જળ મારગમાં ચાલતાં, ગંભીરપુરમાં આવે રે;
પુર જોવા સહુ ઉત્તર્યા, પોત[1] થકી વડદાવેરે.
ભાગ્ય પ્રબળ પુણ્યપાળના. ૧
એહવે નૃપ ચર[2] આવીયા, પૂછે જનને એમરે;
હોય બીજોરૂં જો કોઇ કને, આપો અમને સપ્રેમરે. ભા૦ ૨
પુણ્યપાળ પૂછે તેહને, કેમ પૂછા કરો તાસરે !;
સેવક કહે સુણો શેઠજી !, કારણુ તેહનું ઉલ્લાસરે. ભા૦ ૩
એ ગંભીરપુર નયરનો, મલ્લ નામે ભૂપાળ રે;
ગુણસુંદર તસ તનુજ[3] છે, માનું ગુણમણિ માળારે. ભા૦ ૪
રોગ દાગંજ્વર તસ થયો, કીધા વિવિધ ઉપાય રે;
કિમપિ ન શાંતિ તસ થઇ, ચિંતા કરતો રાય રે. ભા૦ ૫
વૃદ્ધ વૈદ્ય એક એમ ભણે, બીજોરૂં મળે મુજરે,
તો તુમ પુત્રનુ મૂળથી, કાઢી નાખું રૂજરે[4]. ભા૦ ૬
ભૂપે પડહ વજાડીયો, રે કોઈ ! બીજોરૂં લાવો રે;
પણ નિપજે નહિ આ સ્થળે, તેથી ન લાગે દાવોરે[5]. ભા૦ ૭
આવ્યા તમને સાંભળી, ભૂપે મોકલ્યા અમને રે;
આપો બીજોરૂં હોય તો, વીનવીયે છીયે તમનેરે. ભા૦ ૮
કરંડક લઈ પુન્યપાળ તે, આવે નરવર પાસે રે;
મૂકે રાયને સન્નિધે, ગ્રહે ભૂપ ઉલ્લાસે રે. ભા૦ ૯

---

૧ વહાણુ થકી. ૨ સેવક. ૩ દીકરો. ૪ રોગ. ૫ ઉપાય.

આદર આપી સર્વને, રાખ્યા જનને ત્યાંહિરે;
બીજોરૂં એક વૈદ્યને, આપે ભૂપ ઉમાંહિરે. ભા૦ ૧૦
ઔષધ કરી તે ફળ તણું, દીધું તરત તનુજને રે;
વિવિધ ભસ્મી ભેળી કરી, આપે ટાળવા રૂજનેરે. ભા૦ ૧૧
પંચ દિવસ આરોગતાં, રોગ તે તનથી જાય રે;
ભૂપ પ્રભૂત રંજિત થઈ, તોષ્યો વૈદ્યને રાય રે. ભા૦ ૧૨
બોલાવી પુણ્યપાળને, કહે ભૂધવ એમરે;
તુમ બીજોરાથી થયું, મુજ પુત્રને ક્ષેમરે. ભા૦ ૧૩
બીજ પૂરકના કરંડને, ભરી રત્નથી પૂરો રે;
હેજથી દીયે પુણ્યપાળને, પ્રગટયો પુણ્ય પડૂરોરે.[1] ભા૦ ૧૪
વ્રત ફળ્યું સંકટ ટળ્યું, મળ્યું વંચ્છિત વિત્તરે;
એક ટેક નિશ્ચે ફળે, જો પાળે એક ચિત્તરે. ભા૦ ૧૫
સત્ય ન મૂકો ભવીજનો!, સત્ય છોડે પત જાયરે;
સત્યની બાંધી લક્ષ્મી, ફરી ફરી ફેરા ખાયરે. ભા૦ ૧૬
હરિશ્ચંદ્રે સત્યથી સુખ લહ્યું, અસત્યે વસુ[2] દુઃખ પાયરે;
નાગચંદ્ર એ અઢારમી, ઢાળ સુણો ચિત્ત લાયરે. ભા૦ ૧૭

## દોહરાઃ—

શાહ સ્વદેશ જાવા તણી, આણા લઇ નૃપ પાસ;
સાવરથી પુરી આવીઓ, પુણ્યપાળ સુવિલાસ. ૧
વાણુથી ઉત્તરી તરત તે, લઇ કરંડક લાર;
પ્રમુદિત થઈ ઘર આવતાં, નવ દીઠી નિજનાર. ૨

---

૧ જથ્થો. ૨ વસુરાજા.

વાત પાડોશી મુખ સુણી, મનમાં થયો દિલગીર;
માલ મંદિરમાં રાખીઓ, આણી હૃદયે ધીર. ૩
આવ્યો મિત્રને મંદિરે, દીઠો કોઢી તેહ;
પૂછે કિમ કોઢી થયો ?, નારી નહિ કિમ ગેહ ?. ૪
કુળકર્મ કરગરી કહે, તમે ગયા પછે નાર;
દુઃશીલા ને રાક્ષસી થઇ, નૃપે કાઢી પુર બ્હાર. ૫
મુજને કોઢ એ ઉપનો, કોઇક કર્મ વસેણ;
પ્રોઢી પીડા ભોગવું, સાર ન કરે કોઈ સેણ. ૬
ખેદિત થઇ કહે મિત્રને, ભૂંડું કર્યું મુજ નાર;
પણ તુજ રોગ મટાડવા, કરીશ કોઇ ઉપચાર. ૭
એહવે તે પુરીયે સુણ્યો, વૈદ્ય યોગીશ્વર એક;
નિર્લોભી સદ્‌ગુણી મહા, જેનો રૂડો વિવેક. ૮

## ઢાળ ૧૯ મી.

[ આસણરારે યોગી—એ દેશી. ]

વાત સુણી મિત્ર પાસે આવે, વાત વૈદ્ય તણી તે સુણાવે રે;
ધન્ય મિત્ર સલુણો !.
ચાલો મુજને લઇને ભાઇ !, નવિ ભૂલીશ એહ ભલાઈ રે. ધ૦ ૧
શિબિકામાં બેસાડી રોગી, ચાલ્યો ચોંપેથી ઉદ્યોગી રે; ધ૦
વાટમાં શ્વસૂર તણું ગામ આવે, પુણ્યપાળ શ્વસૂર ઘર જાવે રે. ધ૦ ૨
સહદેવને પૂછે ભામિની વાત, સંભળાવે સહુ વૃત્તાંત રે; ધ૦
સુણી થયો મનમાં આઘાત, પૂછે સહદેવ આગમ વાત રે. ધ૦ ૩
જાવું કંચનપુરે મિત્રને કાજ, તિહાં સુઘડ સુણ્યો વૈદ્યરાજ રે; ધ૦
સહદેવ કહે હું પણ તિહાં ચાલું, એ દાસના રોગને ટાળું રે. ધ૦ ૪

પુણ્યપાલ કહે ચાલો ખુશીથી, સેવા કરશું જે બનશે અમથી રે; ધ૦
ચાર જણા હવે તિહાંથી ચાલે, ક્રમે કંચનપુરને ભાળે રે. ધ૦ ૫

પૂછા કરી વૈદ્ય ગેહે આવ્યા, ધનવતીના મનને ભાવ્યા રે; ધ૦
શિબિકાથી રોગીને ઉત્તાર્યા, આદર માન દઈને બેસાડ્યા રે. ધ૦ ૬

કહે પુણ્યપાળ તદા કરજોડી, તુમ કીર્તે આવ્યા છીયે દોડી રે; ધ૦
વૈદ્યજી! કરો કરૂણા.
એ દોય કોઢીને સાજા કીજે, વળી મુહ માગ્યું ધન લીજે રે. વૈ૦ ૭

સો કહે વૈદ્ય રૂપે સસનેહી, કરૂં ઔષધ હું નિઃસ્પૃહી રે; વૈ૦
પણ એ રોગી સાચ કહેશે, ઔષધ એહને ગુણ દેશે રે. વૈ૦ ૮

શેઠ કહે રોગીને તામ, કહો વૈદ્યને વાત તમામ રે; વૈ૦
પણ ધનવતીનો ભેદ ન જાણે, સહુ સત્ય કરીને પ્રમાણે રે. વૈ૦ ૯

સુણી ઉભયનાં મન કરમાણાં, સમજી ગયા વૈદ્યજી! શાણા રે; વૈ૦
એ દોય બેઠા ન કરશે વાતો, ભલે થાએ કદાપિ ઘાતો રે. વૈ૦ ૧૦

મ્હારે કરાવવી રોગી મુખથી, સંભળાવવી ઉભયને ધૂરથી રે, વૈ૦
શંકા દૂર ઉભયની જાવે, તો આનંદ મંગળ થાવે રે. વૈ૦ ૧૧

એમ ચિંતી કહે શેઠને વૈદ્ય, બોલાવો રોગીને સદ્ય રે; વૈ૦
જો તુમ બેઠાં કહેતાં લજ્જાએ, તો મુજને તે કહે વાએ[1] રે. વૈ૦ ૧૨

રોગી કહે અમે વૈદ્યને કહેશું, કહેશે તે આણ વહેશું રે; વૈ૦
શેઠ ઉભય તે અળગા બેઠા, દોય રોગીને રાખ્યા નેઠા[2] રે. વૈ૦ ૧૩

વૈદ્યે પડદો બંધાવ્યો તિહાં, એ રોગી બેઠા છે જિહાં રે; વૈ૦
સો કહે રોગીને કર્મ જે કીધાં, મુજ પુસ્તકે લખીયાં સીધાં રે. વૈ૦ ૧૪

---

૧ વચન. ૨ પાસે.

તે પુસ્તક ઘરમાંથી લાવી, તુમ વાત સુણું પછે આવી રે; વૈ૦
એમ કહી યોગી ઘરમાં આવી, તિહાંથી શેઠ પાસે જાવે રે. વૈ૦ ૧૫
છાને રહી કહે શેઠને આગે, ઇચ્છા હોય તો સુણજો રાગે રે; વૈ૦
પરીયચ[1] પાસે આવી બેઠા, તિગિચ્છક[2] પણ પડદે પેઠા રે. વૈ૦ ૧૬
વૈદ્યજી બેઠા ઠીક ઠરીને, તે પુસ્તક કરમાં ધરીને રે; વૈ૦
રે રોગીઓ ! નહિ જૂઠે રાચું, કિમ રોગ થયો કહો સાચું રે ?. વૈ૦ ૧૭
બોલે પ્રથમ પિયુમિત્ર[3] કુસંગી, કહું પ્રગટ સુણો ગુણરંગી રે; વૈ૦
એ પુણ્યપાળ તણી હતી નારી, નામે ધનવતી મનોહારી રે. વૈ૦ ૧૮
કામ વશે મેં પ્રાર્થી તેહને, ગણી બ્હેન કરી હતી જેહને રે; વૈ૦
મ્હારૂં વચન ન માન્યું તેણે, મેં આણી રીશ હૈયાણે[4] રે. વૈ૦ ૧૯
કહી કહી રાક્ષસી ઘણું અવહેલી, તે તો લાજતી ગઇ પુર મેલી રે; વૈ૦
જૂઠ કલંક ચઢાવ્યા માટે, કુષ્ટ રોગ શરીર ઉચ્ચાટે[5] રે. વૈ૦ ૨૦
તેહને તો તવ બોલતો રાખ્યો, હવે દાસ ભણી સંભાંખ્યો રે; વૈ૦
દાસ કહે સાહેબજી ! સુણીયે, કર્મ કહાણી અમચી ભણીયે રે. વૈ૦ ૨૧
મેં પણ યાચી એહજ નારી, તેણે મુજને નિર્ભ્રંછયો ભારી રે; વૈ૦
મેં તવ શેઠનો તનુજ વિણાસ્યો, વળી શાકિની દોષ પ્રકાશ્યો રે. વૈ૦ ૨૨
લાજથી નાશી ગઇ સા નારી, તેની ખબર કસી નવ ધારી રે; વૈ૦
એહ કર્મે થયો મુજ રોગ પ્રસિદ્ધ, ઉંઘ બ્હેંચી ઉજાગરો લીધ રે. વૈ૦ ૨૩
કર્મ કહાણી એ કેહને કહીયે ?, હવે જે કહો તે નિરવહીયે રે; વૈ૦
યોગીરાજ કહે તુમે જે કહીયું, મુજ પુસ્તકે એમજ લખીયું રે. વૈ૦ ૨૪
રોગ હવે નહિ રહેશે તુમારો, દેહ ઔષધે થાશે સારો રે; વૈ૦
ઓગણીશમી એ ઢાળ સનૂરી, નાગ કહે રહી વાત અધૂરી રે. વૈ૦ ૨૫

---

૧ પડદો. ૨ વૈદ્ય. ૩ કુળકર્મ. ૪ હૈયામાં. ૫ પીડે છે.

## દોહરાઃ—

પારખું જોવા શેઠનું, યોગી આવે બ્હાર;
શેઠ ઉઠીને આવીયા, ઉવટાણુશાળ[1] મુજાર. ૧
યોગી પૂછે તેહને, નિસુણી[2] કે નહિ વાત ?;
તે કહે સુણતાં અમ થયો, અંતરમાં આઘાત. ૨
સડે પડે પાપી ભલે, થાએ એહની ઘાત;
રોગ ન ટાળશો રોગીના, એમ કહે પતિ ને ભ્રાત. ૩
પૂછતાં કહે મુજ નારીને, મિત્રે દીધો આળ;
સહદેવ કહે એ કિંકરે, મહારો વિણાસ્યો બાળ. ૪

## ઢાળ ૨૦ મી.

[ ચોપાઇની દેશી. ]

યોગીરાજને શ્રેષ્ઠી પભણે, ઘર ખોયું અમારૂં નિગુણે;
તે ભણી ઔષધ તેને ન દેશો; ભલે ભોગવે ફળ સુવિશેષો. ૧
સતી ચિંતે સંશય ટળીયો, મુજ મનહ મનોરથ ફળીયો;
એમ ચિંતી યોગી જબ વળતા, તવ ઉભય તે વિનંતિ કરતા. ૨
યોગીરાજ! ઉભા રહો જરી, અમને વાત કહો મહેર કરી;
કિહાં હોશે ધનવતી નારી ?, જોઇ જ્ઞાનમાં કહો વિચારી. ૩
તમે જ્ઞાની ધ્યાની છો પૂરા, નહિં કોઇ વાતે છો અધૂરા;
કેટલા વર્ણવીયે ગુણ તુમચા ?, હવે સંશય ટાળો અમચા. ૪
યોગી કહે અમ પુસ્તકે જોઈ, તુમ સંશય ટાળું સોઇ;
યોગ બળથી આણું તુમ જાયા[3], યોગીરાજની અલખ[4] છે માયા. ૫

---

૧ બેઠક. ૨ સાંભળી. ૩ સ્ત્રી. ૪ જાણી શકાય નહિ તેવી.

નમી ચરણુ કહે પુણ્યપાળ, દયાવંત તમે કરૂણાળ;
નારી આણ્યાની જો કરો મ્હેર, આપું કનકનું[1] તુમને ઢેર[2]. ૬
પરમાર્થી અમે છૈયે યોગી, નહિ કનક તણા અમે ભોગી;
તુમ ભાગ્ય હશે જો સિદ્ધો, તો તુમ કાર્ય થશે પ્રસિદ્ધો. ૭
એમ કહીને ઘરમાં પેશે, શણગાર્યું તન ત્રિયવેશે[3];
ઝાક ઝમાળ થઇ આભરણે[4], આવી બહાર નમે પીયુ ચરણે. ૮
વિસ્મિત મનમાં થયો પુણ્યપાળ, સહદેવ થયો ઉજમાળ;
ભાઈ સતીને શીશ નમાવે, અપરાધ પોતાનો ખમાવે. ૯
આનંદે ઉલ્લસીયો શાહ, યોગી રાજની જોવે રાહ;
પૂછે શું જુવો શીરતાજ ! ?, કિમ નાવ્યા હજી યોગીરાજ. ૧૦
પુલકિત વદને સતી એમ બોલે, નિજ આત્મ કથા પટ ખોલે;
બહુ અચરજ પામ્યા નિસુણી, ધન્ય ! ધન્ય ! કહે શીશ ધૂણી. ૧૧
ત્રિહું જનના મનોરથ ફળીયા, પણ કોઢીના કંધરા[5] પડીયા;
હાય ! રોગ હવે કોણ ટાળે ?, રોવે હાથ મૂકીને કપાળે. ૧૨
દુર્જન તે દાવ ન ચૂકે, સજ્જન સજ્જનતા નવ મૂકે;
સતી કરતા દેખે શોગ, ટાળે ઔષધે ઉભયના રોગ. ૧૩

यतः–अनुष्टुप्

उपकारिषु यः साधुः, साधुत्वे तस्य को गुणः ।
अपकारिषु यः साधुः, स साधुः सद्भिरुच्यते ॥१॥

પૂર્વ ઢાળઃ–

વિનયે પ્રણમે સતીનાં પાય, દોય નિજ અપરાધ ખમાય;
ખબર લહી પુરજન તિહાં આવે, ચર્ચા[6] જોઇ અચરીજ થાવે. ૧૪

---

૧ સોનાનો. ૨ ઢગલો. ૩ સ્ત્રીના વેશમાં. ૪ ઘરેણાંથી. ૫ મસ્તક. ૬ વાતાવરણ.

ગુણ આમ કરે નરનારી, ધન્ય સતી તુજ છે બલિહારી;
હવે હળી મળી સહુ સંગે, ચાલ્યા પંચ તે નિજપુર રંગે. ૧૫
આવે ધનપુર નગરની પાસે, તવ સહદેવ કહે ઉલ્લાસે;
બહેની! પધારો અમ ગેહે, તુમ આળ ઉતારૂં નેહે. ૧૬
દંપતી સહદેવને ઘરે આય, અપકીર્તિ પૂરવની પલાય;
ષટ[1] દિવસ તિહાં રહ્યા ભાવે, હવે સાવરથી પુરી આવે. ૧૭
કુળકર્મે જન ગણુ આગે, સ્વવાત પ્રકાશી રાગે;
સતી ઉપરથી ઉત્તરીઓ આળ, નાગચંદ્ર એ વીશમી ઢાળ. ૧૮

દોહરાઃ-

શુભ કર્મના યોગથી, પાશા સવળા થાય;
દુર્જન સજ્જનપણું ભજે, માને મોટા રાય. ૧

यतः-

पुण्यादवाप्यते राज्यं, धर्मात् सुख फलोदयः ।
धर्मादवाप्यते सिद्धि-स्तस्माद्धर्मं समाचरेत् ॥१॥

પૂર્વ દોહરાઃ-

પુણ્યોદયે પુણ્યપાળજી, પૂરણ વિલસે સુખ;
ધર્મ કર્મ સમાચરે, દૂર થયું સવિ દુઃખ. ૨
દાન પુણ્ય કરણી કરે, પોષે ઉત્તમ પાત્ર;
સંત પુરૂષની સેવથી, કરતો પાવન[2] ગાત્ર[3]. ૩
એકદા રાય સભા ભરી, બોલાવે પુણ્યપાળ;
પ્રેમે પ્રણમે રાયને, બેસાડે ભૂપાળ. ૪

---

૧ છ. ૨ પવિત્ર. ૩ શરીર.

## ઢાળ ૨૧ મી.

[ લાલ પીયારીનો સાહિબો રે—એ દેશી. ]

નૃપ પૂછે પુણ્યપાળને રે,
કહો તુમ વીતક વાત હો લાલ;
સંક્ષેપે શેઠે કહી રે,
સ્વ સ્વનારી અવદાત હો લાલ;
ધન્ય ! ધર્મ શ્રી જિનરાજનો રે. ૧

ધર્મ કલ્પતરૂ સમ કહ્યો રે,
સુરમણિ સમ એ જાણુ હો લાલ;
કામધેનુ સમ ધર્મ છે રે,
અક્ષય નિધિ સમ આપે નિર્વાણુ હો લાલ. ધ૦ ૨

જે જન સુખ પામ્યા ગત કાળમાં રે,
વર્ત્તમાનમાં જે સુખ પાય હો લાલ;
ભવિષ્ય કાળમાં જે સુખ થાયશે રે,
સહુ ધર્મ તણે સુપસાય હો લાલ. ધ૦ ૩

ધર્મનો બોધ મળે સદ્ગુરૂ થકી રે,
તે પણ નિર્લોભી ગુરૂ હોય હો લાલ;
આપ તરે પર જીવોને તારતા રે,
ધર્મ પમાડ્યો ગુરૂએ મોય હો લાલ. ધ૦ ૪

રાય સુણી પરસંસે ધર્મને રે,
ધન્ય ! ધન્ય ! જૈન શાસનના સાધ હો લાલ;
પર ઉપકારી નિર્મમ નિર્મળા રે,
મહીમંડળમાં વિચરે અબાધ હો લાલ. ધ૦ ૫

એહવે તેહ સભામાં નૃપ કને રે,
બેઠો યોગી એક મહંત હો લાલ;
પ્રશંસા સુણીને જિનશાસન તણી રે,
ખેદાણો મનમાંહિં અત્યંત હો લાલ. ધ૦ ૬

यतः—अनुष्टुप्

कुवंश पतितो राजा, मूर्ख पुत्रोहि पंडितः ।
निर्धनेन धनं प्राप्तं, तृण वन्मन्यते जगत् ॥१॥

पूर्व ढाळ.

વક્ર વદન કરી કહે બો નરપતિ! રે,
શું પરસંસો ધર્મ કનિષ્ટ હો લાલ;
મેલા ઘેલા સાધુ જૈનના રે,
કુબોધ આપી જન કરે ભ્રષ્ટ હો લાલ. ધ૦ ૭
દુષ્ટ વચન યોગીનાં સાંભળી રે,
રાજા મૌન રહ્યો તેણી વાર હો લાલ;
ધર્મ ગુરૂની નિંદા સાંભળી રે,
શેઠ ઉત્તર દે કરીને વિચાર હો લાલ. ધ૦ ૮
'અહિંસા પરમો ધર્મ' વેદો વદે રે,
નિષ્કામીને ગુરૂ કહેવાય હો લાલ;
ધર્મ નામે હિંસા તમે આચરો રે;
ધન રાખો પાસે ઉલ્લાયહો[1] લાલ. ધ૦ ૯
નિર્ધન શું ધનવાન કરે અન્યને રે?,
તેમ શું તમે કરો કોઇનું કલ્યાણ? હો લાલ;
યોગી ઉત્તર નાપે શેઠને રે,
તવ નૃપ પભણે ઋષિને વાણ હો લાલ. ધ૦ ૧૦

---

૧ હોંશથી.

આજથી નિંદા ન કરશો ધર્મની રે,
નવી આવશો દરબારે ચાલ હો લાલ;
નૃપ વાણી સુણી મનમાં ચોગટો રે,
ખીજ્યો પુણ્યપાળ પર અસરાળ હો લાલ. ધ૦ ૧૧
ખિન્ન થઈ ગ્હોંતો સ્વસ્થાનકે રે,
પુણ્યપાળ આવ્યો આપણે ગેહહો લાલ;
સરળ વૃત્તિથી શેઠ વસે ઘરે રે,
આગળ નિસુણો નિપજે જેહ હો લાલ. ધ૦ ૧૨
એકદા નૃપ શિર વેદન ઉપની રે,
ઉપચારોએ ન થાય કરાર હો લાલ;
તવ યોગીને તેડયો નરવરે રે,
કીધો તેણે સબળ ઉપચાર હો લાલ. ધ૦ ૧૩
એક પ્રહરમાં વેદન ઉપશમીરે,
ઋષિ પર નટવર થયો ખુશાલ હો લાલ;
આવાગમન કરે ભૂધવ કને રે,
રીઝવી વશ કર્યો નરપાળ હો લાલ. ધ૦ ૧૪
વિદ્યા વનિતા[1] રાજા ને લતારે,
ઉંચ નીચ ન ગણે લગાર હો લાલ;
સમીપ રહે તે સાથે પ્રેમથી રે,
લપટે તરત તિહાં તે ચાર હો લાલ. ધ૦ ૧૫
દુર્જન દાવ ન ચૂકે આવતાં રે,
કૃધિ ધિક્ દુર્જનનો અવતાર હો લાલ;
ઢાળ પૂરણ થઇ એ એકવીશમી રે.
કહે નાગચંદ્ર સુણો નરનાર ! હો લાલ. ધ૦ ૧૬

---

૧ સ્રી.

**દોહરાઃ—**

એક દિન બેઠા એકાંતમાં, યોગી ને ભૂપાળ;
વાતો કરતાં નૃપ કહે, મ્હારૂં રાજ્ય વિશાળ. ૧
જો ખામી મુજ રાજ્યમાં, તમને લાગે સ્વામ !;
તો ભાંખો તે કૃપા કરી, તેહ સુધારૂં કામ. ૨
અવસર જાણી ઋષિ કહે, છે રૂડું તુમ રાજ;
પણ તુમ સમ નારી નહિ, તેથી જન્મ અકાજ. ૩
તે ભણી શોધો તુમ સમી, નારી સારી એક;
જન્મ કૃતારથ તાહરૂં, તો થાએ અહો છેક. ૪

**ઢાળ ૨૨ મી.**

( રત્નગુરૂ ગુણે મીઠડા રે, એ દેશી. )

પરકન્યા હોય રાજવીરે, સાંભળી યોગી વાત;
તાલાવેલી લાગી હૈયેરે, ત્રિય[1] સ્વરૂપા[2] ત્હાત.
ધિક્ ધિક્ દુર્જન પ્રીતડી રે. ૧
નૃપ પૂછે યોગી પ્રતે રે, છે કયાં સુભગા નાર ?;
યોગી કહે પુણ્યપાળનીરે, નારી રૂપાગાર[3]. ધિ૦ ૨
કેમ મંગાએ પારકી રે ?, નારી કોઇની પાસ;
લોક વિરૂદ્ધ કેમ કીજીએરે?, હોવે કીર્ત્તિ નાશ. ધિ૦ ૩
યોગી કહે ન વિરૂદ્ધ એ રે, પ્રજા તુમ તણી એહ;
રત્ન વસ્તુ જે તુમ રાજ્યમાં રે, ભોગવો તે ધરી નેહ. ધિ૦ ૪
રૂપ જુવો તમે તેહનુંરે, જુવો સુઘડતા તાસ;
જન્મ અકયારથ[4] એ વિનારે, કહું તુમ હિત ભણી ખાસ. ધિ૦ ૫

---

૧ સ્ત્રી. ૨ પોતા જેવી રૂપવાળી. ૩ રૂપનું ઘર. ૪ નિષ્ફળ.

ચટપટ લાગી રાયને રે, જોવા ધનવતી રૂપ;
યોગી ગયો સ્વસ્થાનકેરે, ચિંતાતુર હવે ભૂપ. ધિ૦ ૬

લાલચ ભૂંડી વિષયની રે, એ સમ અવર ન હોય;
એ ત્યાગે ત્યાગ્યું બધું રે, એહવા જગમાં કોય. ધિ૦ ૭

એહવે પુણ્યપાળે કરીરે, શ્રાવિકાશાળા એક;
સ્વઘર સન્નિધે[1] ઓપતીરે, આણી ઉર વિવેક. ધિ૦ ૮

વાસઉત્સવે[2] રાય નોતર્યો રે, આવે નૃપ ઉજમાળ;
ભોજન પીરસે ધનવતીરે, તાત ગણી નરપાળ. ધિ૦ ૯

રૂપ નિહાળી સતી તણું રે, થયો વિહ્વલ[3] નરપાળ[4];
મન્મથ[5] બાણે વિંધીયોરે, પ્રગટી વિષયની ઝાળ. ધિ૦ ૧૦

ભોજન કરી ગૃહ આવીયોરે, તેડે યોગીને રાય;
કેમ મનોરથ મુજ ફળેરે ?, તેહ બતાવો ઉપાય. ધિ૦ ૧૧

છીનવી લ્યો કહે યોગટોરે, નૃપ કહે ન કરૂં અન્યાય;
અશ્રદ્ધા થાએ લોકમાં રે, જગમાં આબરૂ જાય. ધિ૦ ૧૨

યોગી કહે એતો ખરૂં રે, અવસરે કરશું ઉપાય;
એમ કહી સ્વસ્થાને ગયોરે, ભોળો નૃપ ભરમાય. ધિ૦ ૧૩

કૃત્રિમ[6] પત્ર યોગી લખીરે, વસુદત્ત વિપ્ર[7] બોલાય;
શત દીનાર આપી કહેરે, કર એક કાર્ય ઉમાય. ધિ૦ ૧૪

પત્ર એ ગુપ્ત તું રાખીનેરે, જા અહિંથી શત કોશ;
વળતાં એ પુરી દ્વારમાં રે, કરજે માયાનો પોષ. ધિ૦ ૧૫

દ્વારપાળ તુજ પૂછશે રે, કોણ ગ્રામથી આય?;
તવ તું કહેજે એણી પરેરે, પ્રતોળીપાળને[9] વાય. ધિ૦ ૧૬

---

૧ પાસે. ૨ શ્રાવિકા શાળાના ભર્યાના ઓચ્છવ વખતે. ૩ આકુળ વ્યાકુળ. ૪ રાજા. ૫ કામદેવ. ૬ બનાવટી. ૭ બ્રાહ્મણ. ૮ સો. ૯ દરવાની.

સમીયાપુરથી આવીયોરે, જાવું પુણ્યપાળને ગેહ;
પદ્મસિંહ નૃપે આપીયોરે, પત્ર એક સસનેહ; ધિ૦ ૧૭
આપવું તે પુણ્યપાળનેરે, નૃપચર માંગે જો પત્ર;
તો તું દેજે તેહનેરે, જાજે તેડી જાય યત્ર[1]. ધિ૦ ૧૮
કહેજે યુક્તિથી વાતડીરે, પણ ન લઇશ મુજ નામ;
એમ કહી મોકલ્યો તેહનેરે, કરવા દુષ્ટ એ કામ. ધિ૦ ૧૯
ભૂધવ[2]ને ભરમાવવારે, દેવા પુણ્યપાળને આળ;
નાગચંદ્ર આગે સુણો રે, એ બાવીશમી ઢાળ. ધિ૦ ૨૦

દોહરા.

અશુભ કર્મના ઉદયથી, પુણ્ય પાળ પર આળ;
આવશે થાશે જય વળી, ધર્મથી મંગળ માળ. ૧
સીમ નહિ જેમ ગ્રામવિણ, નારી વિણ નહિ પુત્ર;
સુખ નહિ તેમજ ધર્મ વિણ, એમ કહે નીતિ સૂત્ર. ૨

यतः-

संसारे मानुष्यं सारं, मानुष्ये च कौलीन्यम् ।
कौलीन्ये च धर्मित्वं, धर्मित्वे चापि सदयत्वम् ॥१॥

પૂર્વ દોહરા.

વિપ્ર હવે આગળ જઈ, પાછો વળીયો જામ;
આવ્યો સ્વપુરીપોળ[3]માં, રોકે નૃપ ચર તામ. ૩
પૂછે ક્યાંથી આવ્યો ?, સમીયા પુરથી સ્વામ !;
પત્ર લાવ્યો પુણ્યપાળનો, શંક્યા નૃપ ચર તામ. ૪
તે નૃપને આ ભૂપથી, વૈર ભાવ છે ભૂર[4];
વાંચ્યો પત્ર ઉખેડીને, થયા તે ક્રોધાતુર. ૫
ભૂધવ પાસે લઈ ગયા, પત્ર વિપ્રને તામ;
વંચાવે મંત્રી કને, સભા સમક્ષ ઉદ્દામ. ૬

---

૧ જ્યાં. ૨ રાજા. ૩ નગરનો દરવાજો. ૪ ઘણો.

## ઢાળ ૨૩ મી.

[ કર્મ ન છૂટે રે પ્રાણીયા !—એ દેશી. ]

સ્વસ્તિ શ્રી સાવરથી પુરી, મિત્ર શ્રી પુણ્યપાળ રે;
કુશળ ક્ષેમ હો સર્વદા, પામો મંગળ માળ રે. ૧
જુવો જુવો કર્મ વિટંબના !, કર્મ સમો નહિ કોય રે;
રંકને રાજા પણ તે કરે, નૃપને રંક કરે સોય રે. જુ૦ ૨
સમીયાપુરથી તુમ મિત્રના, વાંચજો પ્રેમે જુહાર રે;
પત્ર ન્હોતો તુમે પાઠવ્યો, જાણ્યા સહુ સમાચાર રે. જુ૦ ૩
કામ જે તુમને ભળાવીયું, તે કરજો તત્કાળ રે;
અર્ધ્ધ રાજ્ય તુમ આપશું, વચન ન જાણશો આળ[1] રે. જુ૦ ૪
સૈન્ય વિશાળ લઈ આવીયે, જે દિન કરો નિર્માણ રે;
ધાર્યું કારજ કીજીયે, કરજો તરત તે જાણ રે. જુ૦ ૫
રાખજો વાત એ ધ્યાનમાં, જેમ કોઇ નવિ લહે ભેદ રે;
વૃદ્ધિ કરજો જી પ્રેમમાં, ધારી મનમાં ઉમેદ રે. જુ૦ ૬
કુશળ વાંચજો મિત્રજી !, પદ્મસિંહના સદાય રે;
જ્યેષ્ઠ કૃષ્ણ ત્રયોદશી, શનિવાર સુખદાય રે. જુ૦ ૭
પત્ર વાંચી એમ નરપતિ, કોપી[2] એમ ભણંત રે;
રે ! રે ! શાહ એ શું કરે ?, વૈરી સાથ મિલંત રે. જુ૦ ૮
વિપ્ર વિદાય કરી નૃપે, તેડાવ્યો કોટવાળ રે;
ક્રૂર આણા એમ આપતો, ચારકે[3] નાંખો પુણ્ય પાળ રે. જુ૦ ૯
તેની ત્રિયને અંતેઉરે, રાખી શીલ ઘો દ્વાર રે;
વિષ્ટિ[4] માની ન કોઈની, મંત્રી કહે તેણી વાર રે. જુ૦ ૧૦

---

૧ ખોટું. ૨ ક્રોધ કરીને. ૩ બંધીખાને. ૪ રાજાને લોકોએ કરેલી પુણ્યપાળને છોડી દેવાની વીનવણી.

સ્વામિ! પુણ્ય પાળ છે ગુણી, ન કરે એહવાં કામરે;
તે ભણી નિશ્ચય કીજીયે, ન કરો ઉતાવળ આમરે. જુ૦ ૧૧

કહ્યું ન માનેરે નરપતિ, વિફર્યો[1] ગજ સમ ભૂપરે;
નિઘડ[2] નંખાવી અણાવીઓ, રૂપ કરાવી વિરૂપરે. જુ૦ ૧૨

બંદીખાને નંખાવીયો, ધનવતી આણી આગારરે[3];
ત્રાય ત્રાય પુરીમાં થયો, નિંદે નૃપને નરનાર રે. જુ૦ ૧૩
દંપતિ મનમાં ચિંતવે, નહિં ઈહાં ભૂધવ દોષરે;
કીધાં કર્મ ન છૂટીયે, ન કરો કોઈ પર રોષરે. જુ૦ ૧૪

यतः-उपेन्द्रवज्राः

सुखस्य दुःखस्य न कोपि दाता, परोददातीति कुबुद्धि रेषा।
अहं करोमीति वृथाभिमानं, स्वकर्म सूत्रैर्ग्रथितो हि लोकः ॥१॥

## પૂર્વ ઢાળ.

સંધ્યાએ હવે નરપતિ, સજીયાં સખર શૃંગારરે;
કામ વિહ્વલ થઇ આવીયો, જિહાં છે ધનવતી નારરે. જુ૦ ૧૫
ધનવતી સમરી નવકારને, કરે પ્રતિજ્ઞા એમરે;
સંકટ જો ટળે અમ તણું, તો કાઉસ્સગ્ગ પાળવો પ્રેમરે. જુ૦ ૧૬
આજ સુધી જો મેં પાળીયાં, શુદ્ધાં સમકિત શીલરે;
સાનિદ્ધ[4] કરજો શાસન સુરી!, સુમતિ દેજો નૃપ દિલરે. જુ૦ ૧૭
એમ કહી ધ્યાન સતી કરે, નૃપતિ આવ્યો પાસરે;
પ્રાર્થના કરી તસ પ્રેમથી, આણી વિષયની આશરે. જુ૦ ૧૮

---

૧ વિકરાળ થયેલો. ૨ બેડી દશકલા. ૩ ઘેર. ૪ સહાયતા.

મૂર્છાણો તવ નરપતિ, પડિયો ભૂપર આયરે;
રૂધિર વમે બહુ વદનથી[1], અશુચિ મય થઈ કાયરે. જુ૦ ૧૯
જેવું વાવે તેવું લણે, રાંધે તેવું જમાયરે;
નાગચંદ્રે ત્રેવીશમી કહી, ઢાળ સુણો ચિત્ત લાયરે. જુ૦ ૨૦

દોહરા.

શાસનથી સુરી સાનિદ્ધ કરણ, આવી એમ કરંત;
હવે પભણે જે રાયને, તે નિસુણો સહુ સંત!. ૧
રે પાપી! સતી ઉપરે, કીધી વૃત્તિ દુષ્ટ;
તેનાં ફળ ભોગવ હવે, કહે દેવી થઇ રૂષ્ટ. ૨
યોગીનાં એ કર્મ છે, તું નવ સમજે કાંય;
દોષ દીધો નિર્દોષને, સતી વિડંબી પ્રાય. ૩
ઉંઘ વ્હેંચી ઉજાગરો, લીધો હાથે દુષ્ટ !;
દુર્બુદ્ધિથી દેહડી, પાપથી કીધી પુષ્ટ. ૪
નૃપ કહે ભૂલ્યો માતજી!, મુજને કરો નીરોગ;
પ્રાતે નિર્દોષી કરી, ટાળીશ સર્વ વિયોગ. ૫
કરી નિરોગી રાયને, આવે સતીને પાસ;
રે પુત્રી! રહે રંગમાં, પ્રાતે ફળશે આશ. ૬

यतः–अनुष्टुप्

पुण्येन प्राप्यते लक्ष्मीः, पुण्येन सुख संपत्तिः ।
पुण्येन हन्यते शत्रु— र्यतो धर्म स्ततो जयः ॥१॥

ઢાળ ૨૪ મી.

( બંધવ બોલ માનો હો. એ દેશી.)

પ્રાત સમય હવે નરપતિ, મોટી સભા ભરાવે હો;
સભાસદો આવ્યા સહુ, વાડવને[2] તેડાવે હો;
સત્યનાં ફળ જો જો હો. ૧

---

૧ મુખથકી. ૨ બ્રાહ્મણ.

પૂછે નરવર વિપ્રને, કહે સાચી વાચા હો;
પત્રાદિકની વાતડી, નહિંતર ખાઈશ તમાચા હો. સ૦ ૨
ભય આણી બ્રાહ્મણ કહે, સાચી સવી વાતો હો;
મહીપતિ સમજ્યો મનમાં, કાર્ય જોગીનો આ તો હો. સ૦ ૩
તેડાવે પુણ્યપાળને, ખમાવે અપરાધ હો;
તેમ ધનવતીને ખમાવતો, કરી ખેદ અગાધ હો. સ૦ ૪
તેડે હવે યોગી પ્રતે, કોપીને રાજા હો;
થર થર કંપતો આવીયો, પાપ પ્રગટયાં તાજાં હો. સ૦ ૫
રે રે પાપી! યોગટા!, શું એ કર્યું અકાજ હો?;
ખવરાવી ભૂલ મુજને, દઈ કૂડી સાજ હો. સ૦ ૬
બુદ્ધિ મંદ હું પણ થયો, માન્યું તારૂં કેણ હો;
લાજ ગુમાવી લોકમાં, દુહવ્યો એ સેણ હો. સ૦ ૭
કહે કોટવાળને નરપતિ, એ યોગીને મારો હો;
તવ ઉપકારી શેઠજી, કરે દયા ઉદારો હો. સ૦ ૮

यतः -गीतिः-

दुर्जन वचनां गारै— र्दुग्धोऽपिनविप्रियं वदत्यार्यः ।
अगुरु रपि दह्यमानः, स्वभावगंधं परित्यजति किंतु ॥१॥

पूर्व ढाळ.

વીનવી નૃપને ઉગારીયો, દીધું જીવિત દાન હો;
દેશ નિકાલ યોગી કર્યો, ભૂપે કરી અપમાન હો. સ૦ ૯
એહવે નરપતિ આડંબરે, ઘરે મેલે તેને હો;
ધર્મ પ્રભાવે સંકટ ટળ્યું, જુઓ પ્રત્યક્ષ એને હો. સ૦ ૧૦
નૃપ પણ હવે પુણ્યપાળની, નિત્ય સંગતિ કરતો હો;
સુ સંગતિથી નીતિનો, મારગ અનુસરતો હો. સ૦ ૧૧

यतः अनुष्टुप्-

उत्तमैः सह संगत्या, प्राप्नोति चोत्तमं पदम् ।
पुष्पैश्च सहित स्तंतु, रुत्तमांगेन धार्यते ॥१॥

## પૂર્વ ઢાળ.

પુણ્યપાળના બોધથી, નૃપ સમજી શુદ્ધો હો;
મોટી હિંસા દેશમાં, નવિ કરાવે વિબુદ્ધો હો. સ૦ ૧૨
અનાથાશ્રમ ઔષધ તણી, શાળાઓ ખોલાવે હો;
પશુશાળા વિદ્યાલયો, દેશમાંહે કરાવે હો. સ૦ ૧૩
વ્યસન નિષેધ્યાં દેશથી, સદ્‌ગુણ કરે વૃદ્ધિ હો;
પુણ્યનાં ખાતાં ખોલીયાં, ખર્ચે અઢળક ઋદ્ધિ હો. સ૦ ૧૪
જાણ્યા જીવાદિકને, સેંઠો સમકિત ધારી હો;
દેવાદિકથી નવિ ચળે, થયો નૃપ વ્રત ધારી હો. સ૦ ૧૫
લોહ પારસના સંગથી, થાએ કંચન સારો હો.
તેમ પુણ્યપાળના સંગથી, થયો નૃપ ઉદ્ધારો હો. સ૦ ૧૬
અધમજનો પણ સંગથી, થાય શ્રેષ્ઠાચારી હો;
ઢાળ ભલી ચોવીશમી, નાગચંદ્રે ઉચ્ચારી હો. સ૦ ૧૭

## દોહરા.

દંપતી આનંદમાં રહે, કરતા પર ઉપકાર;
શ્રાદ્ધધર્મ[1] શુદ્ધ ભાવથી, આરાધે સુખકાર. ૧
એહવે ધનવતીને થયો, પુત્ર એક ગુણવાન;
ગુણચંદ્ર અભિધા[2] ઠવ્યું, લઘુ વય વિદ્યાવાન. ૨
પઠનશાળામાં[3] મોકલ્યો, કળાચાર્યની પાસ;
સ્વલ્પ કાળમાં સવિ કળા, શીખ્યો કુમર ઉલ્લાસ. ૩
શિક્ષણ વળી જિનધર્મનું આપે જનની તાત;
ધર્મ–કર્મનાં કાર્યમાં, કોવિદ[4] થયો સુજાત. ૪

## ઢાળ ૨૫ મી.

( સાંભળજો હવે કર્મકથા કેવળી કહેરે–એ દેશી. )

સાંભળજો હવે દ્દઢ સમકિતધરની કથારે,
પુણ્યપાળ સમ પાળો દ્દઢ સમકિતરે;

---

૧ શ્રાવકધર્મ. ૨ નામ. ૩ પાઠશાળા–નિશાળમાં. ૪ ડાહ્યો.

બોધિબીજ વિણુ સર્વ ક્રિયા અફળી સહીરે,
શુદ્ધ આરાધી સફળ કરો જીવિતરે. સાં૦ ૧
પુણ્યપાળ હવે એક દિવસ રયણી[1] સમેરે,
સુખ ભર સૂતો સેઝે[2] પ્રચલામાંયરે;[3]
એહવે અસુર[4] આવી એક એણી પરે બોલતોરે,
ભો પુણ્યપાળ! તું સાંભળ મ્હારી વાયરે.[5] સાં૦ ૨
કાલ પ્રભાતે નાગાધિપને[6] પૂજજેરે,
નૈવેદ્ય[7] ધરજે પાવન[8] થઇ શુભ ચિત્તરે;
વળી તસ મૂર્તિ સ્થાપન કરજે ગેહમાંરે,
તેહ આરાધે મળશે સુખ પવિત્તરે. સાં૦ ૩
જો નવી પૂજીશ તો તુજ કષ્ટ થશે ઘણુંરે,
એમ કહીને અસુર ગયો નિજ સ્થાનરે;
પુણ્યપાળ સુર વાણીથી નવિ ભય લહ્યુંરે,
નવી ચૂકયો તે દર્શનનું[9] નિશાન રે. સાં૦ ૪
પ્રાત થએ નવ પૂજ્યો નાગાધિપનેરે,
પૂર્ણિમા જાણી પૌષધ કરે પુણ્યપાળરે;
કોપ્યો અસુર તે નાગ તણું રૂપ જ કરેરે,
કાળો અણીઝર મણિધર અતિ વિકરાળરે. સાં૦ ૫
પુર બાહિરથી ચાલ્યો આવે શાહ ઘરેરે,
દેખી ભય પામે સચરાચર[10] જીવરે;

---

૧. રાત્રિ. ૨ બિછાનામાં. ૩ નિદ્રા. ૪ દેવ. ૫ વાણી. ૬ ધરણેન્દ્રને. ૭ નિવેદ-બળબાકળા. ૮ પવિત્ર. ૯ સમકિતનું. ૧૦ ચાલતા અને સ્થિર રહેલા જીવો.

ફણિધર આવી પુણ્યપાળને મંદિરેરે,
ગુણચંદ્રને ડશીયો ઉરમાં અતીવરે. સાં૦ ૬
મૂર્છાઈ ધરણી ઢળીયો તે તત્ક્ષણે રે,
મુખથી વમતો શ્યામ રૂધિરની ધાર રે;
નીલ વર્ણ તન ડોળાં નીકળ્યાં નયનનાં રે,
દેખી એમ પરિજન કરે હાહાકારરે. સાં૦ ૭
ઝેર હરણ ઉપચાર કરે બહુલા જનો રે,
કિમપિ ન થાએ કરાર કુમરને લગાર રે;
એહવે એક ગારૂડી આવ્યો વૃદ્ધ તિહાંરે,
વીનવે પરિજન એહનો કરો ઉપચાર રે. સાં૦ ૮
ગારૂડી કહે એ કુમરનો તાત જો નાગને રે,
અર્ચન પૂજન કરી પ્રણમે આ વાર રે;
તો નિર્વિષ[1] એ થાશે જાશે સહુ વ્યથારે,
ખેમે કુશળે ઉગરશે એ કુમાર રે. સાં૦ ૯
પરિજન પૌષધશાળામાં આવી કહે રે,
પુણ્યપાળને ગુણચંદ્રની વાત રે;
નિસુણી ધૈર્ય ધરી કહે સ્વજન ટોળા પ્રતે રે,
આયુ હશે તો ઉગરશે મુજ જાતરે. સાં૦ ૧૦
સમકિત ધારી નવી વંછે એ મિથ્યાત્વનેરે,
ઐહિક[2] સુખ માટે નવિ છાંડે ટેક રે;
વાર અનંતી એ સુખ પામ્યો જીવડો રે,
સ્વજન કહે હઠ નવ તાણો અહો શેઠજી ! રે,
સુત દારા[3] વૈભવ તણા જે અનેક રે. સાં૦ ૧૧
છ આગાર કહ્યા સમકિત મુજાર રે;

૧ પીડા. ૨ આ ભવ સંબંધી. ૩ સ્ત્રી.

તનથી નહિ તો મનથી વંદો નાગનેરે,
સત્વર થાએ કુમરને જેમ કરારરે.[1] સાં૦ ૧૨
સંસારી તો દોષ પૂરિત છે સર્વદારે,
કહેવત એમ 'અતિ તાણ્યું ત્રૂટી જાયરે;'
સ્યાદ્વાદ જિનધર્મ એકાંત મિથ્યાત્વ છેરે,
અલ્પ દોષ મહા લાભમાં દોષ ન કાંયરે. સાં૦ ૧૩
ઇત્યાદિક બહુ વચન કહ્યાં પુણ્ય પાળનેરે,
સુણી અડગ રહ્યો નવ શ્રદ્ધી વાયરે;[2]
ધીર વીર ગંભીર ધન્ય પુણ્યપાળનેરે,
પુત્ર મરણનો ડર ન ગણ્યો મનમાંયરે. સાં૦ ૧૪

यतः अनुष्टुप्

अहं ममेति संसारो, नाहं ममेन निर्वृत्तिः ।
चतुर्भिरक्षरै बंधः, पंचभिः परमंपदम् ॥१॥

પૂ૦ ઢા૦

ધર્મ નિયમ હું પાળું ઉત્સર્ગે સદારે,
કાયરને અપવાદનું શરણું હોયરે;
પ્રાણાંતે પણ ન નમું હું કુદેવનેરે,
ત્રૂટયું આયુષ્ય ન શકે સાંધી કોયરે. સાં૦ ૧૫
સ્વજન સુણી એમ આવી વાદિને કહેરે,
ન તજે હઠ પુણ્યપાળ કરો તમે મહેરરે;
વાદી કહે ઉપાય નહિં કોઈ માહરેરે,
અંગમાંહિ પસરી ગયું સઘળું ઝેરરે. સાં૦ ૧૬
સ્વલ્પ કાળમાં મરણ શરણ થાશે નકીરે,
એમ કહી ગારૂડી ચાલ્યો જાયરે;

---

૧ આરામ. ૨ વચનો.

થઇ સંધ્યાની વેળા ઘરજન દુઃખ ધરેરે,
ઝેર હરણનું નવિ કોઇ લાગે ઉપાયરે. સાં૦ ૧૭
અસુર જુવે મન અવધે તે પુણ્યપાળનુંરે,
અચળ મેરૂ સમ દૃઢ મન ભાળ્યું તાસરે;
ટેક ગ્રહીને નિર્વહે[1] તેહને ધન્ય છેરે!,
નાગચંદ્રે પચ્ચીશમી પભણી ઉલ્લાસરે. સાં૦ ૧૮

દોહરાઃ—

અસુર પ્રગટ થઈ આવીયો, પુણ્યપાળની પાસ;
નમી સ્તુતિ કરે ભાવથી, ધન્ય તું ધર્મ આવાસ!. ૧
ચમરેંદ્રે પ્રશંસીયો, જેહવો સભા મુઝાર;
તેહવું સમકિત તાહરૂં, ધન્ય ધન્ય તુજ અવતાર!. ૨
દૃઢતા જોવા તાહરી, હું આવ્યો છું આંહિં;
કરી પરીક્ષા તાહરી, રીઝયો હું મનમાંહિં. ૩
કૃત અપરાધ ખમાવીને, કહે વર માગો કોય;
શેઠ કહે નહિ માહરે, કોઈ ઇચ્છા મન હોય. ૪
ગુણચંદ્ર નિર્વિષ કરી, પ્રશંસી પુણ્યપાળ;
સુરવર ગયો નિજ સ્થાનકે, દર્શન પામી રસાળ. ૫
પ્રાતે પોષહ પાળીને, સદ્મને[2] આવ્યો શેઠ;
પરિજન પરસંસા કરે, પાળી પ્રતિજ્ઞા ઠેઠ. ૬

ઢાળ ૨૬ મી.

[ ગિરિ વૈતાઢ્યની ઉપરે. એ દેશી. ]

દંપતી હવે મન ચિંતવે, કોઇ જ્ઞાનીની પાસેરે લોલ;
અહો કોઇ જ્ઞાનીની પાસેરે લોલ.
પૂછી પરભવ વારતા, ગ્રહિયે ચરણ[3] ઉલ્લાસેરે લોલ. અ૦ ૧

---

૧ પાળે. ૨ ઘેર. ૩ ચારિત્ર.

એ શુદ્ધ ભાવના ભાવતા, વસતા નિજ ગેહરે લોલ; અ૦
ધર્મ દલાલી નિત્ય કરે, પુરમાંહિં નેહરે લોલ. અ૦ ૨
એહવે તે પુરી પરિસરે, મુનિરાજ પધાર્યારે લોલ; અ૦
જ્ઞાની સદ્‌ગુણ–નિલય તે, અશુભ ગુણ વાર્યારે લોલ. અ૦ ૩
ધર્મઘોષ સૂરીશ્વરૂ, ત્રણ સય મુનિ સાથેરે લોલ; અ૦
વનપાળક મુખથી સુણી, ચરી તે નરનાથેરે લોલ. અ૦ ૪
વંદન અર્થે આવીયો, નૃપ પરિજન વૃંદેરે લોલ; અ૦
પુણ્યપાળ ધનવતી સતી, મુનિ ચરણને વંદેરે લોલ. અ૦ ૫
દર્શનથી પ્રસન્ન થયા, બેઠા મુનિ આગેરે લોલ; અ૦
મુનિવર આપે દેશના, નિસુણે સહુ રાગેરે લોલ. અ૦ ૬
ભો ભો ભવ્યજનો ! સુણો, આળસ નિવારીરે લોલ; અ૦
દુર્લભ માનવ ભવ લહી, વ્યર્થ જાશો ન હારીરે લોલ. અ૦ ૭
ધર્મ વિના ભવ વ્યર્થ એ, શુદ્ધ ધર્મ આરાધોરે લોલ; અ૦
સર્વજ્ઞે દર્શાવીયો, ધર્મ તે નિરાબાધોરે લોલ. અ૦ ૮
ધર્મ થકી સુખ સંપત્તિ, ધર્મથી ગતિ સારીરે લોલ; અ૦
દીર્ઘાયુ કુળ પરિજનો, મળે વૈભવ ભારીરે લોલ. અ૦ ૯
સાધુ સંગત બુદ્ધિ નિર્મળી, ક્રિયા રૂચિ થાવેરે લોલ; અ૦
સ્વર્ગાપવર્ગ ધર્મે મળે, દુઃખ દોહગ જાવેરે લોલ. અ૦ ૧૦

યતઃ શાર્દૂલ

**धर्माज्जन्म कुले शरीरपटुता, सौभाग्य मायुर्बलं,**
**धर्मेणैव भवंति निर्मलयशो, विद्यार्थसंपत्तयः ।**

---

૧ ઘર. ૨ સો. ૩ હકિકત. ૪ પરિવાર. ૫ પગને. ૬ ફોગટ. ૭ લાંબું આઉખું. ૮ સગાસંબંધી. ૯ સ્વર્ગ અને મોક્ષ. ૧૦ દુર્ભાગ્ય.

**कांताराच्च महाभयाच्च सततं, धर्मः परित्रायते,**
**धर्मः सम्यगुपासितो भवति हि, स्वर्गापवर्गप्रदः ॥१॥**

## પૂર્વ ઢાળ.

શરણાગતને શરણ એ, અબંધુને બંધુરે લોલ; અ૦
કલ્પતરૂ સમ ધર્મ છે, ગુણનો તે સિંધુ+રે લોલ. અ૦ ૧૧
જીવ અજ્ઞાને આવર્યો[1], કરે અધર્મ કામો[2]રે લોલ; અ૦
અશુભ કર્મ સમાચરી, ભ્હોંતો દુર્ગતિ વામોરે લોલ. અ૦ ૧૨
નરક નિગોદે દુઃખ સહ્યાં, આ જીવે અનંતારે લોલ; અ૦
અનંત કાળ દુઃખ ભોગવ્યાં, કહે એમ અરિહંતારે લોલ. અ૦ ૧૩
આથડતાં ભવ અટવીમાં, ભવિતવ્યને[3] યોગેરે લોલ; અ૦
ઘુણાક્ષર[4] ન્યાયે કરી, ભવ ઉન્નત[5] લોગેરે લોલ. અ૦ ૧૪
અરહટમાળ[6] તણી પરે, ભવ ભમતાં સંસારેરે લોલ; અ૦
હળુ કર્મી કોઇ જીવડા, આતમને તારેરે લોલ. અ૦ ૧૫
ઉત્તમ સામગ્રી લહી, હવે ચેતો પ્રાણીરે! લોલ; અ૦
સત્ત્વર ધર્મ કરો તમે, એ જિનવર વાણીરે લોલ. અ૦ ૧૬
ચળ[7] યૌવન ચળ લક્ષ્મી, ચળ સર્વ સંસારોરે લોલ; અ૦
ધર્મ એક નિશ્ચળ અછે, સુખનો કરનારોરે લોલ. અ૦ ૧૭
ધર્મ કરો ભવી! ભાવથી, વદે એમ મુનિરાયારે લોલ; અ૦
ઢાળ છવ્વીશમી એ કહી, **નાગ** ભવી ઉલ્લસાયારે લોલ. અ૦ ૧૮

---

૧ ઉત્પન્ન કરીને. ૨ ઉલટો. ૩ ભાવિભાવના યોગે. ૪ જેમ ભમરો અજાણતાં લાકડામાં અક્ષર કોતરી નાંખે છે તેમ. ૫ લોકમાં ઉંચો મનુષ્યનો ભવ મળ્યો. + સાગર—દરીઓ. ૬ રેંટના લોટીયા એક ભરાય ને એક ઠલાય. ૭ ચપળ—અસ્થિર.

**દોહરાઃ—**

દેશના અંતે વિનયથી, પૂછે એમ પુણ્યપાળ;
ભગવન્! કોણ કર્મે કરી, દુઃખ પામ્યા અસરાળ ?. ૧
મુજ નારી ઉપર પ્રભુ!, કલંક ચડયું ત્રણ વાર;
મચ્છના ઉરમાંહે ગઇ, સહીયાં દુઃખ અપાર. ૨
ભૂપે અમને નાંખીયા, કારાગાર[1] મુઝાર;
યોગીના અવરોધથી,[2] તે કહો કરૂણાગાર[3]!. ૩
ધર્મઘોષ ગુરૂવર કહે, પૂરવભવ વૃત્તાંત;
દંપતિ પર્ષદ નરપતિ, નિસુણે થઇને શાંત. ૪

## ઢાળ ૨૭ મી.

[ આદર જીવ ક્ષમા ગુણ આદર. એ દેશી. ]

જંબૂ ભરત પોતનપુર નગરે, નિવસે જિનદત્ત શેઠજી;
મદનરેખા તેહની છે મહિલા,[4] અપચ્છરા કરે જસ વેઠજી;
મુનિ પૂરવ ભવ વાત પ્રકાશે. ૧
દંપતિ ધર્માધર્મ ન જાણે, પંચ વિષય સુખ લીનજી;
યૌવન વયે ગર્વે તે માતા, જેમ આમીષે[5] મીન[6]જી. મુ૦ ૨
એકદા ભોજન કરવા ભામા,[7] બેઠી મધ્યાન્હે ગેહેજી;
દાસીયો ખીજમત કરતી ભારે, સરસ ભોજન જમે નેહેજી. મુ૦ ૩
એહવે એક વૃદ્ધ ડોકરી આવી, તર્ક[8] લેવાને કાજેજી;
કહેરે બાઇ! છાશ આલો મુજ, શાક ન રાંધ્યું આજેજી. મુ૦ ૪
મદનરેખા પાસે જઇ ઉભી, ભોજન સામે જોવેરે;
તે દેખી ખીજી શેઠાણી, વચને કર્મ વિપોવે[9]જી. મુ૦ ૫

---

૧ કેદખાનું. ૨ આગ્રહથી. ૩ કરૂણાના સમુદ્ર. ૪ સ્ત્રી. ૫ માંસ ઉપર. ૬ માછલું. ૭ સ્ત્રી. ૮ છાશ. ૯ રોપે છે-ઉત્પન્ન કરે છે.

રે રાક્ષસી ! શું ઉભી ઉપર ?, ભોજન વેળા આવીજી;
જો વળગીશ તો મારીશ મુજને, કૈ નર નાંખ્યા ખપાવીજી. મુ૦ ૬
દાસીયો પૂછે શું એ રાક્ષસી ?, સા કહે સાચું કહાયું જી;
સુણી કિંકરીઓ કચપચ કરતી, વચને કર્મ બંધાયું જી. મુ૦ ૭
ડોશી ચિંતે હાય ! શેઠાણી, [૧]અળવે આળ ચડાવેજી;
શું જીવવું હવે ઘરમાં આવી ?, ગળાફાંસ તે ખાવેજી. મુ૦ ૮
નિમિત્ત કારણ મરણનું [૨]વયણો, કીધો કર્મનો પોષજી;
એમ સુણીને અહો ભવી પ્રાણી !, વચન ન બોલશો [૩]મોષજી. મુ૦ ૯
વૃદ્ધા મરી કુળકર્મ એ થાવે, કોઈક પુણ્ય સંયોગેજી;
મદનરેખા ગર્ભવ રહે નિત્ય, સંસારિક સુખ ભોગેજી. મુ૦ ૧૦
એકદા કૌમુદી મહોત્સવે જાવે, [૪]ભૃત્યા સંગે બાળાજી;
મહોત્સવ જોઈ બેઠી મધ્યાન્હે, વનમાં ઝાકઝમાળાજી. મુ૦ ૧૧
તેહવે એક આહીરણી વૃદ્ધા, આવી બેઠી પાસેજી;
વસ્ત્રા—ભરણો દેખી સુંદર, વૃદ્ધા કહે ઉલ્લાસેજી. મુ૦ ૧૨
અહો ! [૫]દુકુલ [૬]આભૂષણ ત્હારાં, અહો! તુજ રૂપ ઉદારજી;
માનું ધાતા હાથે ઘડી તુજ, કહે એમ વારંવારજી. મુ૦ ૧૩
મદનરેખા સુણી કોપી પભણે, રે ડાકણ ! શું વખાણેજી ?
વળગી રહીશ જો મારા તનને, તો દુઃખ થાશે પ્રાણેજી. મુ૦ ૧૪
ડાકરી કહેરે એમ શું બોલો ?, હું તો પ્રશંસું તમનેજી;
ફોકટ આળ ચડાવો કાં મુજ ?, જૂઠ ન કહેશો અમનેજી. મુ૦ ૧૫
શેઠાણી સનકારે દાસીયો, માર મારી અતિ ગાઢીજી;
ચોટલો ઝાલીને અપમાની, ધક્કા દઇ તસ કાઢીજી. મુ૦ ૧૬

---

૧ વગર કારણે. ૨ વચનો. ૩ ખોટાં. ૪ દાસીઓ. ૫ લુગડાં. ૬ ઘરેણાં.

વૃદ્ધા ખેદે ભરાણી ભારી, કૂપકમાં જઇ પડતીજી;
ત્યાંથી દાસ પણે તે ઉપની, કર્મ ગતિ જુવો નડતીજી. મુ૦ ૧૭
બીજીવાર એમ વિરૂએ વચને, અશુભ કર્મ તિહાં બાંધેજી;
નાગચંદ્ર કહે સત્યાવીશમી, વચન-સંયમે સુખ વાધેજી. મુ૦ ૧૮

દોહરા:—

એકદા એક વૃદ્ધ દાસીને, કાંઇક બતાવ્યું કામ;
વીસરગત તેહને થયું, શેઠાણી કહે તામ. ૧
રે કેમ ભૂલી ભૂંડાણી ?, બુદ્ધિ ગઈ કેમ મેટ ?;
તાહરૂં કામ ઇહાં નહિ, જા તું મચ્છને પેટ. ૨
સુણી ખેદાણી દાસી તે, પણ કહે કેહની પાસ ?;
પરાધીન જનને કદી, ન હોવે સુખની આશ. ૩
એકદા એક પાડોશીનું, થતું હતું વેવીશાળ[1];
મદનરેખા આવી કહે, વિષ કન્યા એ બાળ. ૪
સુણી કન્યા અમર્ષ ધરી, કીધી આતમ ઘાત;
યોગી પણે તે ઉપની, કન્યા તેહ નિતાંત[2]. ૫
અશુભ વચન એમ ઉચ્ચરી, બાંધ્યું કર્મ કઠોર;
મદ નવ કરશો લો જનો !, જેથી દુઃખ અઘોર. ૬

ઢાળ ૨૮ મી.

[ આ ભવ રત્ન ચિંતામણિ સરિખો—એ દેશી. ]

એકદા એક શ્રેષ્ઠીના ચરને, વૃદ્ધશંકા[3] અંગે થાવે રે;
રાત્રે શંકા નિવારણ કારણ, આવે ને વળી જાવે રે.
પૂરવ ભવ ચરી કહે મુનિવરજી. ૧

---

૧ વિવાહ. ૨ અત્યંત. ૩ ઝાડાની શંકા.

તેહવે રજનીયે[1] શેઠને ગેહે, પશ્યતહર દોય આવે રે;
ખાત્ર દઈ ભિતર આવીને, ભૂષણ ધન હરી જાવે રે. પૂ૦ ૨
પ્રાતે[2] જાગ્યા શેઠ શેઠાણી, ચોરી થઈ તે નિહાળે રે;
ગત વસુ[3] દેખી ઉભયનાં મનમાં, શાલ સરિખું શાલે રે. પૂ૦ ૩
મદનરેખા પૂછે પ્રીતમને, કેણે કરી હશે ચોરી રે ?;
શેઠ કહે સેવક એક રાત્રે, ભમતો દગ પડ્યો મારી રે. પૂ૦ ૪
તેણે ચોરી કરી હશે ચોક્કસ, અવર કરે નહિ કોઇ રે;
નારી કહે મુજને પણ એહમાં, શંકા કાંઈક હોઈ રે. પૂ૦ ૫
તવ સેવકને શેઠ બોલાવી, કહે તેં ચોરી કીધી રે;
ચારકમાં[4] હું તુજને નંખાવીશ, વાત કહું છું સીધી રે. પૂ૦ ૬
સેવક કહે સાહિબ ! નવ જાણું, ચોરીની કશી વાત રે;
નિમકહરામી ન થાઉં ક્યારે, એહવી નહિ મુજ જાત રે. પૂ૦ ૭
શેઠ કહે કિમ રાત્રીનો તું, આવાગમન અતિ કરતો રે ?;
તે કહે વડીનીત[5] થઇ આવી, તેથી એમ અનુસરતો રે. પૂ૦ ૮
તુમને જો મુજમાં હોય શંકા, જે કહો તે સમ ખાઉં રે;
લોક સમક્ષ શંકા નિવારો, જિમ નિર્દોષ હું થાઉં રે. પૂ૦ ૯
ધગધગતો લોહ શેઠે કરાવ્યો, લોહકારની[6] પાસેરે;
શેઠ ને લોક સમૂહની આગે, ધિજ કર્યું[7] તવ દાસેરે. પૂ૦ ૧૦
સાચને આંચ ન આવે ક્યારે, સાચ તો ઉભા નાચોરે;
સત્યે સાંનિધ[8] દેવો કરતા, સત્યે ભવિજન ! રાચોરે. પૂ૦ ૧૧

---

૧ ચોર. ૨ સવારમાં. ૩ ધન. ૪ કેદખાનામાં. ૫ ઝાડો. ૬ લુહારની. ૭ સમ ખાધા–તપેલો લોઢાનો ગોળો હાથમાં ઉપાડ્યો. ૮ સહાયતા.

કિંકર કર[1] દાઝયા નહિં જરીયે, શેઠે પ્રગટ એ દીઠું રે;
શંકા ટળી સહુનાં મન કેરી, દાસનું મન થયું હિઠું[2] રે. પૂ૦ ૧૨
ચારકે નાંખવા વચન જે બોલ્યા, કર્મ નિવિડ[3] બંધાણું રે;
ભોગવ્યા વિણુ નવી છૂટે ફોકટ, કર્મે ન ચૂકે ટાણું રે. પૂ૦ ૧૩

યતઃ વંશસ્થવૃત્તમ્–

इहोपपत्तिर्मम केन कर्मणा,
क्व च प्रयातव्यमितो भवादिति ।
विचारणा यस्य न जायते हृदि,
कथं स धर्म प्रवणो भविष्यति. ॥ १ ॥

પૂર્વ ઢાળ.

દાસ હવે શ્રેષ્ઠી ઘર છોડી, વનમાં તાપસ થાવે રે;
અજ્ઞાન કષ્ટ કરીને ઉપનો, ભૂપ પણે વડ દાવે રે. પૂ૦ ૧૪
એકદા કોઈક વાડવ[4] સાથે, કોઈક કારણુ યોગે રે;
શેઠને વૈર પડયું અતિ ગાઢું, ચિંતે નાંખું દુઃખ ઓઘે[5] રે. પૂ૦ ૧૫
કૃત્રિમ[6] લેણાનો લેખ બનાવી, વિપ્રને કહે દે લેણું રે;
વઢતાં રાજદુવારે પ્હોંતા, જૂઠું દેવું પડયું દેણું રે. પૂ૦ ૧૬
ચિંતામાં વાડવ તે મરીને, યોગી થયો એ પુરમાં રે;
શેઠને કર્મબંધ પડયો માઠો, દયા ન ઉપની ઉરમાં રે. પૂ૦ ૧૭
પૂર્વાવસ્થામાં એણી પરે ઉભયે[7], કર્મ ઉપાર્જ્યાં નિઠાં[8] રે;
તેઓ હવે ઉત્તરાવસ્થામાંહે[9], પુણ્ય કરે સુણો ઈઠાં રે. પૂ૦ ૧૮

---

૧ દાસના હાથ. ૨ શાંત. ૩ આકરૂં. ૪ બ્રાહ્મણ. ૫ ઘણા દુઃખમાં. ૬ બનાવટી. ૭ શેઠ શેઠાણીએ. ૮ માઠાં. ૯ પાછલી અવસ્થામાં.

પરોપકાર પુણ્ય એ મ્હોટું, પર પીડા તિહાં પાપરે;
અઠયાવીશમી નાગચંદ્ર કહે, નિસુણો છોડી સંતાપરે. પૂ૦ ૧૯

## દોહરા.

એહવે તે પુરિ પરિસરે, ગુણસાગર મુનિરાજ;
સમવસર્યા ભૂ વિહરતા, તારણ તરણ જિહાજ. ૧
દંપતી વંદન આવીયા, સુણી દેશન સુરસાળી;
કૃત પૂરવનાં કર્મની, નિંદા કરે સંભાળી. ૨

यतः—उपजातिः—

विना गुरुभ्यो गुणनीरधिभ्यो, जानाति धर्मं न विचक्षणोपि ।
आकर्ण दीर्घोज्वललोचनोपि, दीपं विना पश्यति नांधकारे ॥१।

## પૂર્વ દોહરા.

બોધિરત્ન[1] પામ્યા બિહું, ધર્મ કરે શુભ ચિત્ત;
પરોપકારનાં કાર્યમાં, વાપરે બહુલું વિત્ત[2]. ૩
દાન[3] પંચ વિધ આપીને, પોષે પુણ્યને દોય;
ષડ્રિપુને[4] હળવા કર્યા, વિકથા ન કરે કોય. ૪

यतः उपजातिः—

यो धर्मलीनो जितराग रोषो, विद्वान् विनीतो न परोपतापी ।
स्वदार तुष्टः परदार वर्जो, न तस्य लोके भयमस्ति किंचित् ॥२॥

---

૧ સમકિત. ૨ ધન. ૩ સુપાત્રદાન, અભયદાન, અનુકંપાદાન, ઉચિતદાન અને કીર્તિદાન. ૪ કામ, ક્રોધ, મદ, લોભ, રાગ અને દ્વેષ એ આત્માના દુશ્મન ૭ છે.

## ઢાળ ૨૯ મી.

( સોવન સિંઘાસન રેવતી. એ દેશી. )

એહવે તેહ નગર વસે, ધર્મરૂચિ શ્રાવક એકરે;
જિનદત્ત શેઠનો મિત્ર છે, પાળતો ધર્મ સુવિવેકરે.
સુગુણ જન! સાંભળો શુભકથા. ૧
ધર્મરૂચિ એકદા આવીયો, જિનદત્ત મિત્રને ગેહરે;
બેસાડી સાદરે પૂછીયું, કેમ ચિંતાતુર દેહરે? સુ૦ ૨
અંતર મુજથી ન રાખશો, દાખવો જેમ હોય વાતરે;
ધર્મરૂચિ કહે વ્યવસાયમાં[1], વસુ[2] વિના લાજ મુજ જાતરે. સુ૦ ૩
દ્વાદશ[3] લક્ષ દીનારની[4], સહાય કરો માની મુજ વયણરે;
લાજ રાખો સુહૃદ! માહરી, સાચા જો હો મુજ સયણરે[5]. સુ૦ ૪
જિનદત્ત કહે લીયો મિત્રજી!, જેટલું જોઇએ ધનરે;
એમ કહી વિત્ત દીધું ગણી, પ્રફુલ્લિત થયું તસ મનરે. સુ૦ ૫
જિનદત્ત કહે તુમે માહરા, સ્વધર્મી બંધુ છો સંતરે;
સગપણ મોટું સાહમી તણું, નહિ તુમથી કાંઇ તંતરે[6]. સુ૦ ૬
થાય નીમી[7] યદા તુમ કને, મુજ તદા આપજો ધનરે;
નવ મળે ધન તમને કદા, તો નવ લેઉં એમ મનરે. સુ૦ ૭
ધન લઇ ધર્મરૂચિ આવીયો, માનતો મન ઉપકારરે;
પરમ શુદ્ધ વૃત્તિ છે જેહની, નહિ જસ અશુદ્ધ વ્યવહારરે. સુ૦ ૮
લાભ અંતરાયના યોગથી, નવ મળ્યું તેહને વિત્તરે;
મિત્રનું ઋણ ઉતારવા, અહોનિશ ખેદ રહે ચિત્તરે. સુ૦ ૯

---

૧ વ્યાપારમાં. ૨ પૈસા. ૩ બાર. ૪ સોનામોર. ૫ મિત્ર. ૬ આગ્રહ. ૭ મૂડી–પૈસો.

[1] શ્રાદ્ધનો ધર્મ શુદ્ધ પાળીને, કાળ કરી ધર્મરૂચિ જીવ રે;
ગંભીરપુરે મલ્લ નૃપ થયો, પ્રગટીયું પુણ્ય પઈવ[2] રે. સુ૦ ૧૦
ખેદિત નિસુણી જિનદત્ત થયો, હા! ધર્મબંધુ! લહ્યો કાળ રે;
પણ વિત્ત ખેદ નવી મન થયો, ધન્ય! જિનદત્ત ગુણ માળ રે. સુ૦ ૧૧

**यतःअनुष्टुप्**

**बुध्धे फलं तत्त्व विचारणं च, देहस्य सारं व्रत-धारणं च।**
**वित्तस्य सारं किल पात्रदानं, वाचः फलं प्रीति करं नराणाम्॥**

**પૂર્વ ઢાળ.**

નિર્મળ ભાવથી ધર્મને, આરાધી દંપતિ તેહરે;
આલોચના લઈ દોષની, અણુસણ કરે ગુણગેહરે. સુ૦ ૧૨
સમભાવે કાળ કરી ઉપના, તુમે ધનવતી પુણ્યપાળરે;
એહ પૂરવ ભવ તુમ તણો, વર્ણવ્યો જ્ઞાનથી ભાળ રે. સુ૦ ૧૩
વચન યોગે અઘ[3] બાંધીયાં, સતીયે ફળ ભોગવ્યાં તેહરે;
વૈર તુમે વાડવ[4] દાસથી, બાંધીયાં ભોગવ્યાં એહરે. સુ૦ ૧૪
ધર્મરૂચિને કરી સહાયતા, દાન સુપાત્રે બહુ દીધરે;
તેહ પુણ્યે તમે પામીયા, ભૂરિ[5] મલ્લ ભૂપથી રિદ્ધરે. સુ૦ ૧૫
પૂરવ ભવ ચરી સાંભળી, દંપતિ પામ્યા વૈરાગ્યરે;
પુરી જનો નરપતિ સમજીયા, કરે વિષમભાવનો[6] ત્યાગરે. સુ૦ ૧૬
વૈર વિરોધ ખમાવતા, સરળ જીવો હતા જેહરે;
ઓગણત્રીશમી એ કહી, ઢાળ નાગેંદ્ર મુનિ એહરે. સુ૦ ૧૭

---

૧ શ્રાવકનો. ૨ પ્રદીપ-દીવો. ૩ પાપ. ૪ બ્રાહ્મણ. ૫ ધણી.
૬ રાગ દ્વેષવાળા પરિણામનો.

**દોહરા:—**

દંપતી મુનિ પદપંકજ[૧] નમી, કર જોડી કહે એમ;
ચારિત્ર રત્ન આપો પ્રભુ!, જેથી ભવો ભવ ક્ષેમ. ૧
'યથા સુખં' ગુરૂજી કહે, સ્વજનની આણા પામ;
સંયમ આદરે દંપતી, કરવા આતમ કામ. ૨
પંચ મહાવ્રત આદર્યાં, સુમતિ ગુપ્તિ ધરનાર;
પંચાચારને પાળતાં, નિર્મમ નિરઅહંકાર. ૩
ચોરાશી ઉપમા થકી, ઉપમિત જે મુનિરાય;
ચોરાશી લક્ષ જંતુનાં, પિયર[૨] તે કહેવાય. ૪

**ઢાળ ૩૦ મી.**

[ ધોબીડા તું ધોજે મનનું ધોતીયું રે—એ દેશી. ]

ગુરૂકુળ આવાસમાં[૩] નિત્ય વસે રે, વિનયથી મેળવ્યું જ્ઞાન રે;
તજી વિભાવિક[૪] ભાવને રે, અનુભવ રસ કરે પાનરે.
સાંભળો વાત વૈરાગ્યનીરે. ૧

ભાવ અધ્યાત્મે[૫] ઝીલતા રે, રમતા આપ સ્વભાવરે;
ભાવન[૬] પાવન[૭] નાવથી રે, તરતાં સંસાર દરીઆવરે. સાં૦ ૨

**यतः अनुष्टुप्**

**धर्मस्य दुर्लभो ज्ञाता, सम्यग् वक्ता ततोपि च ।**
**श्रोता जनोपि श्रद्धा न, कर्त्ता कोपि ततः सुधी ॥ १ ॥**

ગુરૂ સન્નિધે[૮] વિહરતારે, પ્રતિબોધે નરનારરે;
અપ્રતિબદ્ધ[૯] વિચરે સદારે, જ્ઞાન ક્રિયા સહ સારરે. સાં૦ ૩

---

૧ ચરણ–કમળ. ૨ માતા–પિતા. ૩ પરિચયમાં–સમાગમમાં. ૪ પુદ્ગળ મોહ. ૫ આત્મા સંબંધી. ૬ ભાવના રૂપ. ૭ પવિત્ર. ૮ સમીપમાં. ૯ ક્યાંય પણ મોહ બંધનથી બંધાયા વિના.

અંતે અણુસણુ આદરીરે, આલોચન શુદ્ધ કીધરે;
સકામ[૧] મરણે ચવી કરીરે, અમરની[૨] પદવી લીધરે. સાં૦ ૪
અચ્યુત[૩] સ્વર્ગમાં ઉપનારે, ત્રણ જ્ઞાન સંયુત્તરે;
કામરૂપ કરે લબ્ધિથીરે, બાવીશ અયર[૪] આયુતરે[૫]. સાં૦ ૫
આયુક્ષયે વિદેહમાં રે, ઉપજશે ઇભ્યવાસરે[૬];
દશાંગી[૭] સુખ પામશે રે, ધર્મ તણો અભ્યાસ રે. સાં૦ ૬
સદ્ગુરૂ સંગત પામીનેરે, લેશે સંયમ ભારરે;
સામાયિક ચારિત્રથી રે, કરશે આત્મ ઉદ્ધારરે. સાં૦ ૭
વિસ્મૃત[૮] ભાવ સંભારીનેરે, ઘનઘાતી કર્મ ખપાયરે;
ગુણઠાણે ચઢી બારમેંરે, વોસરાવશે સંપરાયરે[૯]. સાં૦ ૮
નિર્મળ કેવળ પામશે રે, ઉત્સવ કરશે દેવ રે;
દેશના દેશે ભવ્યને રે, સુરનર કરશે સેવરે. સાં૦ ૯
નિર્વાણ પદ અંતે પામશેરે, સાદિ અનંત[૧૦]મે ભેદરે;
અતુલ સુખમાં ઝીલશે રે, નિજ સ્વરૂપને વેદરે[૧૧]. સાં૦ ૧૦
હવે ધનવતી સાધવીરે, રહી ગુરૂણીની પાસરે;
ચોખું ચારિત્ર પાળતાંરે, તજે વિભવ[૧૨] વિલાસ રે. સાં૦ ૧૧

**यतः–उपगीति–**

**आशाया ये दासा, स्ते दासा सर्वलोकस्य ।**
**आशा दासी येषां, तेषां दासाय ते लोकः ॥ १ ॥**

---

૧ સમતા ભાવે–પંડિત મરણે. ૨ દેવની. ૩ બારમા દેવલોકમાં. ૪ સાગરોપમનું. ૫ આયુષ્ય. ૬ મ્હોટા સાહુકારના ઘેર. ૭ દશ પ્રકારના. ૮ ભૂલી જવાયેલ. ૯ સંસારને. ૧૦ આદિ છે પણ અંત નથી. ૧૧ જાણશે. ૧૨ પુદ્ગલ સંબંધી સુખ.

## પૂર્વ ઢાળ.

વશ્ય કરી નિજ દેહને રે, તપ શુદ્ધિ વિવિધ પ્રકારરે;
ભવજળ[1] દુસ્તર તરણુનેરે, સાચો એ પ્રતિકારરે[2]. સાં૦ ૧૨

મૈત્રી કરૂણા પ્રમુદિતા[3] રે, તેમ ઉપેક્ષા ઉદારરે;
મહા મંગળકારી સદારે, ભાવના ભાવે ચારરે. સાં૦ ૧૩

આત્મ બળે હવે સાધવીરે, ઘાતિ કર્મ ક્ષય કીધરે;
કેવળજ્ઞાન લહ્યું તદારે, પ્રગટી આતમરિદ્ધરે. સાં૦ ૧૪

ક્ષિતિખંડમાં[4] વિહરી રે, કરી પર ઉપકાર અપારરે;
અંતે અક્ષયપદ[5] પામીયા રે, ઝીલે સુખ સાયર મુઝારરે. સાં૦ ૧૫

### ઉપસંહાર:—

હો ભવ્યો! એ ચરી સુણી રે, પાળજો શુદ્ધ મને શીલરે;
અભ્યાખ્યાન અઘ[6] વારજો રે, પામશો તો સુખ લીલરે. સાં૦ ૧૬

પ્રશસ્ત[7] સ્તવના ઉચ્ચારતાં રે, રસના[8] પાવન[9] થાય રે;
ચંદન ચંદ્રના સ્પર્શથી રે, શીતળતા લહે કાય રે. સાં૦ ૧૭

ગુરૂ મુખે સુણી રચના કરી રે, ભવ્ય વિબોધન[10] આશ રે;
શારદ દેવી સાંનિધ્યથી[11] રે, પૂરણુ કીધ એ રાસ રે. સાં૦ ૧૮

### પ્રશસ્તિ:—

જૈન સમાજે દીપતા રે, દેવજી સ્વામી દયાળ રે;
પૂજ્ય પુરંદર[12] ગુણનિધિ રે, બહુ—શ્રુત પ્રજ્ઞા વિશાળ રે. સાં૦ ૧૯

---

૧ સંસાર રૂપ સમુદ્ર. ૨ ઉપાય. ૩ ખુશી થવું. ૪ પૃથ્વી ઉપર. ૫ મોક્ષ. ૬ પાપ. ૭ સારા પુરૂષોની. ૮ જીભ. ૯ પવિત્ર. ૧૦ બોધ આપવા. ૧૧ સહાયતાથી. ૧૨ ઇન્દ્ર--ઉત્તમ.

તાસ પટ્ટોધર રંગજી રે, સ્વામી સમતાવંત રે;
પાનાચંદજી તેહના રે, શિષ્ય પ્રવર સુસંત રે. સાં૦ ૨૦

પૂજ્યપાદ શિષ્ય તેહના રે, ગુણરત્નાકર[1] જેહ રે;
કર્મસિંહ સ્વામી કૃપાનિધિ રે, પ્રજ્ઞા પાથોધિ[2] એહ રે. સાં૦ ૨૧
કૃપા પ્રસાદ તેહનો લહી રે, નાગચંદ્રે સુવિલાસ રે;
પુણ્યપાળ ધનવતી તણો રે, રચીયો પૂર્ણ એ રાસ રે. સાં૦ ૨૨
ઋતુ[૬] મુનિ[૭] નિધિ[૯] શશી[૧] સાલની રે, જ્ઞાનપંચમી બુધવાર રે;
મંડનપુરે[3] રચના કરી રે, સ્વપરને હિતકાર રે. સાં૦ ૨૩
ધર્મ ભૂતળે જબ લગ રહે રે, તબ લગ રહેજો એ રાસ રે;
ભવતુ કલ્યાણ વક્તા તણું રે, શ્રોતા ઘર લીલ વિલાસ રે. સાં૦ ૨૪

---

ઈતિ શ્રી–જૈન શ્વેતાંબર–સ્થાનકવાસી–અષ્ટકોટિ–બૃહત્પક્ષીય
સંપ્રદાય–નભોમણિ–પૂજ્યપાદ–આચાર્ય શ્રી કર્મસિંહ-
જિત્સ્વામિ–ચરણ કિંકર–મુનિ શ્રી નાગચંદ્ર વિરચિત–
શ્રી અભ્યાખ્યાનાખ્ય–ત્રયોદશમ–પાપસ્થાનક–
પરિહારોપરિ પુણ્યપાલ–ધનવતી–રાસઃ
સમાપ્તોઽયમ્
સર્વગાથા ૬૮૨

—:×:—

---

૧–૨ સમુદ્ર. ૩ માંડવીમાં.

સ્વ૦ આચાર્ય શ્રી કર્મસિંહજી સ્વામી સ્મારક
શાસ્ત્રમાળા મણકો ૩૬ મો.

ૐ

# વિચિત્ર કર્મ ઘટના સ્વરૂપ દર્શક:–

# શ્રી તરંગવતી સતીનો રાસ.



: રચયિતા :
જૈન મુનિ નાગચંદ્રજી.



: પ્રકાશક :
શાહ આસધીર કુરપાર.
કચ્છ–તણવાણા.

વીર સંવત ૨૪૬૭ શ્રી વીર જયંતી, બુધવાર

સ્વાગતા વૃત્તમ

ધર્મ ભાવન લહી ભવિ ભાવો;
તરંગવતી પરે સુખ પાવો;

---

॥ श्री अर्हद्भ्यो नमः ॥

# શ્રીમતી સાધ્વી તરંગવતીનો રાસ પ્રારંભ.

## દોહરા.

શ્રી સુપાર્શ્વ જિનને નમું, સપ્તમ જિનવર દેવ;
સુખ સંપત્તિ દાયક સદા, સુરનર સારે સેવ. ૧
તે પ્રભુને પ્રણમી રચું, તરંગવતીનો રાસ;
સદ્‌ભાવે શ્રોતા ! સુણો, આણી મન ઉલ્લાસ. ૨

સુખ દુઃખ બહોળું અનુભવી, વર વાચંયમ[1] લીધ;
ચંદનબાળાના થયા, પ્રશિષ્યા પરસિદ્ધ. ૩
મસ્ત બની તપ સંયમે, સ્થળ સ્થળ ફરી સુવિશેષ;
વીર અહિંસા ધર્મનો, સંભળાવ્યો સંદેશ. ૪

આદર્શભૂત[2] છે એ કથા, રોચક[3] બોધક સાર;
સંક્ષેપે કરી વર્ણવું, ચરિત્રે છે વિસ્તાર. ૫
આળસ વિકથા પરિહરી, સુણજો થઈ ઉજમાળ;
ધર્મ કથા સુણતાં થકાં, પ્રગટે ધર્મ રસાળ. ૬

## ઢાળ ૧ લી.

( દેશ મનોહર માળવો. એ દેશી )

જંબૂ ભારહ-વાસમાં[4], વત્સદેશ મનોહાર; લલના;
કૌશાંબી નગરી તિહાં, સકળ નગરીનો સાર. લલના.
ભવિજન ! ભાવે સાંભળો. એ ટેક. ૧

---

૧ સંયમ. ૨ આરિસા સરખી-નમુના રૂપ. ૩ દિલને રૂચે તેવી.
૪ ભરતક્ષેત્રમાં.

ઉદયન નામે નરપતિ, નીતિ ધર્મ પ્રતિપાળ; લ૦
વાસવદત્તા તેહની, વાંમા[1] અતિ સુકુમાળ. લ૦ ભ૦ ૨
નિવસે તે નગરી વિષે, ઋષભસેન વર શેઠ; લ૦
પૂરવ પુણ્ય ઉદય થકી, લચ્છી કરે તસ વેઠ. લ૦ ભ૦ ૩
ઘરણી તેહની ગુણમણિ, ધારણી નામે ઉદાર; લ૦
સુખ કારિણી ગુણ ધારિણી, સદન[2] તણો શણગાર. લ૦ ભ૦ ૪
આઠ નંદન ઉપર થઇ, પુત્રી એક પ્રધાન; લ૦
બુધ્ધે માનું શારદ[3] સમી, તરંગવતી અભિધાન. લ૦ ભ૦ ૫
સારસિકા એક સદ્ગુણી, ઉત્તમ સખી છે તાસ; લ૦
બુદ્ધિમત્તા વિનયી મહા, નિશદિન વસતિ પાસ. લ૦ ભ૦ ૬
એહવે શ્રેષ્ઠિ–ગૃહ તણી, નારીઓ કરવા આનંદ; લ૦
સ્વ ઉપવનમાં ઉત્સાહથી, આવે મળીને વૃંદ. લ૦ ભ૦ ૭
વિવિધ વસન[4] આભૂષણો, પહેર્યાં સુંદર અંગ; લ૦
નંદન વનમાં અપ્સરા, માનું ફરતી ઉમંગ. લ૦ ભ૦ ૮
તે વનમાં છે સરોવરૂ, નિર્મળ ભરીયું નીર; લ૦
સારસિકા ને તરંગવતી, આવે તેહને તીર. લ૦ ભ૦ ૯
વિવિધ કમળો ખીલી રહ્યાં, કરતા ભ્રંગ[5] ગુંઝાર; લ૦
હંસ અને ચક્રવાકનાં, જોડલાં તરતાં ઉદાર. લ૦ ભ૦ ૧૦
એ દેખાવ જોતાં થકાં, તરંગવતીને તામ; લ૦
આવી મૂર્છા તતક્ષણે, ધરણી ઢળી તે ઠામ. લ૦ ભ૦ ૧૧

---

૧ સ્ત્રી. ૨ ઘરનો. ૩ બુદ્ધિથી સરસ્વતી સરખી. ૪ કપડાં. ૫ ભમરા.

સારસિકા તે ભાળીને, ગભરાઈ મનમાંય; લ૦
પદ્મ પત્રમાં[1] સર[2] થકી, વારી[3] લાવી ત્યાંય. લ૦ ભ૦ ૧૨
અંજળી ભરી મુખે છાંટતાં, સ્વલ્પ સમયમાં જાગંત; લ૦
પણ તેનાં નયનો થકી, અશ્રુધારા વહંત. લ૦ ભ૦ ૧૩
રે બ્હેની! એ શું થયું?, અકસ્માત આ વાર; લ૦
જે હોય તે સત્ત્વર કહે, તેનો કરૂં ઉપચાર. લ૦ ભ૦ ૧૪
તરંગવતી કહે પ્રિય સખી!, લઘુ વયથી તું મુજ; લ૦
ભાગિદાર સુખ દુઃખ તણી, તુજથી ન રાખું ગુઝ. લ૦ ભ૦ ૧૫
ગુપ્ત વાત સહુ માહરી, જાણે તેથી એ વાત; લ૦
કહેવામાં હરકત નથી, તોપણ કહું અવદાત[4]. લ૦ ભ૦ ૧૬
 મ્હારા પેટમાં રાખજે, કોઇને ન દાખીશ એહ; લ૦
પહેલી ઢાળ પૂરણ કરી, નાગચંદ્રે ધરી નેહ. લ૦ ભ૦ ૧૭

## દોહરા.

તરંગવતી કહે હે સખી! ચક્રવાકની જાત;
જોતાં યાદ આવી મને, પાછલા ભવની વાત. ૧
એહ નિમિત્ત કારણ થકી, મૂર્છા આવી મુજ;
એ વીતી સહુ વાતડી, સંક્ષેપે કહું તુજ. ૨
વત્સદેશના સમીપમાં, અંગ નામે છે દેશ;
તેહના મધ્ય ભાગે વહે, ગંગાજી સુવિશેષ. ૩
તેના ઉપકંઠે[5] ઘણાં, ગામ નગર શોભંત;
સરિતામાં[6] જળ પક્ષીઓ, ટોળે ટોળાં વસંત. ૪

---

૧. કમળ ફૂલના પાંદડાના દૂનામાં. ૨ તળાવમાંથી. ૩ પાણી. ૪ હકિકત ૫. કિનારા ઉપર. ૬ નદીમાં.

ચક્રવી હતી હું ગત ભવે, એ ગંગા નદીમાંય;
ચક્રવાક મુજ પતિ હતો, સુંદર જેની કાય. ૫

સ્વભાવમાં તપસ્વી સમો, સરળ હતો સુખદાય;
સ્વતંત્રતાનું સુખ અમે, પૂર્ણ ભોગવતા ત્યાંય. ૬

ચક્રવાકમાં જેટલો, સાચો સ્નેહ દેખાય;
તેટલો આખા વિશ્વમાં, અન્ય સ્થળે ન જણાય. ૭

અહર્નિશ રહેતા સાથમાં, ભોગવતા વર ભોગ;
એક બીજાનું સહજ પણ, સહન ન કરતા વિયોગ. ૮

## ઢાળ ૨ જી.

[ ધન ધન તે દિન માહરો. એ દેશી. ]

એકદા કોઈ ગજરાજ ત્યાં, પાણી પીવા આવે રે;
સુંઢવતી તે પાણીની, ક્રીડા કરતો ભાવે રે.
સ્નેહ ભાવે સુણ રે સખી !. ૧

એહવે ઝાડી માંહેથી, આવ્યો જમદૂત જેહવો રે;
પારધી કરમાં શર[1] ગ્રહ્યો, તનુ કાજળ રંગ તેહવો રે. સ્ને૦ ૨

ઝાડ નીચે ઉભો રહ્યો, ગજનો કરવા શિકાર રે;
ગજ ઉપર ફેંકે જોરથી, ધનુષ્ય બાણ તે વાર રે. સ્ને૦ ૩

પણ ભાવિના યોગથી, ગજને ન લાગતાં બાણ રે;
મુજ પતિ પાંખે વાગતાં, છેદાતાં થઈ હાણ રે. સ્ને૦ ૪

તરૂથી મૂર્ચ્છા ખાઈને, પાણી કિનારે પડીયો રે;
હું પણ ઉડી પાછળે, પૌઢ પ્રેમ મને નડીયો રે. સ્ને૦ ૫

---

૧ બાણ—ધનુષ્ય.

મુજથી નાથની વેદના, સહન તે નવ થાતી રે;
હું પણ મૂર્છા ખાઇને, ધરણી ઢળી ઢળકાતી રે. સ્નેo ૬
તદનંતર ભાન આવતાં, ચાંચથી કાઢયું બાણ રે;
રડતી આંખે પાંખોથી, નાખ્યો પવન અમાણ રે. સ્નેo ૭
જીવતા છે એમ ધારીને, બોલાવ્યા મેં ઘણેરા રે;
પણ તે તો બોલે નહિ, ઉલટયા મુજ દુઃખ ઢેરા રે. સ્નેo ૮
વિરહ વ્યથાથી મેં તદા, મારી પાંખોમાંથી રે;
ચંચુ મારી પીછાં ચુંબીયાં, તોય ન જાગે સાથી[1] રે; સ્નેo ૯
પતિની પાંખો પણ ચંચુઓ, મારી મારી વિખેરી રે;
બાઝી વિલાપ કરૂં ઘણા, સાચા સ્નેહથી ઘેરી રે. સ્નેo ૧૦
તેવે ત્યાં પારધી આવીયો, ગજ સાટે મુજ સ્વામ રે;
મૃત્યુ પામેલો ભાળીને, ખેદ અતિ મન પામ રે. સ્નેo ૧૧
ઓ પ્રભુ! કહી ઉભો રહ્યો, એના ભયથી હું ઉડી રે;
દૂર બેઠી ડાળ ઉપરે, વ્યથા[2] વિરહની ભૂંડી રે. સ્નેo ૧૨
પારધી મુજ નાથ દેહને, વેળુ ઉપર મૂકે રે;
ઈંધન શોધવા વન ગયો, સુગુણા સમય ન ચૂકે રે. સ્નેo ૧૩
હું ફરી વાલમને જઇ, આલિંગી તસ દેહ રે;
પીડા મુજ ઘટડા તણી, કોણ જાણે એહ રે?. સ્નેo ૧૪
પારધી લાકડાં લેઇને, ફરી આવ્યો તે સ્થાને રે;
હું તવ ઉડી આકાશમાં, ભમવા લાગી બે-ભાને રે. સ્નેo ૧૫
અગ્નિ પ્રગટાવી પારધી, ચાલતો થયો સ્વધામે રે;
પતિ તન દહતો દેખીને, મુજ મન ખેદને પામે રે. સ્નેo ૧૬

---

૧ સાથે રહેનાર-પતિ. ૨ પીડા.

દાવાનળ કરતાં ઘણો, ભયંકર મને લાગ્યો રે;
હા ! હવે જીવી હું શું કરૂં ?, નાદ પ્રેમનો જાગ્યો રે. સ્ને૦ ૧૭
એટલે હું પણ તેહમાં, કૂદી પડી તતકાળ રે;
સુખરૂપ લાગી મુજને, પતિ શરણે તે જવાળ રે. સ્ને૦ ૧૮
ગત ભવની એટલી ચરી, સખી આગળ તે કહેતી રે;
ફરીને મૂર્છા વશ થઇ, વળી ભાન તે લહેતી રે. સ્ને૦ ૧૯
આગળ વાત ચલાવતી, સારસિકાની આગે રે;
ભાવ ભીની એ વાતડી, દત્ત-ચિત્તથી સુણે રાગે રે. સ્ને૦ ૨૦
વિનશ્વર આ વિશ્વમાં, મોટી મોહની જાળ રે;
નાગચંદ્ર કહે ભવિ સુણો, સુંદર બીજી ઢાળ રે. સ્ને૦ ૨૧

દોહરા:-

ગંગાજીને કાંઠડે, સતી થઈ મરી જાત;
કૌશાંબીમાં શ્રેષ્ઠિની, પુત્રી તે હું થાત. ૧
આગળ એક વેળા અહિં, વાત સાંભળી હતી મુજ;
સરળપણે સદ્ભાવથી, સંક્ષેપે કહી તુજ. ૨
જ્યાંસુધી ગત ભવ તણા, નાથને ન મળું જાઇ;
ત્યાંસુધી આ વાતને, પેટમાં રાખજે બાઇ !. ૩
સાત વર્ષથી સ્નેહીને, ભેટવા રાખું આશ;
ખોટી આશાઓ આપતી, માતપિતાની પાસ. ૪
જો ધાર્યો પતિ નહિ મળે, તો હૈયાનાં દુ:ખ;
ટાળવા હું સાધ્વી થઈ, સાધીશ સઘળાં સુખ. ૫
એથી આ સંસારના, બંધનમાં ફરી મુજ;
સપડાવું પડશે નહિ, ભાંખી તુજને ગુઝ. ૬
સારસિકા એ સાંભળી, નયણે આણી નીર;
પ્રિય સખીને આપતી, મધુર ગિરાથી ધીર. ૭

## ઢાળ ૩ જી.

[ સુરતી મહીનાની.–એ દેશી. ]

તાહરો સ્નેહ સ્વર્ગીય[1] છે, બ્હેન ! મ કર સંતાપ;
એહ સ્નેહ તુજ સ્વામીનો, જરૂર કરાવે મિલાપ.
એમ કહી બન્ને જણી, ગઇ જ્યાં ત્રિય–સમાજ[2];
જનની પુત્રી વધુ[3] ભણી, ન્હાવાનો કરે સ્હાજ. ૧
તેહવે તરંગવતી તણી, આંખો દીઠી લાલ;
ઉત્સાહ રહિત ફીકું અતિ, મુખ થયું નિર્માલ.
પૂછે જનની પુત્રીને, રે! શું થયું કહે વાત ?;
તરંગવતી કહે માહરૂં, મસ્તક દુઃખે માત ! ૨
શેઠાણીએ યોજી હતી, ઉજાણી અહીં આજ;
આનંદથી કરતા હતા, પોત પોતાનાં કાજ.
ત્યાં એકાએક પુત્રીની, તબીયત બગડેલી જોઈ;
લાગી આવ્યું ત્યાં માતને, સંતપ્ત[4] મનડું હોઈ. ૩
પણ બીજા આનંદમાં, ભંગાણ ન પડે જેમ;
તે ભણી સઘળી શુભ પરે, વ્યવસ્થા કરી તેમ.
નિવૃત્ત થઈ માતા હવે, રથ તૈયાર કરેહ;
તરંગવતી સતી સંયુત્ત, લઇને આવે ગેહ. ૪
ઋષભ શેઠે હવે સત્ત્વર, કુશળ વૈદ્યોને બોલાય;
નાડી જોઈ પુત્રી તણી, આપે એમ અભિપ્રાય.

---

૧ પરભવ સંબંધી. ૨ સ્રીઓના સમુદાયમાં. ૩ પુત્ર વહુ માટે. ૪ ઉચ્ચાટ વાળું.

બ્હેનને બિમારી નથી, શારીરિક અહિં કોય;
માનસિક ચિંતા અંગે, મસ્તક પીડા હોય. ૫

એમાં ભય જેવું નથી, તે સુણી થયા સહુ શાંત;
ઉજાણીમાંથી સાંજરે, સહુ કુટુંબ આયાત.
બીજે દિવસે પુત્રીની, મસ્તક પીડા ટળંત;
પણ મનની વ્યાધિ અતિ, મનમાંહે તેહ વધંત. ૬

પૂરવ ભવના પ્રિય પતિ, ચિત્તથી નવ વિસરાય;
રૂંવે રૂંવે અતિ તેહનું, રટણુ અહોનિશ થાય.
અનુપમ તરંગવતી તણાં, રૂપ અને ગુણ જોઇ;
શ્રીમંત કુટુંબો માંહેથી, માંગાં આવે કોઇ. ૭

પણ કોઈ ચારિત્ર વિદ્યા, વય ગુણ ને ધન હીન;
લાયકતાની ઉણપે, પાછા ઠેલ્યા અદીન.
તરંગવતી હવે આકરો, મનોરથ પાડવા પાર;
તીવ્ર તપો કર્યાં કાર્યથી, તન સૂકાયું તિવાર. ૮

એહવે તરંગવતી મને, સૂઝયો એક વિચાર;
પૂરવ-ભવ પ્રસંગોનાં, ચિત્રો દોરી આવાર.
[૧]પ્રદર્શન ભરૂં ચોકમાં, ભાળે સહુ નરનાર;
વખતે પતિ એ જોઈને, જો કરે કાંઈ વિચાર. ૯

સ્મરણ પૂરવભવ તણું, જો થઇ આવે આપ;
થાય મેળાપ તો અમ તણો, નાશે મન સંતાપ.
સારસિકાને એ કહ્યો, સઘળો મનનો વિચાર;
અનુમોદના આપે સખી, તરંગવતીને તિવાર. ૧૦

---

૧ લોકો દેખે તેમ ખુલ્લું રાખવું તે.

અતિ કુશળતાથી તેણીએ, સ્વલ્પ સમયમાં સુસાર;
પૂરવભવના પ્રસંગની, કરી ચિત્રમાળા[1] તૈયાર.
કાર્તિકી પૂનમ આવતાં, તે લઇ સઘળાં ચિત્ર;
તસ્બીર[2] માંહે જડાવીને, ઓપિત[3] કર્યાં વિચિત્ર. ૧૧
સ્વ અંગણુમાં ગોઠવ્યાં, ચિત્રો તેહ તમામ;
સારસિકાને સોંપીયું, રેખદેખનું કામ.
પર્વ દિવસ મન ધારીને, તરંગવતીએ ખાસ;
ચાર આહારને ત્યાગીને, કીધો વર ઉપવાસ. ૧૨
સાદી ચટાઇ ઉપરે, જઇ બેઠી એકાંત;
હવે શું બને છે ? તેહની, રાહ જુવે થઇ શાંત.
રાજ–મારગ ઉપર હતું, ઋષભસેનનું ગેહ;
શણગાર સદૃશ[4] તેહનું, ચોક ગણાતો એહ. ૧૩
તે પૂર્ણિમાની રાત્રિએ, શશી[5] ઉગ્યો નભમાંય[6];
ચિત્રો જોવા લોકની, પડાપડી તિહાં થાય.
યામ[7] એક ગઈ યામિની[8], લોકની ભીડ ટળંત;
એહવે એક યુવક તિહાં, મિત્રો સહ આવંત. ૧૪
ચિત્રો જોવા આગળે, આવ્યો તેહ સુજાણ;
ચિત્રો જોઈ પ્રશંસતો, વદતો મંજુલ[9] વાણ.
અહો ! ગંગા નદી કેહવી !, સુંદર ચિત્તરી આંય;
ચક્રવાકનું જોડલું, આબેહૂબ દેખાય. ૧૫

---

૧ ચિત્રપટ. ૨ છબીમાં. ૩ દેખાવડા. ૪ સરખો. ૫ ચંદ્ર. ૬ આકાશ. ૭ પહોર. ૮ રાત્રિ. ૯ મધુર.

કમળ-વને સાથે ફરે, રેતી પર સાથે જ;
કરે આરામ આનંદથી, સાથે નભે[1] ભમે જ.
અહો! નિર્મળ વર સ્નેહમાં, કેવાં રહ્યાં બંધાઇ;
વળી આ ગજના ચિત્રની, કેવી દીસે સફાઇ!. ૧૬
વ્યાધ[2] કદાવર તન જુઓ, નેત્રો દીસે લાલ;
પગ પહોળા કરી ધનુષ્યની, દોરી ખેંચે ઉજમાળ.
રે! આ ચક્રવાક[3] જે, ઘાયલ એનાથી થાય;
તેહનું દશ્ય કેટલું બધું, દયાજનક દેખાય! ૧૭
તેને અગ્નિમાં મૂકતાં, ચક્રવાકી તેહ જોય;
ઉડી પડે છે અગ્નિમાં, પ્રેમે ઘેલી હોય.
અજબ સ્નેહ અહો એહનું!, સ્વર્ગીય પ્રેમ વિશુદ્ધ;
નાગચંદ્રે ત્રીજી કહી, ઢાળ સુણો એ વિબુદ્ધ! ૧૮

દોહરા:—

આમ બોલતાં યુવક તે, મૂર્છાગત તિહાં થાય;
શુદ્ધિ રહી નહિ દેહની, અહો મોહ મહીરાય! ૧
મિત્રો ચિત્રો નિરખવા, તલ્લીન થયા અતિ ત્યાંય;
તેઓને આ વાતની, ખબર રહી નહિ કાંય. ૨
સ્વલ્પ વેળા વીત્યા પછી, ખબર પડી જબ તાસ;
દૂર લહી ગયા તેહને, ઉપચારો કરે ખાસ. ૩
તે જોવા પાછળ ગઇ, સારસિકા ત્યાં તામ;
ભાન આવ્યું જબ યુવકને, તબ તે બોલે આમ. ૪

---

૧ આકાશમાં. ૨ શિકારી. ૩ ચકલો.

[૧] ચક્રવાકી અહો ! મુજ પ્રિયા, તે કિહાં હશે આ વાર ?;
તુજ વિણુ મુજ જીવન હવે, લાગે ખરે અસાર. ૫
તેહ સુણી મિત્રો કહે, એહ શું બોલે આમ ?;
વિસ્મય ઉપજે અમ મને, એ કેમ થઈ તુજ વામ[૨] ?. ૬
ચક્રવાકી શેની અને, શી એ કહે છે વાત ?;
ગાંડો તો તું નથી થયો, શું છે એ અવદાત[૩] ?. ૭

## ઢાળ ૪ થી.

[ ચતુર સ્નેહી મોહના !,—એ દેશી. ]

શુદ્ધિમાં આવી હવે, યુવક કહે સુણો વાતરે;
માનો યા માનો નહિ, પણ કહું મુજ અવદાતરે.
ભવિજન ! ભાવ ધરી સુણો. ૧
મુજ ગત ભવની કથા તણાં, એ ચિત્રો છે સર્વ રે;
ચક્રવાક હતો પૂરવે, જાણું જ્ઞાને અગર્વ રે. ભ૦ ૨
મરણ લહ્યું ત્યાં સુધીનું, વીતક હતું મને યાદરે;
મરણ પાછળથી શું બન્યું ? તે નવ જાણતો વાદરે. ભ૦ ૩
તે હું આ ચિત્રો થકી, જાણી શકયો છું આજે રે;
ચક્રવાકી પણ મુજ પ્રિયા, મુજ વિરહને દાઝે રે. ભ૦ ૪
બળીને ખાખ થઈ ગઈ, મુજ સાથેજ તિવારે રે;
અહો ! આજે તે કયાં મળે ? એમ બોલે તે જ્યારે રે. ભ૦ ૫
સારસિકા એ સાંભળી, ચિત્રો પાસે જાવે રે;
તેહવે તેહ યુવક તણો, મિત્ર એક ત્યાં આવે રે. ભ૦ ૬

---

૧ ચકલી. ૨ સ્ત્રી. ૩ હકિકત.

પૂછે તે દાસી પ્રત્યે, ચિત્રો એ ચિત્ર્યાં કોણે રે; ?
આખા નગર તણાં જનો, વિકળ થયા અતિ જોણે રે. ભ૦ ૭
ઋષભસેન શ્રેષ્ઠિ તણી, પુત્રી તરંગવતી નામે રે;
એ ચિત્રો દોર્યાં તેણે, રાખી મનને ઠામે રે. ભ૦ ૮
કલ્પના માત્રથી ચિત્ર એ, નવી કાઢ્યાં છે એકેરે;
દાસી એમ ઉત્તર દીએ, રસિક [1]ગિરાથી વિવેકે રે. ભ૦ ૯
મિત્ર દાસી મુખથી સુણી, યુવકને ભાંખી વાતરે;
તે સાંભળતાં શોકથી, બોલે આણી આઘાત રે. ભ૦ ૧૦
નગરશેઠ તો મેં સુણ્યો, ધરતો બહુ અભિમાનરે;
પુત્રીનાં રે માંગાં બધાં, ઠેલ્યાં તેણે સ્થાનરે. ભ. ૧૧
તો માહરૂં માંગું અહો!, સ્વીકારશે તે કેમ રે ?;
તે મિત્રો કહે યુવકને, ફિકર મ કર તું એમ રે. ભ૦ ૧૨
કોઈ પણ લોગે તાહરો, સંબંધ તરંગવતી સાથે રે;
કરીને આપશું કોલ એ, આપીએ જેમણે હાથે રે. ભ૦ ૧૩
એમ કહી નિજ ઘર ભણી, મિત્રો તસ લઇ જાવે રે;
સારસિકા તસ પુંઠલે, ગૃહ જોવાને આવે રે. ભ૦ ૧૪
રાજ-મારગ વટાવીને, આવ્યું ભવ્ય એક ગેહરે;
કરે પ્રવેશ સહુ તેહમાં, મિત્ર મંડળ સસનેહ રે. ભ૦ ૧૫
મંદિર બ્હાર ઉભી રહી, પૂછ પરછ સવી કીધીરે;
બાતમી મેળવી દાસી તે, પાછી વળી તે સીધી રે. ભ૦ ૧૬
તરંગવતીના રાસની, એ થઈ ચોથી ઢાળરે;
નાગચંદ્ર કહે સાંભળો, આગળ વાત રસાળ રે. ભ૦ ૧૭

---

૧ વાણીથી.

## દોહરા.

તરંગવતી દાસી તણી, આગમની[1] જુવે વાટ;
રાત્રિ પૂરણ થઈ હવે, પ્રફુલ્લિત થયો પ્રભાત. ૧
સારસિકા તે દોડતી, આવી તરંગવતી પાસ;
બાથ ભીડી એમ બોલતી, આણી અતિ ઉલ્લાસ. ૨
રે બ્હેની! તુજ કામની, આજે થઇ ફતેહ;
પત્તો લાગ્યો શુભ પરે, તુજ વલ્લભનો જેહ. ૩
તદનંતર રાત્રિ ભણી, વીતી સહુ કહી વાત;
તે સુણી તરંગવતી તણું, મન અતિ પ્રફુલિત થાત. ૪
તરંગવતી કહે હે સખી!, તું અતિ ભાગ્ય નિધાન;
નજરે નિરખ્યા તેમને, કહે હવે તસ અભિધાન.[2] ૫
સારસિકા તવ એમ કહે, પદ્મદેવ તસ નામ;
તાત નામ ધનદેવ છે, સુંદર છે તસ ધામ. ૬
કામદેવ સમ રૂપમાં, ગુણ—ગણનો તે ધામ;
સારસિકા સખી એમ કહી, ચાલી ગઈ નિજ ઠામ. ૭

## ઢાળ ૫ મી.

[ લોહારણુ જાયો દીકરો, લોહારીરે.—એ દેશી. ]

પ્રહર દિવસ વીત્યા પછી, મન મોહના;
ધનદેવ શેઠ અખેદ, રે મન મોહના.
સ્વજન જનો સાથે લઇ, મન મોહના;
ચાલ્યા ધરી ઉમેદ, રે મન મોહના. ૧

---

૧ આવવાની. ૨ નામ.

આવ્યા ઋષભસેન સન્નિધે,[1] મ૦ સાદરે બેઠા પાસ; રેમ૦
તરંગવતીની માંગણી, મ૦ કરી ધનદેવે ઉલ્લાસ. રેમ૦ ૨
ઋષભસેન શ્રેષ્ઠી કહે, મ૦ તુમ પુત્ર પદ્મદેવ; રેમ૦
પરદેશે ભ્રમણા કરે, મ૦ વ્યાપાર અર્થે સદૈવ. રેમ૦ ૩
એહને પુત્રી આપતાં, મ૦ શું સુખ ભોગવે તેહ ?; રેમ૦
સદા પતિના વિયોગથી, મ૦ આંસુ સારે જેહ. રેમ૦ ૪
કોઈ દિન સારૂં ઓઢવા, મ૦ પહેરણનો વર યોગ; રેમ૦
ન મળે તો કન્યા મને, મ૦ પ્રગટે પૂરણ શોગ. રેમ૦ ૫
એના કરતાં તો અહીં, મ૦ વસતો ભિખારી કોય; રેમ૦
તેને આપવી સારી છે, મ૦ એમ ગર્વે કહે સોય. રેમ૦ ૬
ધનદેવને આ જવાબથી, મ૦ માઠું લાગ્યું વિશેષ; રેમ૦
કલુષિત[2] થઇ નિજ ઘર ગયો, મ૦ ન ફળ્યો તસ ઉદ્દેશ. રેમ૦ ૭
એહવે પાસેના ખંડમાં, મ૦ સારસિકા સખી તેહ; રેમ;
બેસી બધું સુણતી હતી, મ૦ ચાલી ચર્ચા જેહ. રેમ૦ ૮
તેણે આવી આંસુ ભરી, મ૦ અઘટિત આ સમાચાર; રેમ૦
તરંગવતીને સવી કહ્યા, મ૦ સારસિકાએ તિવાર. રેમ૦ ૯
જળબાળા[3] પડતાં થકાં, મ૦ તરૂ ત્રુટી પડે જેમ; રેમ૦
સમાચાર એ સાંભળી, મ૦ તેની હાલત થઈ તેમ. રેમ૦ ૧૦
સ્વસ્થ થઇ બાળા હવે, મ૦ સખીને એણીપરે કીધ; રેમ૦
મુજ તાતે ધનદેવને, મ૦ સૂકું શ્રીફળ દીધ. રેમ૦ ૧૧
તેહ સુણી મુજ નાથને, મ૦ થાશે સખત આઘાત; રેમ૦
જીવ જો જોખમે નાંખશે, મ૦ તો સહુ વિણસશે વાત. રેમ૦ ૧૨

---

૧ પાસે. ૨ ક્રોધ સહિત. ૩ વીજળી.

તે ભણી પત્ર જે હું લખું, મ૦ આપી આવ તસ દ્વાર; રેમ૦
તરંગવતીએ તતક્ષણે, મ૦ કીધો પત્ર તૈયાર. રેમ૦ ૧૩
સારસિકા તે લેઇને, મ૦ ચાલી દ્રુત ગતિ તામ; રેમ૦
સ્વલ્પ સમયમાં આવી તે, મ૦ પદ્મદેવને ધામ. રેમ૦ ૧૪
દરવાન પૂછે તેહને, મ૦ કહો કેવું છે કામ ?; રેમ૦
સા કહે કોઇ કાર્યથી, મ૦ બોલાવી તુમ સ્વામ. રેમ૦ ૧૫
એમ સુણી દરવાન તે, મ૦ જાવા આપે તાસ; રેમ૦
દાસી એક સાથે દીયે, મ૦ આવે પદ્મદેવ પાસ. રેમ૦ ૧૬
દાસી મૂકી પાછી વળી, મ૦ એ થઇ પાંચમી ઢાળ; રેમ૦
નાગચંદ્ર કહે સાંભળો, મ૦ આગળ વાત રસાળ. રેમ૦ ૧૭

## દોહરા.

ત્યાં હાલત પદ્મદેવની, હતી કફોડી આજ;
લમણે હાથ દઇ કરી, શોકમાં બેઠો નારાજ. ૧
સારસિકા નમી તેહને, કહે નિસુણો સુવિશેષ;
જેની તમે જખના કરો, લાવી તસ સંદેશ. ૨
એમ કહીને પત્ર તે, પદ્મદેવ કર દીધ;
તરંગવતીયે તેહમાં, એણી–પરે લખ્યું પ્રસિદ્ધ. ૩
તુમ સાથે પૂરવ ભવે, જેણે ચિત્તા પ્રવેશ;
કર્યો હતો અતિ રાગથી, રાખી પ્રેમ વિશેષ. ૪
તે જ આજે આ નગરના, શેઠ તણે વર ગેહ;
અવતરી છું પુત્રીપણે, રાખી અવિચળ નેહ. ૫
તમને શોધી કાઢવા, ચિત્ર પ્રદર્શન કીધ;
પ્રિય સખી મોકલાવીને, વિનંતિ કરૂં ઇણુ વિધ. ૬
આજે પણુ એ સ્નેહ જો, કાયમ હોય તુમ ચિત્ત;
તો તુમે જીવ ટકાવજો, મુજ જીવાડજો મિત્ત !. ૭

આ સ્નેહી જીવન સફળ, આપણનું નવ થાય;
ત્યાંસુધી બધી વાત આ, ગોપવજો મનમાંય. ૮

## ઢાળ ૬ ઠ્ઠી.

( થારો ને મારો કરહલો.—એ દેશી. )

પત્ર વાંચતાં નયનથી, વહે અશ્રુની ધાર, સનેહા !;
સ્નેહ પૂરવલા ભવ તણો, તાજો થયો તેવાર. સનેહા !.
મોહ મહામલ્લ મોટકો. ૧

વર્ણન મારા દિલ તણું, કરવાની જરૂર ન કાંઇ; સનેહા !
પણ એક અગત્યની કહું ચરી, તે સાંભળ તું બાઈ ! સનેહા ! મો૦ ૨

ચિત્ર–પટો ગત દિન તણાં, દિલ દઈ જોયાં જેહ; સનેહા !
મુજ ગત ભવની કથા હતી, મૂર્છિત થયો તિહાં દેહ. સ૦ મો૦ ૩

શુદ્ધિ થતાં ગૃહ આવીયો, વિતર્કે વીતી રાત; સ૦
મિત્રોએ મુજ તાતને કહ્યું, ઉદય થતાં પરભાત. સ૦ મો૦ ૪

તરંગવતીનું માગું કરો, તુમ પુત્રને કાજ; સ૦
તાત કહે અન્ય કન્યાનું, માંગું કરતાં ન લાજ. સ૦ મો૦ ૫

પણ એનું નામ છોડી દીયો, અભિમાની તસ તાત; સ૦
નગર શેઠ નહિ માનશે, ફોગટ જાશે વાત. સ૦ મો૦ ૬

છતાં મુજ મિત્રો તણો, અતિ આગ્રહ થયો જામ; સ૦
તવ તાત શીઘ્ર સિધાવીયા, ઋષભસેનને ધામ. સ૦ મો૦ ૭

જનકે જેમ ધાર્યું હતું, તેવો જ મળીયો જવાબ; સ૦
તે સુણી મ્હારૂં મન થયું, વિણુઠી જેવી રાબ. સ૦ મો૦ ૮

મેં આપઘાત કરવા તણો, નિશ્ચય કીધો તત્ર; સ૦
એટલામાં તું આવી અહીં, પત્ર લઈને અત્ર. સ૦ મો૦ ૯

પત્ર લઇ જા માહરો, કરજે ધીરજ આપ; સ૦
તુજને ચકવાકી પરે, ચાહે મનમાં અમાપ. સ૦ મો૦ ૧૦

કળા વિકળા કેળવી, લાગવગ લગાડ; સ૦
તાત મનાવી લે ધૈર્યથી, માની પ્રભુનો પાડ. સ૦ મો૦ ૧૧

સારસિકાએ આવીને, પદ્મદેવનો પત્ર; સ૦
અને સંદેશો આપીયો, તરંગવતીને તત્ર. સ૦ મો૦ ૧૨

તેહ પત્રને વાંચતાં, પ્રમુદિત મનમાં થાય; સ૦
સ્વભૂત[1] ભવ મનની સ્થિતિ, લખી હતી તે માંય. સ૦ મો૦ ૧૩

આશ્વાસન આપ્યું હતું, પત્રમાંહે ધરી પ્રેમ; સ૦
હર્ષથી ઉભરાતી હતી, પત્ર વાંચી રહી એમ. સ૦ મો૦ ૧૪

એટલે કંઈક ટાઢી પડી, મનથી માન્યું એમ; સ૦
ધીરજ ધરવાનું કહ્યું, પદ્મદેવે મુને કેમ ?. સ૦ મો૦ ૧૫

જાણું અનુરાગ તેમનો, મંદ થયો દેખાય; સ૦
સારસિકાએ તેહનું, સમાધાન કર્યું ત્યાંય. સ૦ મો૦ ૧૬

એટલે તરંગવતી તણું, મન થયું ઉજમાળ; સ૦
નાગચંદ્ર કહે ભવી! સુણો, એ થઈ છઠ્ઠી ઢાળ. સ૦ મો૦ ૧૭

દોહરા:—

સાંજ પડંતાં રમણીનું, ચડયું તરંગે મન;
પ્યારા પતિને જઇ મળું; દોડી તસ આસન. ૧

---

૧ પોતાના.

આખરે તેણે નિશ્ચય કર્યો, જાવાનો ત્યાં ગુપ્ત;
સખીને વાત જણાવી તે, સા કહે થઈને કુપ્ત.[1] ૨

રે બેની! આ તો નર્યો, સાહસ કર્યો ગણાય;
લાજ જશે તુજ કુળતણી, ધીરજ ધર મનમાંય. ૩

સમય જતાં તારા પિતા, સમજી તારૂં મન;
કરશે લગ્ન તે તેહથી, ન કર ઉતાવળ તન. ૪

તરંગવતી કહે હે સખી!, આટલી ગણત્રી આંય;
કરવાની શી જરૂર છે?, કયાંથી શીખી જાય?. ૫

માનવીએ બધી જાતના, જોખમ ખેડવા ખાસ;
શીખવું જોઈએ જરૂર એ, તે વિણ પૂગે ન આશ. ૬

છેલ્લી વાત કહું તને, જો ત્યાં નહિ લહી જાય;
તો હવે હું ઘડી એક પણ, જીવી શકું નહિ આંય. ૭

## ઢાળ ૭ મી.

[ ભોલિડા હંસા રે! વિષયે ન રાચીએ.—એ દેશી. ]

સખી સ્વીકારે રે નિસુણી એહવું, લઈ જાવાનું તિવાર;
સંતોષાણી રે તરંગવતી તદા, અસ્ત થયો દિનકાર.
સુરિજન! સ્નેહ ધરીને સાંભળો. ૧

ઉત્તમ વસ્ત્રા–ભૂષણ પહેરીયાં, ઉભય સમય લઈ તામ;
ચપળ ગતિયે રે ચાલતાં આવી તે, પદ્મદેવને રે ધામ. સુ૦ ૨

એહવે મિત્રો સાથે બેસીને, ગૃહાંગણે સારંગી લેય;
મીઠા સ્વરથી વગાડી તે રહ્યો, શ્રવણને સુખકર જેય. સુ૦ ૩

---

૧ ગુસ્સે થઇને.

એહવે સારસિકાને દૂરથી, જોઇને પદ્મદેવ;
સ્વ મિત્રોને રે આપી રજા કહે, જઇ નિદ્રા કરો હેવ. સુ૦ ૪

તરંગવતી પાસેના ખંડમાં, ઉભી જઇને લપાઇ;
સારસિકાને રે તિહાં બોલાવતો, પદ્મદેવ ઉલ્લસાઈ. સુ૦ ૫

નયન કીકી સમ તરંગવતી તણો, આણ્યો શ્યો રે સંદેશ ?;
એમ કહેતો રે સખી સહ આવીયો, તરંગવતી જેણે પ્રદેશ. સુ૦ ૬

ધારી ધારી રે તેહને નિરખતાં, હર્ષથી આખું શરીર;
પદ્મદેવનું રે અતિ પ્રફુલિત થયું, સખી કહે સુણ ધીર ! સુ૦ ૭

સાગરને મળવા સરિતા[1] મહા, દોડી આવે રે જેમ;
મળવા તમને રે રભસપણા[2] થકી, દોડી આવી રે તેમ. સુ૦ ૮

કુમરી આવી રે પતિ ચરણે પડી, ચરણ[3] નયનોદકે[4] ધોય;
અતિ પ્રેમેથી ઉઠાડીને કહે, સુંદર વદન[5] વિલોય. સુ૦ ૯

આ સાહસ તું શાથી કરી શકી ?, ધીરજ ધારી ન આદ;
ઉતાવળાના રે થાયે પાળિયા, ધીરાને રે પ્રસાદ. સુ૦ ૧૦

તુજ જનકનું રે મનડું મનાવું હું, ત્યાંસુધી ધરી ધીર;
જોવાનું મેં તુજને સૂચવ્યું, સમયનો સમજી ગંભીર. સુ૦ ૧૧

તુજ જનક પર રાજની મહેર છે, જો એ જાણશે વાત;
મરજી મુજબ ઉપાયો યોજીને, કરશે અમને આઘાત. સુ૦ ૧૨

તે ભણી અધુના જા તુજ મંદિરે, વાત વાએ ઉડી જાય;
એહવે રાજ્ય મારગમાં નર કોઇ, બોલે એહવી રે વાય. સુ૦ ૧૩

---

૧ નદી. ૨ ઉતાવળે. ૩ પગ. ૪ આંસુ વડે. ૫ મોઢું.

સ્વ મેળે આવેલી સુંદરી, યૌવન અર્થ ને રાજ;
વર્ષા સમય શરદની ચાંદની, ચતુર સ્નેહીનું રે કાજ. સુ૦ ૧૪
એહવા આનંદનો ઉપયોગ જે, કરી શકતો નથી જેહ;
જાતે ઘર આવેલી કમળાની, કિંમત જાણે ન તેહ. સુ૦ ૧૫
જીવન સમ પોતાની નારીને, પામીને જે છોડંત;
તે પ્રાણી જગમાં દુઃખી થાય છે, પદ્મદેવ એ સુણંત. સુ૦ ૧૬
નિમિત્ત મળતાં રે મન પલટાય છે, એમ કહે જગભાણ;
ઢાળ સાતમી રે એ પૂરણ થઇ, નાગચંદ્રની એ વાણ. સુ૦ ૧૭

## દોહરા.

આ વિચારથી કુમરના, માનસે પલટો ખાય;
તરંગવતીને એમ કહે, સાહસ ને આરાધ. ૧
જો આપણે પરદેશમાં, ચાલ્યા જઇએ આજ;
તોજ શંકા અને વિઘ્નની, ટળી જાય સહુ દાઝ. ૨
નિસુણી તરંગવતી કહે, રડતી પ્રિયને એમ;
કરવાને તૈયાર છું, તમ ઇચ્છા હોય તેમ. ૩
પણ મ્હારાથી તો હવે, ઘર નહિજ જવાય;
તુમ સહવાસે રહી સદા, જીવન ગાળવું પ્રાય. ૪
પછી કેટલાએક કર્યા, સવાલ જવાબો ત્યાંય;
પરદેશે જાવા તણો, આખરે નિશ્ચય થાય. ૫
પદ્મદેવ કહે નારીને, ચાલવા કરૂં તૈયારી;
તિહાં લગે ઇહાં ઠેરજો, રાખીને હોશિયારી. ૬
હર દાગીના લાવવા, તરંગવતીયે તામ;
સારસિકા સખીને તરત, મોકલાવી નિજ ધામ. ૭

## ઢાળ ૮ મી.

[ કપૂર હોવે અતિ ઉજળો રે.—એ દેશી. ]

પદ્મદેવ હવે આવીયોરે, થઈ તૈયાર તેવાર;
વિલંબ કરવા જેવો નથીરે, કહે આંહીં લગાર.
સુગુણજન ! નિસુણો સુરતા લગાય.
જિમ શ્રવણ[1] તે પાવન[2] થાય. સુગુણજન !. ૧

જાણે પિતા એ તાહરો રે, તે પહેલાં બેહુ આજ;
ઉપડી જવું જોઈએ સહીરે, રાખી મનમાં દાઝ. સુ૦ ૨

તરંગવતી કહે પ્રિયને રે, મુજ સખી મેલી મેં ધામ;
આવે એટલે ચાલિયે રે, પદ્મદેવ કહે તામ. સુ૦ ૩

ગુપ્ત વાતમાં દાસીને રે, ભેળવવી નહિ ઠીક;
એથી વિઘ્ન આવી પડે રે, રાખવી પડે તસ બીક. સુ૦ ૪

વિઘ્ન રૂપે થશે આપણે રે, તે ભણી ચાલો અત્યાર;
એમ કહી ચાલી નીકળ્યારે, દંપતી ગૃહથી તિવાર. સુ૦ ૫

નિત્ય ઉઘાડાં રહેતાં હતાં રે, આખી રાત દ્રંગ[3] દ્વાર;
ઉભય તે સીદ્ધા પ્હોંચિયા રે, જમુનાજીને કિનાર. સુ૦ ૬

સફરો[4] પ્રભૂત[5] કરી હતી રે, પદ્મદેવે ભૂતકાળ;
મછવો કેમ હંકારવો રે ?, તેની પૂરણ ભાળ[6]. સુ૦ ૭

તીરે પડેલો ભાળીયો રે, મછવો છોડી એક;
બેઠા અંદર બે જણા રે, હંકાર્યો તે છેક. સુ૦ ૮

---

૧ કાન. ૨ પવિત્ર. ૩ નગરનાં. ૪ મુસાફરીઓ. ૫ ઘણી. ૬ ખબર.

એહવે જમણા કર ભણી રે, સુણી શિયાળની વાણ;
અપશુકન જાણી વદે રે, પદ્મદેવ સુજાણ. સુ૦ ૯
રે પ્રિય ! શુભ શુકનો થતાં રે, સુધી થોભાવીએ આંહિ;
એમ કહી મછવો થોભાવીયો રે, જમુના સરિતા માંહીં. સુ૦ ૧૦
વિધિથી[1] વાદ ન કીજીએ રે, વિધિ કરે તે થાય;
ભાવી ભાવ ટળે નહિ રે, એમ કહે જિનરાય. સુ૦ ૧૧
છોળો[2] નદીના તરંગની રે, જોરથી ઉછળે ત્યાંય;
એથી રોકી રાખવા રે, બહુ મુશ્કેલી થાય. સુ૦ ૧૨
જેથી મછવો હંકારીયો રે, નદી મુખ તરફે જાય;
બન્ને કિનારે ઝાડવાં રે, ઝુંડ ઉભાં હતાં ત્યાંય. સુ૦ ૧૩
તેમાંથી જંગલી શ્વાપદો[3] રે, તણા અવાજ સુણાત;
થોડે થોડે દૂરથી રે, ગામડાંઓ દેખાત. સુ૦ ૧૪
હલેસાં મારતો પ્રિયાને રે, પદ્મદેવ પભણંત;
લાંબા વિયોગ પછી ફરી રે, સુયોગે આપણે મળંત. સુ૦ ૧૫
મેળાપ ઇચ્છયો ન હોત મેં રે, ચિત્રો તેં દોર્યાં ન હોત;
તો ફરી મળી શકતે કિહાં રે ?, મુજને વિશ્વાસજ નોત. સુ૦ ૧૬
શરમથી નીચું જોઇને રે, તરંગવતી પભણંત;
તમેજ મારૂં સાચું છો રે, જીવન ધન અહો કંત !. સુ૦ ૧૭
હવે મને કદીયે પ્રભુ ! રે, અળગી ન કરશો નાથ !;
જીવી શકું નહિ તુમ વિના રે, એમ કહે જોડી હાથ. સુ૦ ૧૮
પદ્મે કહ્યું એવી કશી રે, ચિંતા તું ન કરીશ,
પહોંચ્યા છૈયે આપણે રે, કાકંદી નગરી જગીશ. સુ૦ ૧૯

---

૧ કુદરતથી. ૨ મોઝાની લહેરીઉં. ૩ શિકારી પશુઓ.

જો તું દૂરથી એહના રે, ધવલ મહેલો દેખાય;
એમ વિવિધ વાતો કરે રે, પ્રેમે હૃદય વિકસાય. સુ૦ ૨૦
પછી ગાંધર્વ વિવાહથી રે, બન્ને તિહાં જોડાય;
સ્નેહ લગ્ન આ એહવા રે, ટકી રહેજો સદાય. સુ૦ ૨૧
તે માટે તેમણે કરી રે, પ્રાર્થના દેવોની પાસ;
નાગચંદ્ર કહે ભવી ! સુણો રે, આઠમી ઢાળ ઉલ્લાસ. સુ૦ ૨૨

દોહરા:—

હવે તે આવી પહોંચીયા, ગંગા સંગમ[1] પાસ;
તરવા લાગ્યું નાવડું, ગંગાજીમાં ખાસ. ૧
ગત ભવે ચક્રવાકનું, જોડલું તરતું જેમ;
આ ભવે માનવ જોડલું, તરવા લાગ્યું તેમ. ૨
એહવે મળસ્કું થયું, પશુ પંખી જાગંત;
પ્રકાશ વધતો પૂર્વનો, બધે ફેલાઈ જંત. ૩
પદ્મદેવ કહે રે પ્રિયે !, હવે થઇ દાતણ વેળ;
કાંઠો સફેદ રેતીનો, ત્યાં ઉતરવા મેળ. ૪
સંમતિ આપે સુંદરી, પદ્મદેવ તિવાર;
મછવો ઉભો રાખીયો, દંપતી ઉત્તરે તિવાર. ૫
હજી જ્યાં થોડું ચાલે છે, ત્યાં એક બન્યો બનાવ;
તે ભવિયણ ! તમે સાંભળો, આણી ચિત્તમાં ચાવ. ૬

ઢાળ ૯ મી.

[ અરણિક મુનિવર ચાલ્યા ગૌચરી—એ દેશી. ]

તેહવે સામેની ઝાડી માંહેથી, લુંટારા ધસી આવે રે;
એમને જોતાંજ તરંગવતી સતી, અતિ મનમાં ભય પાવે રે.

---

૧ ગંગા યમુના નદી જ્યાં ભેગી થાય ત્યાં.

કર્મ તણી ગતિ ભવિજન ! સાંભળો, કર્મ સબળ જગમાંયો રે;
મોટા જનને ન કર્મે છોડીયા, કોણ રંક કોણ રાયો રે. ક૦ ૧

ચીસ પાડી પતિને વળગી પડી, હવે શું કરશું સ્વામી રે !;
એમ ભયથી પ્રિયા પ્રશ્ન કરે તદા, પદ્મદેવ કહે તામો રે. ક૦ ૨
તેમણે હજીએ મ્હારી લાઠીનો, જોયો નથી સપાટો રે;
માટે મુજને છૂટો કર પ્રિયે !, ખબર લહું દઇ ઝપાટો રે. ક૦ ૩

મ્હારો જીવ જતાં સુધી સહી, રક્ષણ ત્હારૂં કરીશ રે;
ફિકર મ કર તું મ્હારી વાલહી !, એમ કહે કંત જગીશ રે. ક૦ ૪
તરંગવતી કહે મ્હારા નાથજી !, એકલડી મુજ મૂકી રે;
ઝંપલાવશો નવ એકલા એણીપરે, તસ્કર સાથે ઢુંકી રે. ક૦ ૫

પકડાશો તમે લુંટારા કરે, તે હું નહિ શકું જોઈ રે;
છતાં તમારે જાવું હોય તો, કહે અધીરી હોઇ રે. ક૦ ૬
તો હું જીવ કાઢું એ માહરો, થાલો ત્યાં લગે આંહિં રે;
પ્રેમ વિલુદ્ધી રે એણીપરે વિલ વિલે, મોહ તણે રસ વાહી રે. ક૦ ૭

એહવે તસ્કર[1] આવી પહોંચીયા, તરંગવતી પડી પાય રે;
કાલાવાલા કરીને એમ કહે, છો તમે મ્હોટા રાય રે. ક૦ ૮

જે કંઇ જોઇએ તે લેઈ લીઓ, પીડશો નહિ મુજ નાથ રે;
તસ્કરે મછવો હાથ વસુ કર્યો, લીધી સઘળી આથ રે. ક૦ ૯

બેહુનાં ભૂષણ ઉત્તારી લીયાં, તસ્કરે બળ કરી તામ રે;
કેદી કરીને રે લેઈ ચાલીયા, હરી લીધી સહુ હામ રે. ક૦ ૧૦
વિંધ્યાચળ નગની દક્ષિણ દીસે, જાતાં કેટલીક વારે રે;
એક પહાડની રે ગહ્વર[2] ખોળમાં[3], દાખલ થયા તિવારે રે. ક૦ ૧૧

---

૧ ચોર. ૨ ઉંડી. ૩ ખીણમાં.

એક ગુફા ત્યાં ભાળી નયનથી, તેના દ્વારની સ્હાય રે;
ખડે પગે ચોકી કરતા હતા, ભીષણુ નર સમુદાય રે. ક૦ ૧૨
અંદરથી ઢોલક અને ગાયન, ને નાચનો આવે અવાજ રે;
આખી ગુફા તેથી ગાજી રહી, કાળી–મ્હોત્સવ કાજ રે. ક૦ ૧૩
તે બન્નેને રે એક વેળા થકી, મજબૂત બાંધ્યાં તાણી રે;
અંદર લેઇ ગયા તે ઉભયને, શું કરે પરવશ પ્રાણી રે. ક૦ ૧૪
ભાગ અંદરનો શણગાર્યો હતો, તે બધું જોતાંજ તેહો રે;
સમજી ગયા કે મનમાં કાળીનું, મંદિર વર છે એહો રે. ક૦ ૧૫
કિહાં કૌશાંબી રે કિહાં એ આવીયા ?, એ એ કર્મ કરાળ રે !!;
નાગચંદ્ર કહે ભવિયણુ ! સાંભળો, નૌતમ નવમી ઢાળ રે. ક૦ ૧૬

દોહરા:—

એહવે લુંટારાઓની, બીજી ટુકડી ઉમાય;
મોટી લુંટ કરી અને, આવેલી હતી ત્યાંય. ૧
એક બીજાને તેઓએ, કર્યા તિહાં નમસ્કાર;
પછી તેઓ અવલોકતા, દીઠા દંપતી સાર. ૨
આ રતિ કામદેવ સમા, દંપતિને રહ્યા જોઇ;
કંઇ કંઇ ટીકાઓ કરી, તેઓ વિકલા હોઇ. ૩
ખબર પડતાં વસ્તીમાં, નાના મોટા કેઈ;
જોવા આવ્યા બેહુને, નિરખી અતિ હરખેઈ. ૪
પછી તેમને ત્યાંથી પણ, આગળ લઈ ગયા તેહ;
અહિં ઘણા પૂર્યા હતા, કેદીઓ થયેલા જેહ. ૫
એક બાજુ લુંટારૂનાં, ગાન તાન તિહાં થાય;
બીજી બાજુ કેદીના, ભયંકર દુઃખ દેખાય. ૬
તે સ્થળ સ્વર્ગ ને નરકનાં, મિશ્રણુ જેવું દીશંત;
કેદીઓ દંપતી દેખીને, મોહ દયા આણુંત. ૭

## ઢાળ ૧૦ મી.

[ સાંભળીયા ગુણુ ગાવા મુજ મન વીરના રે—એ દેશી. ]

એહવામાં કાંટાની વાડ વાળું તિહાં રે,
સરદારને રહેવાનું આવ્યું ગેહ રે;
તેમાં ડાંખડીઓથી બનાવ્યો એક ઓરડો રે,
ત્યાં બન્નેને લહી ગયા સત્વર તેહ રે.
"સાંભળજો ભવી ! કર્મ કથા શુભ ભાવ-થી રે." ૧

[1]શ્યામ કદાવર શરીર હતું સરદારનું રે,
ધારણુ કરીયાં વિવિધ તેણે હથિયાર રે;
આજુબાજુ બેઠેલા તસ સાથીયો રે,
જમદૂતનું માનું દીશે અવતાર રે. સાં૦ ૨

આ બન્ને કેદીઓ તેમને જઈ નમ્યા રે,
તેણે તીણી નજર ફેંકીને તામ રે;
એમને નખથી શીખ લગે નિહાળીને રે,
એક સાથીને કાન માંહિં કહ્યું આમ રે. સાં૦ ૩

શરદ્ ઋતુનો ભોગ જે આપવો માતને રે,
તે માટે આ બે જણુ પડશે ઠીક રે;
હાલ તો તેમને કેદમાં પૂરી રાખજો રે,
ચોકી બરાબર રાખજો તેહને નજીક રે. સાં૦ ૪

નોંમની રાત્રે મંદિરમાં લઈ આવજો રે,
તે સુણી એક લુંટારો ઉભો થાય રે;
તે બન્નેને એક ગૃહભિતર લઇ ગયો રે,
ચોકી કરવાનું ઠીક પડે ત્યાં પ્રાય રે. સાં૦ ૫

---

૧ કાળું.

પદ્મદેવને એક સ્થંભ સાથે બાંધીયો રે,
તરંગવતીથી આ જોયું ન જોવાય રે;
તેણે કાળું કલ્પાંત કરતાં એમ કહ્યું રે,
રે રે! શાને નાથને બાંધો આંય રે?. સાં૦ ૬
રે ભાઈ! મુજને પણ સાથે બાંધી દે રે,
એમ કહીને પ્રિયને વળગી આય રે;
લુંટારાએ ધક્કો મારી જોરથી રે,
કોરે ખસેડી મૂકી તે અબળાય રે. સાં૦ ૭
પદ્મદેવને જોતાં કંઈ કંઈ થઈ ગયું રે,
લુંટારૂથી લડવાની કરે આશ રે;
પણ તે એટલા મજબૂત બંધને બાંધીયો રે,
કરી શકયો નહિ કાંઇ થયો તે નિરાશરે. સાં૦ ૮
લૂંટારે એ જોઈ ક્રોધાવેશમાં રે,
તેને વધારે મજબૂત બાંધ્યો એ સ્થાન રે;
પછી પાસેના બાંક ઉપર તે બેસીને રે,
કાચું માંસ ને મદિરાનું કરે પાન રે. સાં૦ ૯
રૂદતી[1] તરંગવતીએ તસ્કરને કહ્યું રે,
રે ભાઇ! સાંભળ તું અમ અવદાત રે;
કૌશાંબીના એક શ્રીમંતના પુત્ર એ રે,
હું છઉં નગરશેઠની પુત્રી વિખ્યાત રે. સાં૦ ૧૦
જો અમને છોડી દેશો તો તુમ ભણી રે,
કહો તેટલું આપીશું અમે ધન રે;
ચિટ્ઠી અમારી લઇને કોઈ ને મોકલો રે,
પૈસા મળેથી અમને છોડજો વન રે. સાં૦ ૧૧

---

૧ રડતી.

લુંટારો કહે મારા સરદારે અહિં રે,
કાળી માતા આગે તુમ બળિદાન રે;
દેવાનું નિર્ધાર કર્યું છે મનમાં રે,
તેની કૃપાથી વાધે અમારા વાન રે. સાં૦ ૧૨
જો અમે માનેલો એ ભોગ ન આપીયે રે,
તો વળી જાય અમારૂં સત્યાનાશ રે;
માટે એવી વાત ન કરશો મુજ કને રે,
તેહ સુણીને સતી મન થઇ નિરાશ રે. સાં૦ ૧૩
પોતાને આવા સ્થળે મરવું પડશે અને રે,
નાથને નિર્દય રીતે બાંધેલા જોઈ રે;
તરંગવતી છાતી ફાટ રૂદન કરતી તદા રે,
પદ્મદેવ ધીરજ આપે ધીર હોઈ રે. સાં૦ ૧૪
મરવું છે તો શાંતિથી મરવું હવે રે,
શોક કર્યાથી વળવાનું નથી કાંઈ રે;
આ શબ્દોથી સતીને કંઇક શાંતિ વળી રે,
જો જો ભવિજન! કર્મ તણી કઠણાઇરે. સાં૦ ૧૫
છતાંયે તેનું રૂદન દરેકના હૃદયને રે,
પીગળાવી નાંખે તેવું હતું આજ રે;
ત્યાં રહેલી કેદી સ્ત્રીઓ આ જોઇને રે,
રડવા લાગી મનમાં આણી દાઝરે. સાં૦ ૧૬
તેહ ત્રિયાઓ પૂછે તરંગવતી પ્રત્યે રે,
રે રે બ્હેન! શી રીતે આવ્યા આંયરે ?;
સ્વ કથા ટુંકમાં કહી સંભળાવી તેહને રે,
નાગચંદ્રે ઢાળ દશમી કહી ઉમાય રે. સાં૦ ૧૭

## દોહરા:—

લુંટારે પણ સાંભળ્યું, તરંગવતીનું બ્યાન;
આવી દયા અતિ દિલમાં, બન્યો તિહાં બેભાન. ૧
થોડીવારે ભાનમાં, આવતાં તેણે તામ;
પદ્મદેવનાં બંધનો, ઢીલાં કર્યાં તમામ. ૨
પ્રેમ આણી કહે ઉભયને, ડરશો નહિ લગાર;
મોતમાંથી હું ઉભયને, ઉગારીશ આવાર. ૩
આમ સાંભળી તેઓને, આનંદ અતિ થયો ઉર;
પણ પૂરો વિશ્વાસ હજી, નવ બેઠો તસ ધૂર. ૪
એટલે તેમણે મનમહિં, સમર્યા શ્રી જિનરાજ;
કરે ઉપવાસ વળી શુભ મને, કર્મ નિર્જરા કાજ. ૫
બધો સમય ધર્મ ધ્યાનમાં, કરવા લાગ્યા પસાર;
હવે જે પલટો થાય છે, તે નિસુણો અધિકાર. ૬

## ઢાળ ૧૧ મી.

( હારે મારે ઠામ નગરનાં સાડા પચવીસ દેશજો.—એ દેશી )

હારે મારે એહવે મોડી રાત થઈ ત્યાં જામજો,
લુંટારાની ગુફામાં કોળાહળ થયો રે લોલ;
હારે મારે કોઈક નાચે કોઇક કરતા ગાન જો,
શોર બકોર એ શ્રવણે નવી જાયે સહ્યો રે લોલ. ૧
હારે મારે જ્યારે એ બધા શાંત થઇ ગયા તામ જો,
ત્યારે તે પહેરેગિર આવ્યો ત્યાં કણે રે લોલ;
હારે મારે પદ્મદેવને છૂટો કરી કહ્યું એમ જો,
મુજ પાછળ ચાલ્યા આવો નિર્ભયપણેરે લોલ. ૨

હારે મારે કોઇ ન જાણે એવી રીતે હોય જો,
વનમાં છૂપા મારગે લઇને ચાલીયો રે લોલ;
હારે મારે મૌન પણે એ ત્રણે જણ વહેતા પંથ જો;
મારગમાં કોઇ આડે જન નવ આવીયો રે લોલ. ૩

હારે મારે એ વખતે જંગલી પશુઓના અવાજ જો,
ઘડીમાં દૂર તો ઘડીમાં પાસે સાંભળો રે લોલ;
હારે મારે કોઇ કોઇ સ્થાને વહેતા સરિતા વ્હેન જો,
નગ[1] ઉપર દાવાનળ વનમાં પરજળે રે લોલ. ૪

હારે મારે કાંટા કાંકરા ચરણે અતિ લોંકાય જો,
કોમળ કાયાથી કષ્ટો એહવાં સહે રે લોલ;
હારે મારે એમ ચાલતાં જંગલ લંઘ્યા જામ જો,
ત્યારે તે લુંટારો ઉભયને એમ કહે રે લોલ. ૫

હારે મારે હવે કશો ભય તુમને નથી થાનાર જો,
પાસેજ ગામ છે ત્યાં ચાલ્યા જાઓ તમે રે લોલ;
હારે મારે હું પણ આ રસ્તે હવે ચાલ્યો જઈશ જો,
એમ સાંભળતાં દંપતીને ચિંતા સમે રે લોલ. ૬

હારે મારે મુજ સરદારના હુકમથી તમને ત્યાંય જો,
બાંધવા પડ્યા બંધનમાં તે ક્ષમા આપશોરે લોલ;
હારે મારે આ સાંભળીને પદ્મદેવ પભણંત જો,
આણા પાળન કરતાં દોષ નહિ કશો રે લોલ. ૭

હારે મારે જેટલો તમારો માનીયે અહિં ઉપકાર જો,
તેટલો ઓછો છે એમ મનમાં માનીયે રે લોલ;

---

૧ પર્વત.

હારે મારે મરણના ભયથી મૂકાવ્યા તમે આજ જો,
એ મહા ગુણ જિંદગી સુધી નવ ભૂલીયેરે લોલ. ૮
હારે મારે તુમ સરદારનો હુકમ છતાં તમે આજ જો,
જીવના જોખમે અમને બચાવો છો અહિંરે લોલ;
હારે મારે તેનો બદલો ક્યારે અમથી અપાય જો?,
લોકો કહે છે ગુણનાં ગાડાં ભરાય નહિ રે લોલ. ૯
હારે મારે હું કૌશાંબીના ધનદેવ શેઠનો પુત્ર જો,
વિના સંકોચે મારી સાથે ચાલો તમેરે લોલ;
હારે મારે જે જોઇએ તે તમને હું આપીશ જો,
લુંટારો કહે જોઈશ આવ્યે કોઈ સમે રે લોલ. ૧૦
હારે મારે પદ્મદેવે સોગન આપી કહ્યું એમ જો,
કૌશાંબીએ આવો તો અમ ઘર આવજો રે લોલ;
હારે મારે જો કે તમારો બદલો તો કદી પણ જો,
વળે તેમ નથી પણ આશિષ શુભ આપજોરે લોલ. ૧૧
હારે મારે લુંટારો કહે તમને થયો સંતોષ જો,
તેજ બસ છે મારે અવર ન કોઈ ગમેરે લોલ;
હારે મારે હવે તમારી મેળે ચાલતા થાવ જો,
એમ કહી તે થયો ચાલતો એ સમેરે લોલ. ૧૨
હારે મારે દંપતી પણ વિણ રસ્તે તે મેદાન જો,
ઉતાવળથી ચાલતાં વિઘ્ન કો નવી નડયુંરે લોલ;
હારે મારે સતી કદી ચાલી ન હતી આ રીત જો,
એટલે તેને ચાલવું વસમું થઇ પડયું રે લોલ. ૧૩
હારે મારે પદ્મે તેને પીઠે ઉચકી લીધ જો,
તરંગવતીએ ઘણીએ ના પાડી હતી રે લોલ;

હારે મારે સ્વલ્પ સમયે આવી પહોંચ્યા એક ગામ જો,
પાદરે વટ છાયામાં બેઠા દંપતી રે લોલ. ૧૪
હારે મારે એટલે સતીને ભૂખનું દુઃખ જણાય જો,
પતિને કહે હવે ભૂખથી રહેવાતું નથી રે લોલ;
હારે મારે તેમ પાણી વિણુ કંઠ અતિ સૂકાય જો,
માટે માંગી લાવો કાંઈક ગામથી રે લોલ. ૧૫
હારે મારે આ જીવે કદી દુઃખની પણ ફરિયાદ જો,
કરી નથી તો ભીખ માંગું હું કેમ કરી રે લોલ ?;
હારે મારે છતાં તુજ પ્રેમની ખાતર તેમ કરીશ જો,
ઢાળ ઇગ્યારમી નાગચંદ્રે કહી રસ ભરી રે લોલ. ૧૬

દોહરા:—

ગામ નજીક કોઇ દેવળે, બેસાડી સતી તામ;
પતિ અન્ન પાણી યાચવા, ગામમાં ચાલ્યો જામ. ૧
ત્યાં કેટલાક સિપાઇઓ, સાથે ઘોડે સ્વાર;
સામા મળીયા પદ્મને, આનંદ લહ્યો અપાર. ૨
નીચે ઉતરી પ્રણુમીને, બોલે વિનયે એમ;
શેઠજી ! મેં તુમ ગૃહ વિષે, નોકરી કરી બહુ ટેમ. ૩
પદ્મદેવે પણ તેહને, ઓળખીયો તતકાળ;
એટલે તે ભેટી પડ્યા, પૂછે થઇ ઉજમાળ. ૪
તું અહિં ક્યાંથી આવીયો ?, તવ તે એમ દાખંત;
નગરશેઠના ગેહમાં, પ્રાતે ખબર પડંત. ૫
દીકરી દેખાતી નથી, એટલે થઇ તલાસ;
સારસિકા સુણી તેહવે, આવી શેઠ સકાશ. ૬
પૂર્વભવથી માંડીને, નાશી જવાનો વિચાર;
તુમ બન્નેનો ત્યાં સુધી, કહી દીધો અધિકાર. ૭

## ઢાળ ૧૨ મી.

[ ઇણુ સરોવરીયારી પાળ, ઉભી દોય નાગરી મારા લાલ.—એ દેશી. ]

એમ સુણીને તરંગવતીની માવડી મારા લાલ,
દુઃખ આણી તે વખતે રડવા લાગી પડી; મા૦
નગરશેઠ તુમ તાત સમીપે આવીયા, મારા લાલ,
તેમણે નમ્રપણાથી વચન ઉચ્ચારીયાં. મારા લાલ. ૧

મારા કઠોર શબ્દથી જે દુઃખ થયું તુમ મને, મારા લાલ,
તેની માફી માંગું છું હું તુમ કને; મારા લાલ;
તુમ તનયની શોધ કરાવો કહું કથી, મારા લાલ,
એને જરાપણ બીવાનું કારણ નથી. મારા લાલ. ૨

એહ બિચારો પરદેશમાં કયાં રખડશે ?, મારા લાલ,
મારી પુત્રી પણ કોણ જાણે તિહાં કિમ હશે ?; મા૦
સારસિકા પાસેથી સાંભળેલી તહીં, મારા લાલ,
મૂળથી માંડી સઘળી વાત શેઠે કહી. મારા લાલ. ૩

આ સુણી સર્વનાં હૃદય ભરાઈ આવીયાં, મારા લાલ,
તેઓને શાંતિ થાવા વ્રત ને નિયમ કિયાં; મારા લાલ;
પ્રાત થતાં તો વાત એ આખા ગામમાં મારા લાલ,
વિસ્તરી તેલ બિંદુ પરે જન કહે ચોકમાં. મારા લાલ. ૪

પદ્મદેવ તથા નગરશેઠની પુત્રીને, મારા લાલ,
પૂર્વલો ભવ યાદ આવ્યો છે નિર્ધારીને; મારા લાલ;
તેથી નાશી ગયા છે કોઇક દેશડે, મારા લાલ,
જનતા એક બીજામાં એણી પરે બડબડે. મારા લાલ. ૫

એ વખતે તે બન્ને શ્રેષ્ઠિઓ મળી, મારા લાલ.
પુષ્કળ માણુસો શોધ કરણ આપે મોકલી; મારા લાલ;

તેમાં હું થોડાક સિપાઇઓ લેઇને, મારા લાલ,
શોધ તમારી કરવા નીકળ્યો ઉમહીને. મારા લાલ. ૬
નગરશેઠ અને તુમ તાતે સ્વ હાથથી, મારા લાલ,
પત્રો લખી આપ્યા છે મુજને ખંતથી; મારા લાલ;
તે આ રહ્યા એમ કહી તેણે પત્રો આપીયા, મારા લાલ,
પદ્મદેવે તે શાંત ચિત્તેથી વાંચીયા. મારા લાલ. ૭

તેમાં જરાપણ ક્રોધનાં વચનો ન દાખતાં, મારા લાલ,
પ્રેમના શબ્દોથીજ ભરેલા તે હતા; મારા લાલ;
પદ્મદેવ સ્વ-પદ્મિની[૧] પાસે આવ્યો વહી, મારા લાલ,
વિકસિત વદને સઘળી હકીકત તે કહી. મારા લાલ. ૮
સૂકી ગયેલા હાથ જોઈ આ શું થયું ?, મારા લાલ,
પદ્મદેવને સ્વારે એણી પરે પૂછીયું; મારા લાલ;
ત્યારે તેમણે સર્વ આપ વીતી કહી, મારા લાલ,
સઘળા ધૂણાવે શીશ સુણી ખેદ મન લહી. મારા લાલ. ૯
પછી તે ગામમાં એક બ્રાહ્મણને ઘર ગયા, મારા લાલ,
સઘળાએ ત્યાં સારી રીતે ભોજન કર્યા; મારા લાલ;
પછી બધા ઘર તરફ આવવા નીકળ્યા, મારા લાલ,
તે બન્નેને ઘોડાઓ ચડવાને મળ્યા. મારા લાલ. ૧૦

પહેલા પ્રણાશક નગર ભણી ટોળું જતું, મારા લાલ,
તે તમસા[૨] ને ગંગાના સંગમ પર આવ્યું હતું; મા૦
ત્યાં એક સ્નેહી માણસને ત્યાં ઉત્તર્યા, મારા લાલ,
તેણે સર્વને પ્રેમ આણીને નોંતર્યા. મારા લાલ. ૧૧

---

૧ સ્ત્રી. ૨ એ નામની એક નદી.

ઉત્તમ ભોજન ભક્તિ કરીને જમાડીયા, મારા લાલ,
આંહીં તેમણે ખૂબજ આરામો લીયા; મારા લાલ;
ઘોડે સ્વારે શેઠને ખેપીયા મોકલી, મારા લાલ,
સમાચાર કહાવ્યા કે આવ્યા છે બે મળી. મારા લાલ. ૧૨

થોડાજ વખતમાં કૌશાંબી તે આવશે, મારા લાલ,
તેહ સુણીને સયણો મનમાં ઉલ્લસે; મારા લાલ;
હવે પ્રયાણની તૈયારી તેમણે કરી, મારા લાલ,
તરંગવતી રથ માંહે બેઠી સુખ ભરી. મારા લાલ. ૧૩

પદ્મદેવ તેની પાછળ અશ્વા-રૂઢ થયા, મારા લાલ,
આજુ બાજુ સેવકો ચાલે ઉમહ્યા; મારા લાલ;
આ મંડળીના મનુષ્ય પસાર જ્યારે થયા, મારા લાલ,
ત્યારે તેમના ભભકાથી સહુ અંજાઇ ગયા. મારા લાલ. ૧૪

ગામથી બહાર આવી ઘોડાથી ઉતરી, મારા લાલ,
રથમાં આવી બેઠા આનંદ ચિત્ત ધરી; મારા લાલ;
રસ્તામાં ખેતર વાડીઓ વન વિલોકતા, મારા લાલ,
વિસામો લેવાના ચોતરા પરબો સોહતા. મારા લાલ. ૧૫

મધ્યાન્હ થતાં કૌશાંબી તણા સીમાડમાં, મારા લાલ,
એક વડ નીચે આવી પહોંચ્યા આનંદમાં; મારા લાલ;
તે બન્નેનાં સગાં વહાલાં દોસ્તો મળે, મારા લાલ,
જે આવીને ઉભાં હતાં વડલા હેઠળે. મારા લાલ. ૧૬

તેમણે આ બન્નેને વધાવીને લીયાં, મારા લાલ,
સર્વ જનોનાં હઇડાં હર્ષે વિકસિયાં; મારા લાલ;
માત પિતાને પ્રેમે પ્રણમ્યા બન્ને તહીં, મારા લાલ,
દ્વાદશમી એ ઢાળ નાગચંદ્રે કહી. મારા લાલ. ૧૭

## દોહરા.

સારસિકા સખી પણ મળી, અન્ય સખીઓ સાથ;
આનંદની એલી થઇ, તે જાણે જગનાથ. ૧
નગર પ્રવેશ કરે હવે, જોવા મળ્યા નરનાર;
તરિયા તોરણ બાંધીયાં, કરવાને સત્કાર. ૨
જગમાં મોટા પુરૂષને, સુખ દુઃખ જે થાય;
તેમનું આવવું ને જવું, તરતજ તે પરખાય. ૩
ગામમાં આવતાં સર્વનાં, ઉત્સાહિત થયાં મન;
આંગળી ચીંધી બતાવવા, લાગ્યા કેઇક જન. ૪
ચક્રવાકનું જોડલું, ગત ભવમાં હતું એહ;
આ ભવમાં પણ એહના, નેહ તણો નહિ છેહ. ૫
અહો! બન્નેનાં રૂપ છે, સરખે સરખી જોડ;
એમ જન મુખ સુણતાં થકાં, નિજ ઘર આવ્યાં કોડ. ૬

## ઢાળ ૧૩ મી.

[ જોવનીયાનો લટકો દાડા ચારનો—એ દેશી. ]

તેમનો સત્કાર કરવા આસ જનો સહુ,
એકઠાં થયાં હતાં પદ્મને ગેહ જો;
નમી પડયાં આ બન્ને તેમનાં ચરણમાં,
તેઓએ એમને ઉભાં કર્યાં સસ્નેહ જો.
ભાગ્ય—વાનના ભાગ્ય તણો મહિમા સુણો. ૧
એક આસને બેસાડયાં પછી તેમણે,
ઉત્સુકતાથી પૂછયું તસ અવદાત જો;
ધૂરથી માંડી પદ્મદેવે પણ તેમને,
કહી બતાવી પૂર્વ ભવન્તર વાત જો. ભા૦ ૨

નગરશેઠે આ સાંભળીને કહ્યું પદ્મને,
પહેલાં આવી કેમ ન ભાંખી વાત જો ?;
આવું જાણ્યું હોત તો ના પાડત નહિ,
દુઃખ ન પડત ને પસ્તાવો નવ થાતજો. ભા૦ ૩

પદ્મદેવ કહે ભાવી ભાવ ટળે નહિ,
ત્યાર પછી વીતી સઘળી કહી વાત જો;
દુઃખ ગર્ભિત એ વાત કુમરની સાંભળી,
સહુજનો વિસ્મિત અતિ મનમાં થાત જો. ભા૦ ૪

પછી સહુ નિજ નિજ આગારે સંચર્યાં,
હવે બન્નેના લગ્નની થાય તૈયારી જો;
ઘણા ઠાઠથી લગ્ન થયું નિર્વિઘ્નથી,
વિપુલ[૧] વિત્ત[૨] તિહાં વાપરે તે વ્યવહારી જો. ભા૦ ૫

કૌશાંબીમાં લગ્નનો મહોત્સવ એહવો,
કદી થયો ન હતો એમ પભણે લોકજો;
દીન દુઃખી યાચક જનને સંતોષીયા,
પ્રશંસા કરતા જન થોકે થોક જો. ભા૦ ૬

રહેવા લાગ્યા દંપતી અતિશય સ્નેહથી,
ખાવું પીવું ફરવું સાથે કરંત જો;
ક્યાંઇ જવું તો પણ તેઓ સાથે જતાં,
એક બીજાથી જુદાં કદી ન પડંત જો. ભા૦ ૭

તેમનો સ્નેહ ભર્યો સંસાર આ જોઇને,
સહુ કોઈને પણ મન આશ્ચર્ય થાયજો;

૧ ઘણું. ૨ ધન.

દાન પુણ્ય ને ધર્મ નિયમ સંભાળતાં,
કૃત–પુણ્યનાં ફળ ભોગવે સુખદાય જો. ભા૦ ૮

એકદા વસંત ઋતુ આવતાં બન્ને જણાં,
પરિકર યુત ક્રીડા કરવા ગયાં વનજો;
ત્યાં એક ઝાડ નીચે મુનિવરને ભાળીયા,
ધ્યાન ધરીને બેઠેલા તપોધન જો. ભા૦ ૯

દંપતી નમન કરીને બેઠાં આગળે,
મહાત્મા તસ ધર્માશિષ આપંત જો;
પછી તેમણે બહુ ખૂબીથી ધર્મના,
સિદ્ધાંતો સમજાવ્યા આણી ખંત જો. ભા૦ ૧૦

આ સાંભળી બન્નેને ખૂબ આનંદ થયો,
મુનિવર ઉપર ઉપનો અતિ સદ્ભાવ જો;
પછી પદ્મદેવ શ્રદ્ધાથી નમી પૂછતો,
જાણીને તે તરણ તારણી નાવ જો. ભા૦ ૧૧

આપ આવા ઉત્તમ જીવનની સાધના,
કરી શક્યા છો કેમ આપ દયાળ! જો ?;
કૃપા કરીને તેહ જણાવો મુજને,
ક્ષમા આપશો તે તકલીફની કૃપાળ! જો. ભા૦ ૧૨

પદ્મદેવ ને તરંગવતી નિસુણે તિહાં,
ઋષિવર પભણે આપ વીત્યું વૃત્તાંત જો;
અંગદેશ ચંપા નગરીના રાજ્યની,
સરહદ પર એક ગાઢ જંગલ હતું કાંત જો. ભા૦ ૧૩

ત્યાં ચિત્તા[૧] ભેંસો ને જંગલી હાથીયો,
અજગર સાપો રહેતા'તા બે-સુમાર જો;
શિકારીઓ પણ રહેતા હતા તેમાં ઘણા,
દિવસ ભર જંગલમાં કરતા શિકાર જો. ભા૦ ૧૪

હું પણ મારા પૂર્વ ભવે એ જંગલે,
એક પારધી હતો પાપ કરનાર જો;
હાથીનો શિકાર કરવામાં મુજને,
બહુ આનન્દ પડતો હતો તે વાર જો. ભા૦ ૧૫

આખો દિવસ જંગલમાં ફરવાનું મને,
પ્રિય લાગતું રમતો ભમતો ત્યાં જ જો;
એક્કો ગણાતો બાણ ચલાવવામાં અતિ,
તેથી બાંધતો પાપ તણી અતિ પાજ[૨] જો. ભા૦ ૧૬

સિદ્ધ બાણ નામે ઓળખતા સહુ મને;
મુજ પિતરૌ પારાધી હતા હોશિયાર જો;
વ્યાધરાજ[૩] એ નામે ઓળખાતા હતા,
વનસુંદરી હતું જનની નામ ઉદાર જો. ભા૦ ૧૭

એકદા તાત અને હું ગયા એ જંગલે;
આખેટક[૪] કરવા કરીનું[૫] ઉજમાળ જો;
**પદ્મદેવ** આગળ સ્વચરી મુનિવર કહે,
**નાગચંદ્રે** એ ભાંખી તેરમી ઢાળ જો. ભા૦ ૧૮

---

૧ ચિત્રા. ૨ પૂલ. ૩ શિકારી. ૪ શિકાર. ૫ હાથીનું.

## દોહરા:-

તીર ફેંક્યું ગજ ઉપરે, ત્યારે જનક કહે એમ;
આપણુ કુળ આચાર જે, સંભળાવું છું જેમ. ૧
નાયક હોય ટોળા તણો, પ્રજા ઉત્પન્ન કરનાર;
તેવા હાથીનો કદી, કરવો નહિ શિકાર. ૨
બચ્ચાં લઈ જતી હાથણી, તેમ ધાવણાં બાળ;
ક્રીડા કરતા જુગલને, મારવાં નહિ એ ભાળ. ૩
આ નિયમ જે તોડે છે, તેનો થાય છે નાશ;
માટે આટલી વસ્તુનું, ધ્યાન રાખજે ખાસ. ૪
મારૂં લગ્ન એ વનવિષે, રહેતો પારાધિ એક;
તેની રૂપવતી સુતા, સાથે થયું સુવિવેક. ૫
એનાથી મારો બધો, સુખી હતો સંસાર;
એહવે એક નિમિત્ત મળ્યું, તે નિસુણો અધિકાર. ૬

## ઢાળ ૧૪ મી

( વીણુ મ વાસો રે વિઠ્ઠલ વારૂં મુજને.—એ દેશી )

ધનુષ્ય બાણુ લઇને હું એકદા, ખોળવા નીકળ્યો હાથી;
બહુ બહુ રખડયો પણ એકે કરી, નજરે ન પડયો ક્યાંથી.
સજ્જન ! સુણજો રે, વીતી મુનિ વાતડલી;
સુણતાં લાગે રે, મીઠી જેવી સૂખડલી. ૧
આથી તેની શોધમાં હું જઇ, પહોંચ્યો ગંગા સરિતાએ;
ત્યાં એક હાથી ગંગા કિનારે, શોધી કાઢયો ત્વરાએ. સ૦ ૨
પાણી પીવા આવેલો જોઇ મેં, તીર ફેંક્યું ત્યાં બળથી;
પણ તે કાંઇક ઉંચું ગયું ને, કામ થયું નહિ કળથી. સ૦ ૩

પણ ઝાડ ઉપર ચક્રવાકનું, બેઠું હતું એક જોડું;
તેમાંથી ચક્રવાકના તનને, ચોંટી ગયું તીર ચોડું. સ૦ ૪
ઘાયલ થઈને ભૂમિયે પડિયો, ચક્રવાકી તવ ભાગી;
ભયંકર ચીસો પાડતી પાડતી, નભમાં ઉડવા લાગી. સ૦ ૫
પાસે આવીને મેં જોયું, ન રહ્યો દુઃખનો પારો;
અજાણતાં એ મારા નિયમનો, ભંગ થયો આ વારો. સ૦ ૬
પછી વનમાં જઇ લાકડાં લાવી, અગ્નિદાહ મેં દીધ;
હા હા કામ કર્યું મેં ભૂંડું !, કોઈ કાર્ય નવ સિદ્ધ. સ૦ ૭
થોડે દૂર ગયો હું જ્યારે, ચક્રવાકી પણ તેમાં;
ઝંપાપાત કર્યો પાછળથી, ભસ્મીભૂત થઇ એમાં. સ૦ ૮
આ જોતાં મારા મનડામાં, પશ્ચાત્તાપ થયો બીતે;
અરે ! જીવ ! કોઈ વખત નહિને, આજે થયું આ રીતે. સ૦ ૯
કુળ ધર્મનો લોપ કર્યો મેં, આ નિર્દોષ પંખીનાં;
જોડલાને વિખૂટું પાડયું, પ્રેમ રસે જે ભીનાં. સ૦ ૧૦
પશ્ચાત્તાપ એ કરતાં કરતાં, મારા પાપી જીવન પર;
તિરસ્કાર છૂટયો અતિ મુજને, અસર થઈ એમ દિલ પર. સ૦ ૧૧
એજ ચિત્તામાં મેં પણ પડતું, મૂકયું મુજ તનડાને;
મારી આ જીવન શુદ્ધિથી, પામ્યો ન નરક દુઃખડાંને. સ૦ ૧૨
કાશી દેશે વણારસી નગરીએ, ધનદત્ત શેઠને ગેહે;
પુત્રપણે હું જનમ્યો ત્યાં કને, પાળન કર્યું તેણે નેહે. સ૦ ૧૩
નામ રૂદ્રયશ પાડયું મારૂં, બધી કળાઓ શીખાવી;
પણ લઘુવયથી ઘૂતક્રીડાની, બૂરી ટેવ મુજ ભાવી. સ૦ ૧૪
ઘૂત એવો ભયંકર દુર્ગુણ છે, સદ્‌ગુણ મૂકે નસાડી;
મેં દુઃસંગતિથી ધીમે ધીમે, ચોરી કરવા માંડી. સ૦ ૧૫

ધન મેળવવા માંડયું લૂંટથી, માત્ પિતા ઘણું વારે;
સ્વચ્છંદે માનું નહિ કોઇનું, થાએ અજશ જગ સારે. સ૦ ૧૬
મારાં આવાં નીચ કુકૃત્યથી, મારાં માત પિતાને;
નીચું જોવા વખતજ આવ્યો, પણ હું સમજું ન સાને. સ૦ ૧૭
દુર્વ્યસનો છે દુર્ગતિ દાતા, દુર્વ્યસને દુઃખ ભાળે;
નાગચંદ્ર કહે વાત કરે મુનિ, ચઉદશમી એ ઢાળે. સ૦ ૧૮

દોહરા:-

એક વખત હું નીકળ્યો, ચોરી કરણ પર દ્વાર;
પણ લોકો જાણી ગયા, પકડવા થયા તૈયાર. ૧
એટલે હું ત્યાંથી તરત, જીવ બચાવવા કાજ;
પાસેના જંગલ વિષે, નાશી ગયો અસાજ. ૨
વિંધ્યાચળનું આ જંગલ, શિકારથી ભરપુર;
તેમાં લૂંટારાઓ પણ, વસતા ઘણાજ ક્રૂર. ૩
હું હવે આગળ ચાલતાં, વિષમો પંથ ઉલ્લંઘ;
એક ગુફાની આગળે, આવી પહોંચ્યો અસંગ. ૪
એ લૂંટારાની હતી, સિંહ ગુફા જસ નામ;
ત્યાં આયુદ્ધ ધારી જનો, પહેરો ભરે ધરી હામ. ૫
તેઓ ધાડાં પાડતાં, લૂંટે મોટા સાથ;
અતિ આનંદ કરતા હતા, મેળવીને એમ આથ. ૬
શ્રમણ માહણ ત્રિય બાળને, ઘરડાં માંદાં જેહ;
બને ત્યાં સુધી તેહને, સતાવતા નહિ એહ. ૭
હું પણ એહજ ટોળીમાં, ભળી ગયો સુખ દેખ;
લુંટારો બનીયો તિહાં, ન ટળે વિધિના લેખ. ૮

## ઢાળ ૧૫ મી.

[ તુજ સાથે નહિ બોલું ઋષભજી.—એ દેશી. ]

અમ નાયક ભાલો બહુ સારી, રીતે ચલાવી જાણેજી;
તેથી ભલ્લપ્રિય નામે ઓળખાતો, સહુ તસ આણુ પ્રમાણેજી.
પદ્મદેવ નિસુણે મુનિ વાણી, હિત આણી ચિત્ત ઠાણીજી. ૧
ખાસ કરીને તે ધનવાનને, સતાવતો બહુ વિધોજી;
એની સરદારી નીચે ઘણો, ભાગ ધીંગાણામાં લીધોજી. ૫૦ ૨
આથી આ મંડળીમાં મારો, યશ વાધ્યો બહુ સારોજી,
સાચો અમારા નાયકનો હું, અંગ રક્ષક બન્યો પ્યારોજી. ૫૦ ૩
એક વખત અમારી ટુકડી, લૂંટ કરવા ગઈ ચાવીજી;
ત્યાંથી એક જુવાન જોડાને, પલ્લીમાં લઈ આવીજી. ૫૦ ૪
એમનું સૌંદર્ય જોઈને સહુ, પ્રાર્થી કાળી માતાજી;
સરદાર પણ એમને જોઈ, અંતરમાં ઉમાતા[1]જી; ૫૦ ૫
કાળી માતાને ભોગ આપવા, નિર્ણય કર્યો તેણે મનમાંજી;
મને એકાંતમાં બોલાવી કહ્યું, આનંદ આણી તનમાંજી. ૫૦ ૬
આ નવમીએ[2] આ જોડાને[3], કાળી મા ને ભોગજી;
દેવાનું છે માટે બરાબર, રાખજે નજર અમોઘજી. ૫૦ ૭
હું એ જોડાને એક ઘરમાં, લેઇ ગયો અવિરાધ્યોજી;
એક થાંભલા સાથે પુરૂષને, કસ કસાવી મેં બાંધ્યોજી. ૫૦ ૮
આ જોઈને તેની તરૂણી, દુઃખ અતિ કરવા લાગીજી;
છાતી ફાટ તે રોવા લાગી, ક્ષણ નવી થાયે અળગીજી. ૫૦ ૯
આથી બીજી કેદી સ્ત્રીઓ, ટોળે મળીને આવીજી;
ક્યાંથી આવ્યા કેમ પકડાયાં ?, પૂછે દયા દિલ લાવીજી. ૫૦ ૧૦

---

૧ ઉત્કંઠાવાળો થયો. ૨ નોમની તિથિએ. ૩ સ્ત્રી પુરૂષને.

તે સ્ત્રી આંસુ ભરી આંખોએ, વીતક[1] કહે વિવક્ષી[2]જી;
ગત ભવમાં અમે ગંગા કિનારે, ચક્રવાક હતા પક્ષીજી. ૫૦ ૧૧
સમય પસાર આનંદથી કરતાં, એક-દા એક શિકારીજી;
આવીને તાકયું હાથી પર, ધનુષ્ય બાણુ કર ધારીજી ૫૦ ૧૨
પણ તે મારા પતિને વાગ્યું, સદ્ય[3] મરણુ તે પામ્યાજી;
હું પણ તેમની પાછળ બળી મુઇ, પ્રાણુ પ્રેમથી વામ્યાંજી.૫૦ ૧૩
કૌશાંબીના શેઠ તણે ઘર, પુત્ર થયો ગુણુ ધારીજી;
નગર શેઠની પુત્રી રૂપે, હું જન્મી સુખકારીજી. ૫૦ ૧૪
ઓળખી કાઢયા એક બીજાને, ચિત્ર મદદથી જ્યારેજી;
માંગુ મારૂં કરાવ્યું પણ પિતુ, કર્યો ઈનકાર[4] જ ત્યારેજી. ૫૦ ૧૫
એથી એક દાસીને મેં તવ, તેમની પાસે મેલીજી;
સમાચાર સુંદર તેણે આણ્યા, પ્રિય પ્રેમે થઇ ઘેલીજી. ૫૦ ૧૬
અંધારી રાત્રે દાસી સહ, પહોંચી પ્રિય સકાશે[5]જી;
પછી અમારાં માત પિતાની, ભ્રાંતે ભાગ્યાં અવિમાસેજી. ૫૦ ૧૭
મછવામાં બેસીને ચાલ્યા, ગંગા નદી કિનારેજી;
આ લૂંટારાઓને હાથે, પડયું પકડાવું અમારેજી. ૫૦ ૧૮
કેદી-કામિનીઓને સુણાવે, લૂંટારો પણ નિસુણેજી;
ઢાળ પન્નરમી એ થઈ પૂરણુ, નાગચંદ્રજી પભણેજી. ૫૦ ૧૯

### દોહરા

ખૂબ રોઇ રોઈ તેણીએ, સંભળાવ્યું આ બ્યાન;
હું તો એ ચરી સાંભળી, થઈ ગયો બેભાન. ૧

---

૧ વીતેલી બિના. ૨ વિસ્તારીને. ૩ તરત. ૪ નકાર. (એ વાત માની નહિ.). ૫ પાસે.

મારા પૂરવ ભવ તણી, સાંભળી આવી આ વાત;
હું બધી વસ્તુ સમજી શકયો, સરળ ચિત્ત મુજ થાત. ૨
તેથી મારા હૃદયમાં, દયા અતિ ઉભરાત;
પલટો થયો વિચારનો, મનમાં થયો આઘાત. ૩
નિર્દય રીતે જેહને, માર્યાં હતા એક વાર;
જીવિત દાન હવે તેમને, આપવું મારે આવાર. ૪
બદલો વાળવો તેહનો, નિશ્ચય કર્યો મનમાંય;
છોડી નાંખ્યાં બંધનો, તેહ પુરૂષનાં ત્યાંય. ૫
પાછલી રાતે તેહને, ગુપ્ત માર્ગથી લેય;
મૂકયા જંગલ બાહિરે, ગયા હશે સ્વ ગેય. ૬
હવે હું મારી ટોળીનો, થઇ ચૂકયો અપરાધી;
પાછો હું ત્યાં નવ ગયો, આણી ચિત્ત સમાધી. ૭
ચાલ્યો ઉત્તર દિશ ભણી, તજીને ભોગ વિલાસ;
તેથી મેં ધારણ કર્યો, તરવા વર સન્યાસ. ૮

## ઢાળ ૧૬ મી.

[ નદી યમુના કે તીર, ઉડે દોય પંખીયા—એ દેશી. ]

એકદા ફરતાં ફરતાં હું મન ભાવીયો,
પૂરિમતાલ અતિ સુંદર નગરે આવીયો;
પુર બાહિર વનમાંય એક વડ હેઠળે,
ભાગ્યોદયથી એક મુનિ મુજને મળે. ૧
પદકજ[1] પ્રણમી હાથ જોડીને બોલીયો,
હું આ સંસારનો પાર પામવા આવીયો;
આપનો શિષ્ય થવા ઇચ્છું છું ઉલ્લટે,
તો કૃપા કરીને શિષ્ય બનાવો દુઃખ મટે. ૨

---

૧ ચરણ કમળ—પગ.

મુનિ કહે સાધુ ધર્મ એ અશરણ શરણુ છે,
પણ એ દુષ્કર પાળવું ચરણ[1] ને કરણ[2] છે;
માટે વિચાર કરો તમે મનડા ભિતરે,
જેમ અરોચક[3] ભાવ ન આવે અંતરે. ૩

તદપિ[4] મેં આગ્રહ કરીને તેમને વીનવ્યું,
જ્ઞાન-ગર્ભ વૈરાગ્ય અંતરમાં ઉદ્ભવ્યું[5];
એટલે તેમણે દીક્ષા આપી ભાવથી,
ગુરૂ-કુળ-વાસે વિચરૂં રહી અપ્રમાદથી. ૪

ધીમે ધીમે હું સાધુ જીવનના નિયમો બધા,
પાળતાં નિર્મળ ચિત્તથી શીખ્યો રાખી શ્રદ્ધા;
જે વીતરાગ પ્રણીત[6] સિદ્ધાંતો તે અભ્યસ્યા[7],
નિગૂઢ[8] તત્ત્વોને સૂક્ષ્મ બુદ્ધિથી મેં ગ્રહ્યાં. ૫

કર્મ નિર્જરા કારણ વિવિધ તપો કર્યાં,
અધર્મી અબુદ્ધ જનોને બોધથી ઉદ્ધર્યાં;
બાર વરસ એમ રહેતાં ગુરૂ સન્નિધાનમાં[9],
જગતના સ્વરૂપનું જ્ઞાન થયું સુધ્યાનમાં. ૬

એકલ વિહારી ગુરૂ આજ્ઞાથી થયો થકો,
વિચરૂં નિરંતર આત્મ કલ્યાણ કરતો થકો;

---

૧-૨ ચરણ સિંતેરી અને કરણ સિંતેરી રૂપ સંયમ. ૩ અરૂચિ. ૪ તો પણ. ૫ ઉત્પન્ન થયું. ૬ રચેલા. ૭ ભણ્યો. ૮ ઉંડાં રહસ્યો. ૯ સમીપમાં.

ધર્મ તણો ઉપદેશ લોકોને દેતો થકો,
ભૂ-મંડળમાં ગામ નગર ફરતો થકો. ૭
ગત દિવસેજ હું આંહીં આવીને રહ્યો,
ઈત્થંભૂત[1] વૃત્તાંત[2] એ મેં તુમને કહ્યો;
તરંગવતી પદ્મદેવે વાત આ સાંભળી,
અનુભવેલું દુઃખ તે તાજું થયું વળી. ૮

તેઓ વિસ્મય પામી વિચારમાંહે પડ્યાં,
આપણને આ વિષથી અમૃત સમ નીવડ્યા;
એ નરે આજે પોતાની જાતની ઉપરે,
વિજય મેળવ્યો જ્ઞાનથી જોતાં સુપરે. ૯

આપણે તો હજી તેમ કરી શકયા નથી,
એહ વિનશ્વર સુખને રોજ રહ્યા મથી;
હવે ક્ષણભંગુર ભોગ વિલાસ થકી સર્યું,
વિરક્ત થઈને સંજમ લેવા મન કર્યું. ૧૦

તેઓએ મુનિને શિર ઝુકાવીને કહ્યું,
ચક્રવાકનું જોડલું મનુજ રૂપે થયું;
ભૂતકાળમાં તુમ હાથેથી ઉગર્યું,
તે અમે પોતેજ છૈયે કહીએ સાચું નર્યું. ૧૧

દુઃખમાંથી જેમ અમને ઉગાર્યાં તમે તિહાં,
ઉદ્ધરો ત્રિતાપથી[3] ભૂત[4] સંસાર થકી ઈહાં;

---

૧ આ પ્રમાણે ભૂતકાળની. ૨ હકિકત. ૩ જન્મ, જરા ને મરણથી અથવા આધિ વ્યાધિ ને ઉપાધિથી. ૪ ભરેલો.

અમને સાધુ જીવનની પવિત્ર એ સુખકરી,
ભાગ્યવતી વર દીક્ષા આપો હિતધરી. ૧૨

મુનિ કહે આત્મિક બળથી કશું અશકય નથી,
વીતરાગ એમ પ્રવચનમાંહે[1] કહે કથી;
ઇંદ્રિયો કામ કરે છે તમારી જ્યાં લગે,
ત્યાં લગે ત્યાગ ને તપનું આરાધન કરો જગે. ૧૩

તુમ આત્માને અજવાળો ટાળો મોહને,
પરમ મહોદય સાધો કાઢો સવિ દોષને;
એહવો સદ્બોધ સદ્ભાવે મુનિરાજનો,
નિસુણી દંપતી ધન્ય ગણે દિન આજનો. ૧૪

તેજ ક્ષણે પદ્મદેવ ને તરંગવતી સતી,
ચારિત્ર લેવા તત્પર થાય તે શુભમતી;
યૌવન વયમાં સુખ છોડ્યાં તેણે સવી,
ઢાળ સોળમી નાગચંદ્ર કહે સુણો ભવી !. ૧૫

દોહરા:—

ત્યાંજ ઉતારી નાંખીયાં, દંપતીએ શણગાર;
દાસી દાસને સોંપીને, કહે એમ પદ્મકુમાર. ૧

આ ઘરેણાં અમ પિતરને,[2] સોંપી કહેજો એમ;
જન્મ મરણથી કંટાળીને, ઉપજ્યો સંયમે પ્રેમ. ૨

પવિત્રતાને પંથડે, ચઢીયા છે તે દોય;
તેહ સુણી પરિજન તમે, ખેદ ન કરશો કોય. ૩

---

૧ શાસ્ત્રો માંહે. ૨ માતા પિતાને.

અમે જે કાંઈ આપના, અપરાધો કર્યા હોય;
ક્ષમા આપજો તેહની, રોષ ન રાખશો કોય. ૪
આ સાંભળી રોઈ પડ્યાં, સઘળાં દાસી દાસ;
ગદ ગદ કંઠે એમ કહે, કરીને [1]વદન ઉદાસ. ૫
અમ જીવનનાં તો તમે, છો મોટા આધાર;
ચાલ્યા જાઓ છો શ્યા ભણી ?, અમને કરી નિરાધાર. ૬
લો ! કૃપાળુ ! કૃપા કરી, ચાલો [2]સત્ત્વર ગેહ;
વિણુ અપરાધે સાહેબા !, ન તજો અમપર નેહ. ૭
કુટુંબ મોહ પ્રવાહમાં, હવે તેમનું મન;
ખેંચાઈ જાય તેહવું, ન હતું અહો ધન્ય ધન્ન !. ૮
મુનિવર સામે મુખ કરી, પોતાને હાથેજ;
ચૂંટી કાઢ્યા વાળને, વીરતા આણી ખરેજ. ૯
મુનિરાજે હવે તેમને, જીવન ભરનું શુદ્ધ;
સામાયિક વ્રત આપીયું, લીધું થઈને પ્રબુદ્ધ. ૧૦

## ઢાળ ૧૭ મી.

[ આદર જીવ ક્ષમા ગુણ આદર—એ દેશી. ]

સાધુ જીવનની દીક્ષા લીધી, રૂદ્રયશા મુનિ પાસેજી;
ગુણ સુંદરી ગુરૂણીની સંગે, તરંગવતી સુવિલાસેજી.
સાંભળો ચરિત્ર એવા ગુણીજનનાં, [3]પુણ્ય-શ્લોક એ ગણાયજી;
[4]આદર્શ જનની [5]ભારતી સુણતાં, સમકિત નિર્મળ થાયજી. સાં૦ ૧

---

૧ મોઢું અગર ચ્હેરો. ૨ જલ્દી. ૩ પ્રશંસવા લાયક. ૪ નમુના રૂપ ઉત્તમ પુરૂષની. ૫ વાણી.

જ્યારે તેમનાં માત પિતાએ, વાત એ સઘળી જાણીજી;
ત્યારે તેમનાં સગાં સ્નેહી પણ, આવી પહોંચ્યા તે ઠાણીજી. સાં૦ ૨
પદ્મદેવનાં માત પિતા તો, મ્હોટે સાદે રડંતજી;
માતા અસાતા પામી બહુલી, સબળો મોહ ધરંતજી. સાં૦ ૩
ઋષભસેન શ્રેષ્ઠી [1]રામા સહ, આવે તેની [2]પાખેજી;
ધાર્મિક–વૃત્તિવાળા હોઈને, કાંઇક સંયમ રાખેજી. સાં૦ ૪
સઘળાં મળીને કહેવા લાગ્યાં, રાગ વશે હિત આણીજી;
તમે તમારી નાની ઉમરમાં, શું કર્યું આ પહિચાણીજી ?. સાં૦ ૫
પણ દૃઢ મનવાળાં તે બન્ને, વળતો ઉત્તર આલેજી;
સહુ જન શાંત ચિત્તથી નિસુણે, કહે મુનિવર ઉજમાળેજી. સાં૦ ૬
હવે સંસારિક સુખ ભોગોથી, મન ઉઠયું છે અમારૂંજી;
પ્રભુ મહાવીરે બતાવેલા શુદ્ધ, જીવનના [3]રાહે વારૂજી. સાં૦ ૭
ચાલી અમારા આત્માનું [4]વર, ઇચ્છીએ કરવા કલ્યાણજી;
આપ સહુનું કલ્યાણ થાઓ !, એમ વદે મુનિ વાણજી. સાં૦ ૮
દૃઢ ભાવો સંયમમાં જાણી, પામે સઘળાં સંતોષજી;
વ્રત નિયમ તિહાં કેઈ જન લેતાં, કરવા સંવર પોષજી. સાં૦ ૯
વીતરાગ શાસનનાં રાગી, કેઇ થયાં નરનારીજી;
વંદન કરીને ગેહે આવે, કરતા પ્રશંસા સારીજી. સાં૦ ૧૦
રૂદ્રયશા ગુરૂ [5]નૂતન મુનિ સહ, મહી મંડળમાં વિચરેજી;
પઠન પાઠ શાસ્ત્રોના કરતા, વિનય કરીને સુપરેજી. સાં૦ ૧૧
કર્મ નિર્જરા કરવા કારણ, તપ વિવિધ તે કરતાજી,
નિર્મળ ભાવે સંયમ પાળે, સુકૃતથી આત્મા ભરતાજી. સાં૦ ૧૨

૧ સ્ત્રી. ૨ પાસે. ૩ માર્ગે. ૪ શ્રેષ્ઠ. ૫ નવ દીક્ષિત.

જ્ઞાન બળે બહુ જન પ્રતિબોધે, ધર્મભાવ પ્રગટાવેજી;
ભક્તિ જ્ઞાન ને ક્રિયા યોગનાં, તત્ત્વ ઉંચાં સમજાવેજી. સાં૦ ૧૩
શ્રી પદ્મદેવ મુનિવર કેરી, દેશના ગંગા સરખીજી;
તાસ સુસંગે પવિત્ર થયા ભવિ, ધર્મ મારગ શુદ્ધ પરખીજી. સાં૦ ૧૪
હવે આયુષનો અંત જાણીને, રૂદ્રયશા મુનિરાયોજી;
પાદોપગમન[૧] આદરે અણુસણ, પરમ વૈરાગ્યે સોહાયોજી. સાં૦ ૧૫
આઠ દિવસ અણુસણ આરાધી, ઘાતી કર્મ ખપાયાજી;
નિર્મળ કેવળજ્ઞાન ગુણે કરી, લોકાલોક જણાયાજી. સાં૦ ૧૬
શૈલેશી[૨]–કરણે કરી સત્ત્વર, શેષ કર્મ કરી નાશોજી;
અજર[૩] અમર સુખ અરૂપ શાશ્વતા, પામ્યા શિવ આવાસોજી. સાં૦ ૧૭
આસન[૪] દેવતા આવી કરે તિહાં, મહોત્સવ અધિક તે ટાણોજી;
વિવિધ વાદ્ય સંગીત ગીત શું, કરે મહિમા નિર્વાણોજી. સાં૦ ૧૮
એ દુંદુભિ રવ[૫] શ્રવણે નિસુણી, પદ્મદેવ મુણીંદોજી;
અપ્રતિપાતિ[૬] વૈરાગ્ય થકી લહે, શુકલ ધ્યાન અમંદોજી. સાં૦ ૧૯
ઉત્તમ ક્ષપક શ્રેણિ માંડી કરી, વેદ કષાયનો નાશોજી;
મોહ જનિત[૭] ત્રણ કર્મ હતાં જે, ક્ષય કરતાં શુભ વાસોજી. સાં૦ ૨૦

---

૧ તૂટી પડેલા ઝાડની પેઠે સર્વ જાતનો મોહ છોડી શરીરને નિશ્ચળ બનાવવું–વોસરાવવું તે. ૨ શૈલ–પર્વતની પેઠે મન, વચન ને કાયાને રૂંધી આત્મ સ્વરૂપમાં સદાને માટે સ્થિર થવાની શરૂઆત. ૩ જરા રહિત. ૪ નજીકમાં રહેનારા. ૫ શબ્દ. ૬ પાછું ન જાય તે. ૭ ઉત્પન્ન થયેલ.

શ્રી પદ્મદેવ મુનિવર પામ્યા, નિર્મળ કેવળનાણુજી;
સત્તરમી એ ઢાળ પૂરણ થઈ, નાગચંદ્રની વાણુજી. સાં૦ ૨૧

દોહરાઃ-

ષટ્ દ્રવ્ય ગુણ પર્યાયને, ધ્રુવ[1] વ્યય[2] ને ઉત્પાદ[3];
એક સમયમાં જાણતા, ચિદ્[4] અમૃત આસ્વાદ. ૧
મુનિ જ્ઞાને આકર્ષિયા, સુર ભૂર[5] ત્યાં આય;
મહોત્સવ કેવળજ્ઞાનનો, કરતા સહ સમુદાય. ૨
રાજ ઋષિવર કેવળી, પદ્મદેવ વિખ્યાત;
વિચરંતા વસુધા તળે, નિર્મળ જસ અવદાત[6]. ૩
જેહની સરિતા[7] દેશના, તેમાં જે ભવી મીન[8];
ઉત્તમ જન મંજન કરે, પામે રતિ અતિ પીન[9]. ૪
સ્વલ્પાયુષ જાણી હવે, વિપુલાચળ પર આય;
નિરવદ્ય સ્થળે અણુસણ કરે, પાદોપગમન તે ઠાય. ૫
ષટ્ દિન અણુસણ પાળીયું, યોગ નિરૂંધ કરંત;
શૈલેશી કરણે કરી, શેષ કર્મ કરે અંત. ૬
સમ શ્રેણી એક સમયમાં, લોકાગ્રે કર્યો વાસ;
સિદ્ધ બુદ્ધ સમૃદ્ધ થયા, અજર અમર અવિનાશ. ૭
હવે ભવિજન ! તમે સાંભળો, આળસ નિંદ તજી દેહ;
તરંગવતી સાધ્વી તણી, શેષ કથા રહી જેહ; ૮

---

૧ નિશ્ચળ. ૨ નાશ થનાર. ૩ ઉત્પન્ન થનાર. ૪ ચૈતન્ય, આત્મસ્વરૂપ કે જ્ઞાન. ૫ ઘણા. ૬ દૃષ્ટાંત–દાખલો. ૭ નદી પ્રવાહ સરખી. ૮ માછલું. ૯ આનંદથી પુષ્ટ થયેલ.

## ઢાળ ૧૮ મી.

[ મતી કોઇ રમજો હો સજ્જન, જુવટે.—એ દેશી ]

હવે શ્રી તરંગવતીજી મહાસતી, વિચરે ગુરૂણી સંગ; સુજ્ઞાની;
પ્રશિષ્યા[1] ચંદનબાળા તણા, ચઢતે સંજમ રંગ. સુજ્ઞાની.
ધન ધન તરંગવતીજી મહાસતી!, વિનય તણા ભંડાર; સુજ્ઞાની;
શીખ્યા સામાચારી[2] શુદ્ધ મને, ગુરૂણી કને વિધિ સાર. સુજ્ઞાની. ૪૦૧
જેમ શીખ્યા તેમ પોતે આચરી, કરતા શ્રુત અભ્યાસ; સુજ્ઞાની;
અનુક્રમે સ્વલ્પ કાળમાં તે થયા, આગમધર પ્રખ્યાત. સુજ્ઞાની. ૪૦૨
પંચ મહાવ્રત પંચ સમિતિ સદા, ત્રણ ગુપ્તિ ધરનાર; સુજ્ઞાની;
નિઃસંગી અપ્રમાદી અકિંચની, મનને વશ કરનાર. સુજ્ઞાની. ૪૦૩
સાધ્વી ગુણથી સુંદર શોભતા, નિર્મમ ને નિઃકષાય; સુજ્ઞાની;
કર્મ પ્રજાળવા તીવ્ર તપો કરે, નિર્મદ ને નિર્માય. સુજ્ઞાની. ૪૦૪
ગામ નગર પુર પાટણ વસ્તીમાં, સ્થાનક લેવે પ્રમાણ[3]; સુજ્ઞાની;
વિચરી બહુ નરનારી તારતા, કેઇક જાણ અજાણ. સુજ્ઞાની. ૪૦૫
સદોષી અપરાધી જે હતા, તેને આલોચના દીધ; સુજ્ઞાની;
દ્રવ્ય અને ભાવે ભવિ પ્રાણીને, નિરઅપરાધી કીધ. સુજ્ઞાની. ૪૦૬
ગામેગામ ફરી પ્રભુ વીરનો, અહિંસા ધર્મ સંદેશ; સુજ્ઞાની;
સંભળાવે સહુને પ્રવચન[4] કરી, વારી મન અંદેશ. સુજ્ઞાની. ૪૦૭
સંયમ તપમાં મસ્ત બની સદા, કરતા જ્ઞાન પ્રકાશ; સુજ્ઞાની;
નિજ આતમ તેણે અજવાળીયો, કઠિન કર્મ કર્યાં નાશ. સુજ્ઞાની. ૪૦૮
અનુક્રમે શુભ ધ્યાને તે પામીયા, નિર્મળ કેવળ જ્ઞાન; સુજ્ઞાની;
પ્રછન્ન[5] પ્રગટ જગ ભાવ સહુ લહે, સર્વ જ્ઞાનમાં પ્રધાન. સુજ્ઞાની. ૪૦૯

---

૧ શિષ્યાની શિષ્યા. ૨ સાધુના આચાર વિચાર—નિયમો. ૩ સાધુને યોગ્ય—નિર્દોષ—નિર્જીવ—યાચીને લીધેલું. ૪ ઉપદેશ આપીને. ૫ છાના રહેલા.

વિશ્વપૂજ્ય[1] હવે સાધ્વી વિચરતા, આવ્યા કૌશાંબીમાંય; સુજ્ઞાની;
આજ્ઞા લઇ પ્રાશુક[2] વસહી રહ્યા, સાધ્વીને સમુદાય. સુજ્ઞાની.ધ૦૧૦
નગર લોક પરિજન સહુ આવીયા, દેખી કરે પ્રણામ; સુજ્ઞાની;
પંચાભિગમ સાચવી શુભ પરે, વિધિપૂર્વક અભિરામ. સુજ્ઞાની.ધ૦૧૧
ત્રણ પ્રદક્ષિણા આપી વિનયથી, સ્તવના કરે ઉદાર; સુજ્ઞાની;
વંદના કરી સહુ ઉચિત સ્થાનકે, બેઠાં નર ને નાર. સુજ્ઞાની.ધ૦૧૨
ભવિજનના ઉપકારને કારણે, દેશના આપે તાસ; સુજ્ઞાની;
શ્રાદ્ધધર્મ[3]ને પહેલો પ્રરૂપીઓ, દ્વાદશ વ્રત સુવિલાસ. સુજ્ઞાની.ધ૦૧૩
વિશ્વધર્મ મુનિનો પણ ઉપદીશે, સમકિત યુગલ[4]નું મૂળ; સુજ્ઞાની;
નિસુણી કેઇક ભવિજન આદરે, સમકિત મન અનુકૂળ. સુજ્ઞાની.ધ૦૧૪
કેઇક દેશવ્રતિપણું સંગ્રહે, કેઇક મુનિવર ધર્મ; સુજ્ઞાની;
કેઈક નૂતન[5] અભિગ્રહ આદરે, તો કેઈ પ્રકૃતે નર્મ. સુજ્ઞાની.ધ૦૧૫
એમ અનેક ભાતે ભવિ જીવને, વિવિધ કરી ઉપકાર; સુજ્ઞાની;
શ્રીમતી સાધ્વી તરંગવતી હવે, કરે તિહાંથી વિહાર. સુજ્ઞાની.ધ૦૧૬
અંત સમય સમજી હવે સમીપને, આવે ચંપા મુઝાર; સુજ્ઞાની;
નિરવદ્ય વસહી[6] યાચીને કરે, ભત્ત પચ્ચક્ખાણ ઉદાર. સુજ્ઞાની.ધ૦૧૭
દ્વાદશ[7]દિવસનું અણુસણુ પાળીયું, અઘાતી[8] કર્મ કરે અંત; સુજ્ઞાની;
આત્મતત્ત્વ જેણે નિપજાવ્યું, કરણ શૈલેશી કરંત. સુજ્ઞાની.ધ૦૧૮

---

૧ જગતમાં. ૨ નિર્દોષ. ૩ શ્રાવકનો. ધર્મ. ૪ શ્રાવક ધર્મ અને સાધુ-ધર્મ બન્નેનું. ૫ નવા નવા. ૬ જગ્યા. ૭ બાર. ૮ આત્મગુણો-જ્ઞાનાદિકને ઘાત-નાશ નહિ કરનારાં.

ત્રીજે[1] ભાગ સંકેલીને કરે, અગુરૂ લઘુ અવગાહ; સુજ્ઞાની;
મહાનંદ પરમપદ પામીયા, સુખ જ્યાં અવ્યાબાહ[2]. સુજ્ઞાની.ધ૦૧૯
ફરી નવ આવવું પડે ભવકૂપમાં, જિહાં એક ત્યાં અનંત; સુજ્ઞાની;
ક્ષેત્ર–પ્રદેશ[3] ફરસીને રહ્યા, અસંખ્ય–ગુણ ભગવંત. સુજ્ઞાની.ધ૦૨૦
સંકડામણ તો તેમને નવી હોવે, અનંત ચતુષ્ટયવંત; સુજ્ઞાની;
જ્ઞાન દર્શન સુખ વળી જે વીર્યનાં, ભોગી તેહ મહંત. સુજ્ઞાની.ધ૦૨૧
પરમ જ્યોતિ પરમાત્મ તણાં સુખો, પરમ બ્રહ્મસ્વરૂપ; સુજ્ઞાની;
જાણે છતાં ન કથી શકે મુખથકી, કેવળજ્ઞાની અનુપ. સુજ્ઞાની.ધ૦૨૨
એહવા[4] સુખના અભિલાષી બનો, નિસુણી એ અવદાત; સુજ્ઞાની;
તત્ત્વરસિક તે તત્ત્વો શુદ્ધ ગ્રહે, ત્યાગી બીજી વાત. સુજ્ઞાની.ધ૦૨૩
તરંગવતી સતીની એ શુભ કથા, ગુણગણ મહિમા વિશાળ; સુ૦
ભણે ગુણે ભવિજન જે સાંભળે, તસ ઘર મંગળમાળ. સુજ્ઞાની.ધ૦૨૪

## ઉપસંહારઃ–

જગમાં આદર્શ[5] તરીકે પંકાયા, સર્વસ્વનો કરી ત્યાગ; સુજ્ઞાની;
આત્મિકહિત અથવા પરહિત ભણી, સેવ્યા પ્રયત્નો અથાગ. સુ૦ધ૦૨૫
એ જોતાં આ ભારતવર્ષનાં, ઈતિહાસોનો એજ; સુજ્ઞાની;
મેરૂ દંડ હતો એમ સમજવો, સાધ્વી સંઘમાં ખરેજ. સુજ્ઞાની.ધ૦૨૬
ઉત્થાન[6] પતન[7] ને ક્રાંતિ[8]ની વચ્ચે, હેમગિરિ[9] શિખરની જેમ; સુ૦
અચળ અટળ રહી જેમણે પાળીયા, શિષ્ટ[10] ધર્મના નેમ. સુજ્ઞાની.ધ૦૨૭

---

૧ સિદ્ધ થનારના આત્મ પ્રદેશોની અવગાહના–ઉંચાઇ મુળ ઉંચાઇથી ત્રીજે ભાગે હોય છે. ૨ પીડા બાધા રહિત. ૩ આકાશના (અસંખ્ય) પ્રદેશો. ૪–૫ દષ્ટાંત–દાખલા રૂપે. ૬ ઉન્નતિ. ૭ પડતી. ૮ નવીન સુધારાનો જમાનો. ૯ મેરૂ પર્વત. ૧૦ શ્રેષ્ઠ શુદ્ધ.

વિશ્વ—વંદ્ય એવા જીવો તણાં, વિનય અને બહુમાન; સુજ્ઞાની;
ભક્તિભર પરિચય કરતાં થકાં, પમાય ગુણનું સ્થાન. સુજ્ઞાની.ધ૦૨૮
સુખ દુઃખનો અનુભવ પૂરણ લહી, સાર્યાં આતમ કાજ; સુજ્ઞાની;
તેમ લો! ભવ્યો ! આતમ તારજો, રાખી અંતર દાઝ. સુજ્ઞાની. ધ૦૨૯
એહ કથા સંક્ષેપે વર્ણવી, ચરિત્રે છે વિસ્તાર; સુજ્ઞાની;
નિસુણી વર્ત્તનમાં મૂકયા થકી, થાયે જય જયકાર. સુજ્ઞાની. ધ૦૩૦

પ્રશસ્તિ:-

જૈન શ્વેતાંબર સાધુસમાજમાં, ગુણરાગી ગુણવંત; સુજ્ઞાની;
સૂરીશ્વર[1] સોભાગી શોભતા, દેવજી સ્વામી મહંત. સુજ્ઞાની. ધ૦૩૧
રંગજી સ્વામી થયા તસ પટધરૂ, વડભાગી પુણ્યવંત; સુજ્ઞાની;
તેમના શિષ્ય પાનેંદુ સ્વામીજી, ઉત્તમ કિરિયાવંત. સુજ્ઞાની. ધ૦૩૨
પ્રજ્ઞાવારિધિ[2] શિષ્ય સુતેહના, કર્મસિંહજી સ્વામી; સુજ્ઞાની;
પૂજ્ય—પાદ આચારજ ગુણનિધિ, જગમાં પ્રતિષ્ઠા પામી.સુજ્ઞાની.ધ૦૩૩
તાસ પદ[3] પંકજ[4] સેવક અલિ[5] સમો,નાગચંદ્ર જસ નામ. સુજ્ઞાની;
તસ કૃપાથી એ રચના કરી, રાસ તણી અભિરામ. સુજ્ઞાની. ધ૦ ૩૪
તપમાં શૂરા મુનિ કલ્યાણજી, કર્યા છત્રીસ ઉપવાસ; સુજ્ઞાની;
શ્રી સંઘે તપનો મહો—ત્સવ કર્યો, આણી મન ઉલ્લાસ. સુજ્ઞાની. ધ૦૩૫
ઓગણીસેં સત્તાણું સાલમાં, ભુજપુર રહીને ચોમાસ; સુજ્ઞાની;
વિજયાદશમી ને ગુરૂવારનો, કીધો એહ અભ્યાસ. સુજ્ઞાની. ધ૦૩૬
વાંચશે સુણશે જે ભવિ પ્રાણીયા, લહેશે લચ્છી વિશાળ; સુજ્ઞાની;
અનુક્રમે શાશ્વત સુખડાં પામશે, વરશે મંગળમાળ. સુજ્ઞાની. ધ૦૩૭

---

ઇતિ શ્રીમહાચાર્ય—શ્રી—કર્મસિંહજિત્સ્વામિ—પાદામ્બુજ—મધુકર—
મુનિ—નાગચંદ્રેણ વિરચિતો વિચિત્ર—કર્મ—ઘટના—સ્વરૂપ—
દર્શક—શ્રીમતી તરંગવતી—સતી—રાસોઽયં સમાપ્તઃ ॥

---

૧ આચાર્ય. ૨ બુદ્ધિના દરિયા. ૩ પગ. ૪ કમળ. ૫ ભમરો.

## સ્વર્ગસ્થ આચાર્ય શ્રી કર્મસિંહજી સ્વામી સ્મારક ગ્રંથમાળાના મણકાઓની યાદી.

૧ સામાયિક સૂત્ર મૂળ અર્થ અને વિવેચન સહ.
૨ જૈન સમાચાર ગદ્યાવલી ખંડ ૫-૬
૩ સદર ખંડ ૭-૮
૪ સુમન સંચય.
૫ ગુરૂસ્તવના અને સદ્બોધ.
૬ સામાયિક પ્રતિક્રમણ મૂળ.
૭ તપસ્વી તલકશી સ્વામીનું જીવન વૃત્તાંત.
૮ પ્રતિક્રમણ સ્પષ્ટીકરણ.
૯ શ્રી જૈન સજ્ઝાય સંગ્રહ ભાગ ૧ લો.
૧૦ સદર ભાગ ૨ જો.
૧૧ સદર ભાગ ૩ જો.
૧૨ સામાયિક પ્રતિક્રમણ સાર્થ.
૧૩ ગુરૂસ્તવના અને શ્રાવિકા કર્ત્તવ્ય.
૧૪ શ્રાવકા સુબોધમાળા ભાગ ૧ લો.
૧૫ સજ્ઝાય સંગ્રહ ભાગ ૪ થો.
૧૬ ગુરૂ સ્તવના.
૧૭ શ્રી દાનવીર ધર્મપાળનો રાસ.
૧૮ શ્રાવિકા સુબોધમાળા ભાગ ૨ જો.
૧૯ ચંપકમાળા ચરિત્ર સંસ્કૃત.
૨૦ ચંપકમાળાનો રાસ.
૨૧ અનાથી મુનિ ચરિત્ર. સંસ્કૃત.
૨૨ હરિકેશી મુનિ ચરિત્ર. સંસ્કૃત.
૨૩ ગહુંલી સંગ્રહ ભાગ ૧ લો.
૨૪ સનત્કુમારનો રાસ.

૨૫ ગહુંલી સંગ્રહ ભાગ ૨ જો.
૨૬ શ્રાવક વ્રત દર્પણ.
૨૭ ભુવન સુંદરીનો રાસ.
૨૮ તિલોક સુંદરીનો રાસ.
૨૯ પુરંદર કુમારનો રાસ.
૩૦ સુમિત્ર નૃપનો રાસ.
૩૧ સદ્બોધ માળા મૂળ છાયા અને સાર્થ.
૩૨ જૈન સંવાદ રત્નમાળા.
૩૩ સુલસા સતીનો રાસ.
૩૪ કનકસેના સતીનો રાસ.
૩૫ ધનવતી સતીનો રાસ.
૩૬ તરંગવતી સતીનો રાસ.



# શુદ્ધિપત્રક:—

| પૃષ્ઠ | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૩ | ૩ | પ્રણેશ ! ?, | પ્રાણેશ ! ?, |
| ૧૦ ફુટનોટ | ૨ | સારી રીતે કર્યું. ૫ | સારી રીતે કર્યું. ૬ |
| ૧૧ | ૨૦ | છે બાળા, | છે એહિ જ બાળા, |
| ૧૨ | ૩ | ભવમાં | ભગવાં |
| ૧૪ | ૧૪ | તાત | તાત ! |
| ૧૬ | ૨૧ | નાનચંદ્ર | નાગચંદ્ર |
| ૨૦ | ૧૭ | [1]ભાવ લખી | ભાવ લખી[1] |
| ૨૩ | છેલ્લી. | શ્રેણિક | શ્રેણિક |
| ૨૬ | ૮ | માર્ગ | માર્ગે |
| ,, | ૧૩ | જિનરાજ | જિનરાજનાં |
| ૨૮ | ૧૫ | મૂખે | મુખે |
| ૩૩ | ૫ | ધ્રર | ધર |
| ૩૮ | ૧૨ | વિષ્ણ | વિષ્ણુ |
| ૫૫ | ૧૮ | વજ | વજ્ર |
| ૬૩ | ૧ | **अद्यव** | **अद्यैव** |
| ૬૭ | ૨૦ | કમતા | ક્રમતા |
| ૭૨ | ૨ | ભહુજન | બહુજન |
| ,, | ૩ | બવિયણ | ભવિયણ |
| ૭૬ | ૭ | અટંક | અટંકા |
| ૮૨ | ૧૯ | અચંલો | અચંભો |
| ૮૩ | ૬ | અવિ | આવી |
| ,, | છેલ્લી. | કરવી. | કરતી. |
| ૮૪ | ૯ | ભાંખી | ભાંખે |

| પૃષ્ઠ | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ,, | ,, | ધ્રરણી | ધ્રરણી |
| ,, | ૧૮ | પ્રસમે | પણમે |
| ,, | ,, | ભુપા; | ભૂપા: |
| ૯૦ | ૧૭ | પોઢ | પ્રૌઢ |
| ૯૧ | ૫ | હટ | હાટ |
| ,, | ૮ | ચાલીયો | ચલીયો |
| ૯૨ | ૩ | અછે હરે; | અછેહરે; |
| ૯૩ | છેલ્લી. | પૂર | પુર |
| ,, | ૩ | કોણ ?. | કોણ ?. |
| ૯૪ | ૧૮ | દશન | દર્શન |
| ૯૮ | ૧૭ | સુણીને. | સુણી કાને, |
| ૯૯ | ૪ | સહ | સહુ |
| ૧૦૧ | ૧ | સુખે | મુખે |
| ૧૦૪ ફુટ૦ | ૨ | ૮ ગુપ્ત. | આવજાવ. |
| ૧૦૫ | ૮ | જોરો | જોર : |
| ૧૦૮ ફુટ૦ | ૧ | વીરપી | વીરઠી |
| ૧૦૨ | ૧૪ | અટકસીયારે. | અટકળીયારે. |
| ૧૦૩ | ૪ | નાણું | ધાણું |
| ૧૧૯ | ૩ | नागेन्द्र | नागेन्द्रो |
| ૧૨૩ | ૨ | જ | જે |
| ૧૨૬ | ૬ | त्रहं | —त्राहं |
| ,, ફુટ૦ | ૪ | અહિ | અહિં |
| ૧૨૮ | છેલ્લી | અંતરની | અંતરની પીડ |
| ૧૩૨ | ૨ | બકે | બકે બહુ |
| ૧૩૧ | ૬ | કેરો | કેશ |
| ૧૩૩ | ૭ | કદર્થે ન | કદર્થેન |

| પૃષ્ઠ | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૩૪ | ૮ | थत्युग्र | अत्युग्र— |
| ૧૩૫ ફુ૦ | ૧ | ...... | ૪ લશ્કર વડે |
| ,, | છેલ્લી. | વિશ્રમ્યા | વિશ્રમ્યો |
| ૧૩૬ | ૧ | પુષ્કરણી[1] | ભૂનાથે[1] |
| ,, | ૭ | અવનીય | અવનીપ |
| ૧૩૮ | ૧૫ | રૂડે રંગે | રૂડો રંગ |
| ૧૩૯ | ૧૭ | વિષયા[11] અરાતિ; | વિષય[11] અરાતિ; |
| ૧૪૦ | ૩ | યુંગંધરી[4] | યુગંધરી[4] |
| ૧૪૧ | ૮ | લેટ્યા | ભેટ્યા |
| ,, ફુ૦ | ૧ | નિષેવ | નિષધ |
| ૧૪૨ | ૧૪ | લોગ | ભોગ |
| ૧૪૩ | ૧ | ભુનાથનીરે, | ભૂનાથનીરે, |
| ,, ફુ૦ | ૧ | શકે તેવા. | શકે નહિ તેવા. |
| ,, ફુ૦ | ૨ | પુદ્ગલિક સુખમાં | બીજાએ પરણેલ સ્ત્રીમાં |
| ૧૫૩ | ૭ | ગજપાળક× | ગજપાળક* |
| ૧૫૪ | ૪ | પૂર્વ દોહરાઃ— | પૂર્વ ઢાળ— |
| ૧૫૭ ફુ૦ | ૨ | ૭ પાંદડાંની. | પાંદડાંનું. |
| ૧૫૮ | ૧૭ | તે | ન |
| ૧૫૨ ફુ૦ | ૨ | ૭ મુળ— | ૭ મૂળ— |
| ૧૬૧ | ૧૭ | મુકી | મૂકી |
| ,, ફુ૦ | ૩ | પોતના | પોતાના |
| ૧૬૬ | ૮ | ઉપસગ | ઉપસર્ગ |
| ૧૬૭ | ૧ | થયો ચિત્ત | યથોચિત |

| પૃષ્ઠ | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૭૭ | ૪ | મુનીંદ્ર[૨] | ગૂઢાંઘ્રિ[૨] |
| ૧૭૯ | ૨ | કિમ ઉદ્દભટ વેશ નરિંદારે ? | સમતા રસનો તે કંદારે |
| ,, | ૨ | મુણીંદા | મુણીંદા |
| ,, | ૧૨ | તેહ | લઈને |
| ૧૮૨ | ૧૩ | તૂપ્તિ | તૃપ્તિ |
| ૧૮૫ | ૬ | જનમુનિ | જૈન મુનિ |
| ૧૮૭ | ૭ | ભાંખીયા, | ભાંખીયાં |
| ૨૦૫ | ૨૩ | **पद्म** | **पद्मं** |
| ૨૦૯ | ૮ | અમોગી[૩] | અમોઘી[૩] |
| ૨૧૪ | ૨૨ | ઘે | દે |
| ૨૧૫ | ૨૦ | ચાલ્યોરે: | ચલ્યોરે, |
| ૨૧૭ | ૨ | ભાજન | ભાજન |
| ૨૨૦ | ૧૭ | **कीर्ति** | **कीर्तिं** |
| ૨૨૬ | ૧૫ | છોડીએ | છોડી એ |
| ,, | ૨૦ | નિજુ | નિજ |
| ૨૨૯ | ૪ | ઠામું; | નામું ઠામું; |
| ૨૩૫ | ૧ | ત્યાંહિરે; | ત્યાંહિરે; |
| ,, | ૧ | ઉમાંહિ. | ઉમાહિં. |
| ,, | ૨૦ | વાણુથી | વ્હાણુથી |
| ૨૪૪ | ૨૨ | ફૂધિ | ધિક્ |
| ૨૪૭ | ૨૦ | આવ્યો ?, | આવીયો ?, |
| ૨૫૦ | ૬ | શાસનથી સુરી | શાસનસુરી |
| ૨૫૧ | ૧૬ | **दुग्धो-** | **दग्धो-** |

| પૃષ્ઠ | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨૫૫ | ૧૩ | बधः | बन्धः |
| ૨૬૩ | ૧૯ | ઉપાર્જ્યાં | ઉપાર્જ્યાં |
| ૨૬૫ | ૩ | નગર | નગરે |
| ૨૬૭ | ૨ | પદપંકજ | પદકજ |
| ૨૭૦ | ૯ | ભૂતળે | ભૂતળે |
| ૨૮૧ | ૧૨ | તેહનું | તેહનો |
| ૨૮૪ | ૧૪ | જેમણે | જમણે |
| ૩૦૧ | ૩ | ૦ | ૧ |
| ૩૦૨ | ૬ | સાંભળોરે | સાંભળેરે |
| ૩૦૭ | ૧૮ | આવા | આવી. |



## સદ્બોધ

નથી વાપરી વિદ્વતા ધર્મ કાજે,
નથી વાપરી પાઈ એ ધર્મકાજે;
નથી કામ કીધાં સ્વધર્માભિમાની,
વૃથા જન્મ ખોયો, કરી શી કમાણી!

ક. દ. ડા.